



"મેગુસી-સીરીઝ."



# અમારા દીકરાને!

સો૦ મ૦ દેશાઈ.

# બેટી તું સાસરે કેમ સમાશે?

(બીજી આવૃત્તિ.)

૧૧૬ પાનાનું આ પુસ્તક દરેક સાસરે સિધારતી કન્યાઓને વંચાવ્યા અને ગોખાવ્યા પછી સાસરે મોકલવાથી દરેક સંસાર સુખી નિવડશે એમ જણાયાથી તેની ૧લી આવૃત્તિ દોઢ માસમાં ખપી જવાથી **સુધારા સાથે બીજી આવૃત્તિ** છપાવવામાં આવી છે. સુંદર પુઠાં, સુંદર ટાઈપ, સુંદર કાગળ, અને સુંદર બાઈંન્ડીંગ સાથનું આ પુસ્તક જે રૂ૦ ૧-૦-૦ની કિંમતનું છે તે ઘર બેઠાં માત્ર ૧૨ આનામાં (વી. પી. સાથે) પહોંચાડવામાં આવશે. બીજી આવૃત્તિ ઘણી સુંદર છપાઈ છે, માટે જરૂર તમારી દીકરીઓને લગ્ન પ્રસંગે આ ભેટ આપીને સાસરે મોકલવા ભલામણ કરૂં છું. એ પુસ્તકવિષે આપવામાં આવેલા અભિપ્રાયોમાંથી થોડાક નીચે મુજબ છેઃ—

"**જામે જમશેદ**"નો અભિપ્રાય. (તા૦ ૨૭ અકટોબર ૧૯૧૯.)

## બેટી તું સાસરે કેમ સમાશે?

લખનાર મી૦ સો. મ. દેશાઈ.

એક દીકરી પરણીને સાસરે જાય તે અગાઉ દરેક માતપીતાની ફરજ છે કે સાસરીયામાં કેમ વર્તવું અને એક નમુનેદાર મોહોરદાર તરીકે પોતાના સંસારને કેમ સુખી બનાવવો તે વિશે તેણીને નસીહત કરવી. આ પુસ્તકના લખનાર મી૦ સો. મ. દેશાઈએ પોતાની બેટી સાસરે સીધારતી વેળાએ તેણીને જે કીમતી બોધ આપ્યો તેને લગતાં પંદર લખાણોની હારમાળાનો સંગ્રહ આ પુસ્તકમાં આપ્યો છે. ગુજરાતી, ઈંગ્રેજી તેમજ ફારસી શાયરોની નસીહત જગેજગ ટાંકી છે. નણંદ, ભોજાઈ, સાસુ, પતી, વગેરે સાથે સાસરીયામાં કેમ વર્તવું અને કજીયા કંકાસને દુર રાખીને સંસારને કેમ મીઠાશ ભર્યો બનાવવો તે વિશે ગોખી રાખવા લાયક શીખામણ આપી છે. સાસરે જતી દરેક વહુઓ જો એ સઘળી શીખામણ પ્રમાણે ચાલે, તો ઘરેઘર જોવામાં આવતા સાસુ વહુના કજીયાના ઘણાક રોડર ઓછા થવા પામે, અને લગ્ન પછી છ મહીનામાંજ દીકરો પોતાની મોહોરદારને લઇને મા બાપથી જુદો રહેવાના બનાવો ઝાઝા દાનવા પામે નહીં. મી૦ દેસાઇની કીમતી નસીહતોવાળું આ પુસ્તક દરેક કુટુંબમાં રાખવા લાયક અને સાસરે જવા લાયકની દીકરીઓ

માટે ફક્ત વાંચવાજ નહી પણ અભ્યાસ કરવા લાયકનું છે. તેથીજ બીલીમોરા-વાળા શેઠ બરજંન [illegible] ન. મેંગુસીએ રૂા૦ ૩૦૦ની મદદ, પોતાના મરહુમ સપુતની યાદમાં આપીને એ પુસ્તક અરધી કીમતે યાને માત્ર આઠ આનાની કીમતે વેચવ.ની ગોઠવણ કરાવી છે. પુસ્તકના દીબાચામાં કર્તા વાજબી રીતે જણાવે છે કે લગ્ન પ્રસંગે ખરચાળુ ભેટોમાં તણાવા કરતાં જો પરણુતી કન્યાઓને આવાં પુસ્તકો ભેટ આપીને સાસરે મોકલવામાં આવે, તો તેઓનો સંસાર સુખી નીવડવા સાથ કોમની આબરૂ ઇજતમાં વધારો થવા પામે. પણ કમનસીબી એ છે કે આજની ઉધરતી છોકરીઓ પ્યારની વારતાઓના પીજણુ પાટલા જે મોટી હોંસથી વાંચે છે, તેના દશમા ભાગ જેટલીબી ઉલટ આવાં ઉપયોગી લખાણો વાંચવા માટે બતાવતી નથી.

"જ્ઞાન વર્ધક"નો અભિપ્રાય. (અકટોબર ૧૯૧૯.)

---

**બેટી તું સાસરે કેમ સમાશે?** મી૦ શે. મ. **દેશાઇએ** બે માસિકો "હીંદી ગ્રાફીક" અને "જ્ઞાન વર્ધક"માં પુત્ર અને પુત્રીને શીખવનારૂં ચાનક રૂપી લખાણ અનેક ભાગથી લખ્યું છે. જેમ મી. દેશાઇના આ માસિકદ્વારે પ્રકટ થતાં "મ્હારા દીકરાને!" લગતાં જે ચાનકરૂપી લખાણો રજુ થાય છે તેવાજ પ્રકારની રૂડી શીખની એક વિગતવાર હાર–માળા 'હીંદી ગ્રાફીક'માં "બેટી તું સાસરે કેમ સમાશે?" એ નામથી પ્રગટ થઇ ચુકી છે. આ બંને કીમતી વિષયો હાલમાં પુસ્તકરૂપે પ્રગટ કરવામાં આવે છે જે માંહેલી પહેલી કીતાબ "મેંગુસી–સીરીઝ"ના નામે "બેટી તું સાસરે કેમ સમાશે?" એ નામથી અત્યાર આગમચની બાહેર પડી ચુકી છે.

જાડાં સુંદર પુઠાં સાથના ૧૧૬ મોટા સફા સાથની આ ચોપડી બીલીમોરાના વતની મી૦ બરજોરજી નશરવાનજી મેંગુશીએ પોતાના મર્હુમ પુત્ર દીનશાજીની યાદમાં છપાવી પ્રગટ કરેલી હોવાથી તે માત્ર ૮ આનાની કીંમતે વેચવા સારૂ બાહેર પાડી છે. ચોપડીની મુળ કીંમત રૂા૦ ૧) છે જે ભાઇ મેંગુશીની વખાણવા લાયક સેવાનાં પરીણામે માત્ર ૮ આનાથી મલી શકે એવી શુભ ગોઠવણ અંતથી અમલમાં મેલી છે.

આ પુસ્તક પરણુતી દરેક કન્યાઓને હર્ષ અને ઉમકાઇ સહિત ભેટ આપી શકાય એવું ઉમદા છે.

આ પુસ્તક મી. દેશાઇની પાકટ અને રસીલી કલમનું એક આવકારદાયક પ્રકરણ રજુ કરે છે.

સાહિત્યના રૂડા આશીર્વાદો વાંચક વર્ગમાં ફેલાવવાનું આવા પ્રકારનું પુણ્ય બેશક પસંદ કરવા જોગ છે.

અમો દરેક વાલી યા માબાપોને આ ઠરેલ કલમથી લખાયલું અતિપે ઉપયોગી પુસ્તક પોતાની પરણેલી યા કુંવારી દીકરીને વંચાવવાની ખાસ અરજ કરીશું,-કે તેથી સંસારી જીંદગીમાં તેઓને કાંઇક નવું જાણવાનું તેમજ શીખવાનું મળી શકે. માત્ર ૧૨ આના કર્તા ઉપર-સ્ટેશનરોડ, નૌસારીને સરનામે મોકલી આપવાથી આ પાકી બાંધણીનું સુંદર પુસ્તક મેળવી શકાશે.



"દીલે આરામ"નો અભિપ્રાય. (અકટોબર ૧૯૧૯.)

## બેટી તું સાસરે કેમ સમાશે?

જાડાં રોનકદાર સુંદર પુઠાંમાં છપાયલી મોટાં ૧૧૯ પાનાની આ ચોપડી છે. તેના કર્તા સો૦ મ૦ દેશાઇ છે કે જેવણનું નામજ આવી કીસમના વિષયો લખવા માટે એક ગેરંટી સમાન છે. આ ચોપડીની અસલ કીંમત રૂા. ૧) હતી, પણ શેઠ બ. ન. મેગુસીની રોકડ મદદથી તે આઠ આનાની કીંમતે હાલ વેચાય છે. આ ચોપડી સાસરે જતી બેટીઓ માટે કીંમતી છે એટલુંજ નહી, પણ તમામ સ્ત્રી વર્ગ માટે આશીરવાદ સમાન બોધ વચન દર્શાવતી ગોયા હીરા જડીત માળા છે: બલકે, ગોયા લગન પ્રસંગે ભેટ થતા હજારો દાગીનાથી શ્રેષ્ટ દાગીનો છે, કે જે માંહેલાં લખાણની કીંમત આંકો તો લખો રૂપીઆથી આલે છે! લગન પ્રસંગે અપાતી ભેટ સોગાદો કીમતમાં ભલે ગમે તેટલી હોય પણ ખુબીમાં જે આ ચોપડી છે તેની સરોબરીમાં કોઇબી પ્રેઝંટ આવી શકશે નહી. અને તેટલા માટે આ ચોપડી લગન પ્રસંગે તો શું, પણ સ્ત્રી જાતીનું ભલું ઇચ્છનારે હરકોઇ સ્ત્રીને તે ભેટ આપવાને ખચીત લાયક છે આ ચોપડી માંહેલા કેટલાક "હીરાને મુલ"ના શખુનો નમુના તરીકે ઉતારી લેવાની અમને ઘણી લાલચ થાય છે. પણ જગાની સંકડાશ અમારો હાથ ખાંચે છે. ટુંકમાં, આ હસ્વા સરખી નજીવી કીંમતની ૮ આનાની ચોપડી "દીલેઆરામ"ના એકે એક વાંચકોએ પોતાનાં બચ્ચાંઓના હાથમાં મેલવાની અમારી મજબુત ભલામણ છે. આવી તમામ નીષકલંક નિતીમાન બોધદાયક ચોપડીઓ આજે હજારોમાં એકબી બાહેર પડતી નથી. આ ચોપડી મી. શી. મ. દેશાઇને નવસારી લખવાથી મળી શકશે.

"ચેરાગ"નો અભિપ્રાય. (અકટોબર ૧૯૧૯.)

આશરે સવાસો સફાનું આ પુસ્તક રચવામાં મી૦ શી૦ મ૦ દેશાઈને બહુ શ્રમ પડયો હશે. પુસ્તકમાં પંદર શિક્ષણ સમાવવામાં આવ્યાં છે, અને તે સઘળામાં પૂર્વ અને પશ્ચિમના વિચારોનો જે સમૂહ એકઠો કરવામાં આવ્યો છે તે ઉપરથી માલમ પડે છે કે, કર્તાનો સાહિત્યનો અભ્યાસ બોહોળો છે. એક કન્યાનું વેશવાળ થાય ત્યારથી તે તે માતા બને ત્યાં સુધી તેણીએ કેમ વર્તવું જોઈએ તે માટે પેદરપે બોધ આપવામાં આવ્યો છે, જે ખરેખર આજના વખતમાં એક બાળકીને હજારો રૂપીયાનાં જડાવ અને ઘરેણાની ભેટ કરતાં વધારે કિમતી થઈ પડવો જોઈએ. મી૦ દેશાઈએ ખરેખર પરણતી અબળાઓની સારી સેવા બજાવી છે, અને આપણ ઇચ્છીશું કે, જ્યારે મી૦ બરજોરજી નશરવાનજી મેંગુસીએ પોતાના મરહુમ જવાન દીકરા દીનશાહની પવિત્ર યાદમાં આ પુસ્તક પ્રસિધ્ધ કરવાનો ખર્ચ આપ્યો છે ત્યારે, તે અરધી કિમ્મતે (રૂ૦ ૦ાામાં) મળતું હોવાથી, તેની સેંકડો નકલો ખપી જવી જોઈએ. જો કે પ્રારંભમાંજ સાદી રામશનીને લગતી એક ચીજમાં ગમગીનીને લગતો બનાવ જોડી આપવામાં વિવેક વપરાયો નથી. તેથી કદાચ કોઈ ભેટ કરનારનું અને લેનારનું દીલ કચવાવાનો સંભવ છે,—તોપણ અંદરની શિખ તરફ જોતાં પુસ્તક દરેક પરણુતી પારસી બાળકીના હાથમાં એક ઝવાહિર થઈ પડવું જોઈએ.



# મ્હારા દીકરાને!

લખનાર,

**શો૦ મ૦ દેશાઈ.**

હીરા મણિ રત્ન સો તો જડહિ પ્રકાશ આપુ,
આપકો ન જાને તાંસુ જાનો એક દેશી હે;
જ્ઞાન તો સ્વયં પ્રકાશ આપકું વિજાને પુનિ,
ચિદ્દઘન એક રસ શુદ્ધ સર્વ દેશી હે;
જાન તું સ્વરૂપ તેરો અસ્તિ ભાતિ પ્રિય ઐસો,
દુઃખ રૂપ માની રહ્યો તેરી મતિ કેસી હે;
કેત હરિસંગ મિથ્યા દેહકું તું માને મૂઢ,
મેરો કહ્યો માને તો કટારિ ખાય જેસી હે.

**નવસારી.** **ઇ૦ સ૦ ૧૯૧૯.**

**કીંમત રૂ. ૧—૦—૦**

પ્રગટ કરનાર—**મી૦ શોરાબજી મંચેરજી દેશાઇ**, ઠે, સ્ટેશન રોડ,—**નવસારી.**

આ પુસ્તક સુરત મ્યુનિસિપાલીટીની સામે ફ્રેઝર દરીયા મહેલમાં આવેલા ગુજરાત સ્ટાન્ડર્ડ પ્રેસમાં ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળાએ છાપ્યું છે.

## યજ્દાં!

### મ્હારા ન્હાના મિત્રની પવિત્ર યાદમાં.

મ્હારા પ્રિય આત્મબંધુ **દીનશાહ!**

સને ૧૯૧૪ના નવેમ્બર મહિનામાં જ્યારે આપણુ બીડમાં સાથે રહેતા હતા, ત્યારે તેં ત્હારી અભિલાષાઓથી મને અજાયબીમાં ગરકાવ કીધો હતો. તે વખતે ત્હારી ઉમર ભાગ્યે ૧૪ વર્ષની હશે. એટલી નાની વયમાં તેં જે રંગ બતાવ્યો તે કોઇપણ માત-પિતાને મગરૂર થવાને પૂરતો હતો. એટલી નાની વયે થીઓસોફી, ફીલસુફી, મરણ પછી માણસની હાલત, પેગામ્બરનો અધિકાર, વગેરે ઉંચા ખ્યાલો વિષે ત્હારા સવાલો ત્હારી કાબેલિયતનું માપ દેખાડતા હતા; એટલુંજ નહીં, પણ તેની સાથે ત્હારાં લક્ષણો પણ તે વિચારોને અનુકૂળજ હતાં. ત્હારી મેંઢાં જેવી નમ્રતા, સાલસાઈ, શાન્ત સ્વભાવ, વડીલો તરફની ફરમા-બરદારી, મિનોઇ જ્ઞાન તરફ ફીદાગીરી, આ સઘળું અમોને સંતોષ આપવા સાથ લગાર ચિંત્તા ઉત્પન્ન કરનારૂં લાગતું હતું. સબબ એક બાળ—શરીરની અંદર કોઇ મહાન રૂહે વાસો કીધો હતો, અને તે પેલાં જગ મશહુર ફારસી વાકયની યાદ આપતો હતોઃ

"બોઝોર્ગી બા અકલસ્ત, ન બા સાલ."

વળી ત્હારી જીંદગી એવી પવિત્ર હતી, કે એટલી ન્હાની વયમાં તેં ત્હારા ખુરાકમાંથી પલીદ ચીજો (જાનવરી પદાર્થો) દૂર કીધી, અને એક ફીલસુફને લાયક સાદા ખુરાક ઉપર સંતોષ માન્યો; અને એવી રીતે જીંદગી ગુજારવામાં, બીજાં પારસી માબાપોથી જુદીજ રીતે, ત્હારાં ડહાપણવાન માત-પિતાએ તુંને ઉત્તેજન આપ્યું. આ રીતે તેં ન્હાની ઉમરમાં અમોને આશા આપી કે ભવિષ્યમાં તું ત્હારી કોમની, દુનિયાંની, ત્હારા પેગામ્બર ગુરૂ જરથોસ્તની, અને ખુદાની સેવા બજાવનાર કોઇ પ્રતિષ્ઠિત નર બનશે; પણ, અરે! તે આશા ફળી નહીં, અને તું અમારા વચ્ચેથી, જેમ એક બુલબુલ ઉડી જાય તેમ ૧૯ વર્ષની જુવાન વયે ઉડી ગયો! પણ-તું ઉડી ગયો નથીઃ વહાલા **દીનશાહ**, જો કે ત્હારૂં શરીર છુટું પડયું છે, તોપણ તું હંમેશ અમારી સાથેજ છે; અને કોઇવાર આપણ સઘળાં શરીરમાં ફરીથી મળીશું.

ત્યારે હમણા અમો એટલીજ અંતઃકરણની દુવા ગુજારીશું કે, ફરીથી આપણે આપણા પેગામ્બર અને ખુદાની સેવા આ દુનિયામાં બજા લાવવાને સાથે મળ્યે, ત્યાં લગી તું ખુદાઈ રોશની અને અમર સુખમાં આસાએશ લે! તથાસ્તુ!

"ચેરાગ" ઓફીસ, વાઘરેચ,
(વાયા **બીલીમોરા.**)
તા૦ ૧૯—૧૦—૧૯૧૯.

ત્હારો ગરીબ દોસ્ત,
**નશરવાનજી ફરામજી બીલીમોરીયા.**



બેહેસ્તનશીન
દીનશાજી બરજોરજી મેગુસી.

# બે બોલ.

મુંબઇનાં જાણીતાં ચોપાન્યાં "હિંદી-આફ્રીક"માં "બેટી તું સાસરે કેમ સમાશે ?" એ શિક્ષણો જે વેળાએ પ્રસિધ્ધ કરવા માંડયાં, તેજ વેળાએ ત્યાંના પ્રખ્યાત "જ્ઞાન વર્ધક અને માસિક મિત્ર" નામના ચોપાન્યાંમાં સંસારની શાળામાં દાખલ થતા "**મ્હારા દીકરાને !**" ફરમાનો છપાવવા માંડયાં હતાં. આ લેખો વાંચક વર્ગને ઘણા પસંદ પડયાથી તે પત્રો પણ પુસ્તકના આકારમાં છપાવવાની ખાહેશ બતાવનારાં અનેક ગ્રહસ્થો તથા બાનુઓ તરફથી ઉ-તેજનના કાગળો આવ્યાથી મેં તે લેખોનું આ પુસ્તક બહાર પાડયું છે. આ પત્રો લખવા માટે જ્ઞાનવર્ધકવાળા વિદ્વાન અને ઉપયોગી ઉદ્યોગી એવા મ્હારા મરહુમ મિત્ર જેહાંગીર. ન. પાલીશવાળાએ મને જા બ જા ભારે ઉત્સાહ પૂર્વક ઉ-તેજન આપ્યું, તેમના અશો આત્માને હું આજે નમનપૂર્વક યાદ કરૂં છું.

આ પુસ્તકમાં પણ મ્હને મદદ આપનાર મ્હારા હિતેચ્છુ બંધુ શેઠ **બરજોરજી નસરવાનજી** મેગુસી, તથા મ્હારાં દરેક સાહિત્યના કામમાં પહેલાંથી આજ સુધી મને ટેકો આપનારા શુભેચ્છક બંધુઓ ભાઇશ્રી **દીનશાહ** મેહેરવાન ઈરાની તથા એરવદ સાહેબ **રૂશતમજી બેજનજી રાનજી**નો હું ઉપકાર માનું છું.

આશા રાખું છું, કે પોતાના દીકરાઓ સંસાર માંડે તે પહેલાં દરેક મા-બાપ તેઓને પરણતી વેળાએ બીજી મોટી ભેટો આપવા કરતાં આ પુસ્તકની ભેટ આપશે તો પોતાના દીકરાને સંસારની શાળામાં એક સુકાનીની પેઠે મદદગાર થઈ પડશે. વાંચક વર્ગ તરફથી હું ઉ-તેજન માગતો હોવા છતાં સર્વને ખરીદ કરવાને બની શકે એટલા માટે ૧૪૦ પાનાનું આ પુસ્તક રૂા૦ ૧)ની કિંમત છતાં, આ પુસ્તક (વી૦ પી૦ સાથે) ઘર બેઠાં દરેક ગ્રાહકને માત્ર ૧૨ આનામાં મળી શકશે. માટે જો ઉ-તેજનને લાયક જણાય તોજ આ પુસ્તકને ઉ-તેજન આપી તમારો સંસાર સુખી કરજો.

સેવક,

**શો૦ મ૦ દેશાઈ.**

## પુસ્તક મળવાના ઠેકાણાં.

૧—એરવદ સાહેબ રૂશતમજી બેજનજી રાનજી.
હ્યુજીસ રોડ—ચોપાટી—મુંબઈ.

૨—મેસર્સ જેહાંગીર બેજનજી કરાણીના છોકરાઓ.
પારસી બજાર-કોટ—મુંબઇ.

૩—મી૦ બેહરામજી મનચેરજી દેશાઈ બી૦ એ૦
સ્ટેશન રોડ—નવસારી.

"પ્રજા મિત્ર અને પારસી"નો

અભિપ્રાય. (તા૦ ૨૭ સપ્ટેંબર ૧૯૧૯.)

# "બેટી તું સાસરે કેમ સમાશે?"



બેટી તું સાસરે કેમ સમાશે? એટલે સાસરે જતી વહુ સાસરીયાંમાં કેમ શોભશે? નામનું પરણુતી કન્યાને સાસરે જતી વેળાએ ભેટ આપવા લાયક પુસ્તક અમો ઉપર મોકલી આપવામાં આવ્યું છે, જેની પહોંચ અમો માન સહીત સ્વીકારયે છીએ. તેમાં સાસરે સુખી થવા માટે કન્યાએ પોતાના આસપાસનાઓ સાથે કેવાં માનપાન સાથે વર્તવું, પોતાને મળતાં માનથી તથા ધણી ઉપર પોતાના ચાલતા લાગવગથી છલકાઇ નહી જતાં કેવી નરમાશથી તથા આજુબાજુનાઓને સુખી કરવાના ખ્યાલથી કામ લેવું, કાંઇ દુઃખ આવી પડતાં અકળાઇ નહી જતાં ધીરજથી તે સહન કરી કેવી રીતે સરળ માર્ગ લેવો, સ્વારથી નહી બની જતાં પોતાના દીલમાંનો ઉદાર જુસ્સો અને ભલા ગુણોને કેવી રીતે ખીળવવા, તુંદાઈ તે હેકરાઈનો ખ્યાલ કદી નહી કરતાં આસ પાસનાઓ સાથે કેવી ઘટતી અદબઅદા અને તાઝીમતવાઝોથી વર્તવું, ટુંકમાં કહયે તો સાસરીયાને પોતાના અતલગના વહાલાં ગણી તેઓના સુખમાં પોતાનું કેવી રીતે સુખ માનવું તેનું શીક્ષણુ પ્રસંગોપાત દાખલા દલીલો સાથે આ પુસ્તકમાં આપવામાં આવ્યું છે. આ પુસ્તક વાંચવાથી જુદી જુદી કોમમાં લગ્ન વગેરેને લગતા ચાલતા રેવાજો ઈત્યાદીના સંબંધમાં ઘણું નવું જાણવાનું બને છે; તેમજ આપવામાં આવેલા દાખલાઓ બે ઘડી જ્ઞાન સાથે ગમત આપનારા થઈ પડે છે.

કન્યાને સલાહ આપનારૂં આ પુસ્તક કહાડીને સંતોશ નહી પકડતાં ગ્રંથકાર કુદરતીજ કન્યા પછી પરણુતા છોકરાને સલાહ આપનારૂં પુસ્તક થોડા વખતમાં બહાર પાડનાર છે, અને તે પછી એજ ઢબનાં બીજાં બે પુસ્તકો બહાર પાડવાનો ઈરાદો રાખે છે. ઉપલાં પુસ્તકની કીમત અસલ એક રૂપયો રાખવામાં આવી હતી પણ આવાં સવેળાએ ચાનક આપી સારે રસ્તે દોરવનારાં પુસ્તકનો બને એટલો વધુ ફેલાવો કરવાની શુભ નેમથી તેની કીંમત હાલમાં અરધોઅરધ ઘટાડી આઠ આનાની રાખવામાં આવી છે.

# મ્હારા દીકરાને!

## સંસારની શાળામાં દાખલ થતા પુત્રને લખેલા પત્રો.

## Advisory Epistle from a worldly father to his son.

## ફરમાન ૧ લું.

"*Character is like a cloth; if white it can be easily dyed black, but once blackened, can never be dyed white.*"

મ્હારા વ્હાલા દીકરા!

ભલે જા, ભલે જા, સંસારની શાળામાં ભલે દાખલ થા. દીકરા! આ શાળાના મકાનમાં પગ મૂકતાંજ ઉંબર આગળ વાંકો વળજે, કેમકે એ શાળાનું ચોકઠું ઘણું નીચું છે, માટે જો વાંકો વળ્યા વગર માંહે પેસશે તો માથું અફળાઈ જશે. ત્યાં જુદા જુદા પ્રકારનાં નરમ વચનો ઉચ્ચારતાં ત્હારે શિખવું જોઈશે. યાદ રાખજે, કે નરમ શબ્દો આત્માને નરમ બનાવે છે. ગુસ્સાભર્યા શબ્દો આગમાં તેલ ઉમેરી મોટા ભભુકા ઉઠાડે છે. માયાળુ શબ્દો સઘળા સંસારી નિશાળિયાઓને મળતાવડા બનાવે છે. મમતા વગરના ઠંડા શબ્દો ત્હારા ભાઈબંધોને બરફની માફક ઠરાવીને બાંધી દેશે. ગરમ શબ્દો તેમને બાળીને ખાક કરશે. કડવા બોલ તેમનામાં કડવાશ ઉત્પન્ન કરશે, અને ઘુરકીને બોલેલા ક્રૂર શબ્દો તેમને ક્રોધાયમાન બનાવશે. રોજના દુઃખાપાટમાં તું માયાળુ મમતાળુ શબ્દો અજમાવી જોજે. ઘણી ઘણી મુશ્કેલીઓ તેથીજ દૂર કરી શકાશે. શબ્દો જાત જાતના આવે છે. પતરાજીખોરા શબ્દો આવે છે. બડાઈખોરા બોલો આવે છે, ને આડંબર બતાવનારાં વચનો પણ આવે છે. પોકળ ને નજીવા શબ્દો પણ આવે છે. ને નકામા શબ્દો પણ આવે છે. ઉતાવળ્યા બોલ બોલાય છે. ઈલત મારનારાં વચનો બોલવામાં આવે છે. ભોળા ને મૂર્ખતાના બોલ પણ બોલાય છે. ખાલી ને નિરર્થક શબ્દો આવે છે, તેમ અપવિત્ર ને બિભિત્સ શબ્દો પણ બોલવામાં આવે છે. ચાંપળિયા ગડબડિયા ને ધિંગામસ્તીના શબ્દો પણ આવે છે. વળી યુદ્ધના ને લડાઈના શબ્દો પણ જુદા આવે છે. આ બધા જુદા જુદા શબ્દોની જુદા

જુદા પ્રકારની મુજનીથી જુદી જુદી આકૃતિઓ ઉત્પન્ન થઈને મનુષ્યના આત્મા ઉપર નવી નવી છબીના છાપ પાડે છે. જેવી રીતના આકારો આત્મા ઉપર પડે, તેવી રીતની શાન્તિ, સમાધાન, સધિયારો, રાહત, હિંમત કે દિલાસો મળે. દુઃખી જીગરને વિરામ આપવાના દિલસોઝ શબ્દો જીગર ઉપર "દિલાસાની આકૃતિ" ચિતારે છે. જો ત્હારા સંસારી નિશાળિયાઓનાં દુઃખી જીગરો ઉપર માયાળુ શખુનોની સબી પાડવાનો ત્હારો કેમેરા ટાંકીને ગોઠવીશ તો જરૂરજ તેમનાં હ્રદયમાં દિલાસાનું ચિત્ર પડી રહેશે. માટે મ્હારા વ્હાલા દીકરા! સૌથી પહેલાં ત્હારી સંસાર શાળામાં તું નમ્ર રહેજે ને નમ્રતાના શખુનોજ ઓચરજે.

"નમે તુરી બહુ તેજ, નમે દાતા ધન દેતો,
નમે અંબ બહુ ફુલ્યો, નમે જર હર બરસંતો.
નમે સિંહ ગુનવાન, નમે ગજબેલ સવારી,
નમે સો ભારી હોય, નમે કુલવંતી નારી.
કંચન પન કસિયો નમે, બ્રહ્મ બેન સાચું ચવે;
સૂકા કાષ્ટ, અજાન નર, ભાંગ પડે પન નહિ નમે."

દીકરાજી! જે પ્રિયાની પ્રીતિ મેળવી તેણીને પરણવાની મરજીથી રાત ને દહાડો તમે મ્હારૂં માથું ખાતા હતા ને અનેક પ્રયત્નો કરતા હતા, તે દિવસોની યાદ પાછી ને પાછી તાજી કર્યા કરવાનું હવે તને ખુશનુમા કેમ નથી લાગતું? તે દહાડાઓની કદર તમે પરણ્યા પછી કેમ કરતા નથી? મનમોહિની માશુકડીને મેળવવાના કલાકો તને કેટલા બધા થાકવી નાખનારા હતા, તેની યાદદાસ્ત તમે કેમ ભુલી જાવ છો? ભાર્યાને મળી ચૂકયા પછી તે સુંદર કલાકો કેવા વહેલા ભુલાઈ ગયા છે તેનું તમે સ્મરણ કેમ કરતા નથી? કોરીન્થના ગવર્નર મીનોટીનીની બેટી ફ્રાન્સીસ્કા, આલ્પ નામના આશકને ચાહતી'તી, અને આલ્પે જ્યારે "તને મ્હારી મહિલા માશુક નહીં બનાવતો!" એટલાજ શબ્દ કહ્યા ત્યારે તુર્તજ તેણીનું જીગર તેજ પળે ચિરાઈ ગયું હતું, ને તાત્કાળ મરણ પામી હતી! માટે હે દીકરા! ત્હારી પ્રિયાની પહેલી "સાહેબજી સલામ"ના સમયનો આનંદ આજે તું આટલો જલદી કાં વિસરી જાય છે? ત્હારી તે પ્રિય કાંતાને ઘરેથી પરણવાનું સાટું નક્કી કીધા પછી મ્હારે ઘેર પાછાં ફરતી વખ્તે તેં ભવિષ્યના સુખોના જે સ્વપ્ના દીઠા હતા તે એટલા જલદી કાં વિસરી ગયો? સંસારની શાળામાં પેઠા પછી ત્હારા તે સ્વપ્ના ખરેખરા સિદ્ધ થયા છે કે? તમે જેવા સુખના સ્વપ્ના દીઠા હતા તેવા આજે તે તમને ખરા લાગે છે કે? શાહપુર પાદશાહની નશિયત યાદ કર, કે છુટથી બક્ષેશ અને માફી આપનાર તેજ શખ્સ છે, કે જે સોના અને પથ્થરની કિંમત સરખી સમજે છે. ખુદાતાલાની મદદ અને ઇચ્છા વગર સ્ત્રીને પતિવૃતાપણું ને પુરૂષને બ્રહ્મચર્ય પ્રાપ્ત થતું નથી.

વ લેકીન ન બીનદ કસ આહુએ ખીશ;
તુરા શૈશન આયદ હમી ખુએ ખીશ.

(શાહનામુ.)

એર. કોઈ પણ મનુષ્યને પોતાનો દોષ દીઠામાં આવતો નથી, અને સર્વ મનુષ્ય પોતાનીજ હુશિયારી ને વિદ્વતા પોતાનીજ આંખોમાં આવી રહેલી સમજીને સંસારની શાળામાં વર્તે છે. જ્યારે તું ત્હારી રમણીનો હાથ મેળવવા માટે આતુર, ઉત્સુક, હોંસીલો ને ઉત્કટ હતો, તેવોજ નિમ્ર, તીક્ષ્ણ, ને ચંડ જુસ્સાવાળો પરણ્યા પછી તું શાથી રહ્યો નથી, તેનો જરા વિચાર કર. ત્હારી અર્ધાંગના મહિલા પ્રત્યે ત્હારી જે હોંસ ઉલટ લગ્ન થવા પહેલાં હતી તે હોંસ ઉલટ ઉપર આજે શું ત્હારી વલ્લભાનો પવિત્ર હક્ક રહ્યો નથી વારૂં? આજે તે ઉલટ એટલે બધે દરજ્જે છેક નિચાણમાં કેમ ઉતરી પડી છે? તેણીએ ત્હારે થકી પોતાની પહેલી દુન્યા તજી છે, ત્હારે સારૂ તેણીએ બાપીકાં ઘરનો છોકરવાદ આનંદ ગુમાવ્યો છે. પોતાનાં માબાપનો છાયો ત્હારેજ માટે તેણીએ છોડી દીધો છે. સંધું સંધુ તેણીએ એકલા ત્હારાજ પ્રેમ અને ત્હારાજ પ્યાર ઉપર તજી દીધું છે તેનો વિચાર કરીને, ત્હારે તેણી સાથે વર્તન ચલાવવું લાજમ છે. તેણીએ ત્હારાં સુખ અને ઇકમાન ઉપમાનના ભરોસા ઉપર ત્હારો હાથ ધર્યો છે, તેને સાચા નિવડવાની ત્હારી ફરજ તું કાં ભુલ્યો છે?

"બાવાજી!" દીકરો બોલ્યો; "ઇતિહાસનો જાણીતો દાખલો તમને શું ખબર નથી, કે ફ્રાન્સીસ ડા. રીમીનીએ પોતાના ભરથાર લેન્સીઓટો મેલેટેશિયાથી છુપી રીતે પોતાના દેર પઓલો સાથે જનાકારી કીધાથી ઈ. સ. ૧૩૮૯માં લેન્સીઓટોએ બન્નેનાં ખુન કીધાં હતાં કે; 'જે ઘર બગડયું તે ફુંકી દીધા શિવાય તેમાંથી મરકી જતી રહેતી નથી!" બાપ કહે; અને શું તું નથી જાણતો, કે મૂર્ખ આદમી જે ચીજનું સુગીયા કરતો કરતો પોતાની અમુક ઈચ્છા ધરાવે છે તેમાંજ તેનો વિશ્વાસ ને પૂર્ણ માન્યતા હોય છે? As the fool thinks, so the bell clinks. ચોરને બધાંજ માણસો ચોરી કરતાં દેખાશે. ત્હારી પોતાની દાનત ઉપરથી બીજાંઓની દાનતનું તોલ કરજે. જેઓ આજે ન્હાની ઠગાઈ કરતાં દીઠામાં આવે છે, તેઓ એક વર્ષમાં તો મોટી ઠગાઈ કરવામાં પાવરડાં થએલાં જણાશે, માટે ત્હારા વહેમ ને સુગનો ખિસો બીજાંના કહેલા માલથી તર કરવા કરતાં, તે ખિસો ખાલી જોવામાંજ તું ખુશી માનજે. જવાન અપ્છરાઓના ઉમંગ રંગ જોઈને ન્હારી દારા હેબતાયા કરે તેને તું અદેખાઈનું રૂપ નહીં આપ. તેણી ત્હારી એક મિઠા બોલની ઉમેદવાર રહે, તો તેણીને તેટલા ન્હાના બદલામાંથી પણ અળગી નહીં રાખ. તેણીની ન્હાની ન્હાની કસુરો તરફ ત્હારા કાન ત્હારી આંખો આગળ પડદા માફક લવીને

આંખ આડા કર. તેણી સોય દોરો લઇને સિવતી ભરતી હોય ત્યારે જરા ખ્યાલ કર, કે દરેક દોરો પરોવતી વખ્તે તે બિચારી ત્હારા પ્રેમ સાથે પોતાનો પ્યાર ગુંથવાના આગલા દહાડા યાદ કરતી જાય છે, ને મનમાં ને મનમાં ઝુરી ઝુરીને બળતી જળતી જાય છે. ગ્રીષ્મ ઋતુના ઉનાળાના દિવસો એ પ્યારના અને નિર્દોષ આનંદના લેખાય છે. એ દિવસો આખી જગતને આનંદ આપે છે તે વેળાએ જો ત્હારી સંસારી શાળાને તું આનંદ ન આપે તો દુઃખી દિવસો જોનારી આખી પૃથ્વિ ઉપર તેણીજ બાપડીને એકલી ઝુર્યા કરતી તું કેમ દેખી શકીશ? હાથી ઘણો હરામી ને મસ્તાન થાય ત્યારે પોતાનેજ મોઢે માથે ધૂળ ભરે છે. બોર વંશના નબીરાઓનો મુદ્રાલેખ છે કે, All is good to the good. ભલાંને બધુંજ ભલું દેખાય છે. આ ઉપરથી ફ્રીન્ચ અને જીરાર્ડ ખાંદાનવાળાઓ એમજ બોલતા જણાય છે કે, "એટલા માટે ભલાઇથી ભુંડાઇને તાબે કરો!" વળી ભર્તૃહરિ કહી ગયા છે કે, "તપાવેલાં લોઢાં ઉપર પાણીનું ટીપું પડયું હોય તો તે પાણીનું નામ નિશાને રહેતું નથી. પરંતુ તેજ ટીપું કમળનાં પાંદડાં ઉપર પડે છે તો મોતી જેવું દીપે છે. વળી તેજ ટીપું સ્વાતિ નક્ષત્રમાં છીપના મોઢામાં પડે છે તો ખરેખરૂં ઉત્તમ મોતીજ બંધાય છે. અર્થાત, બધાજ માણસને બે હાથ, બે પગ, બે હાથ ને બે આંખ હોય છે, તથાપિ અધમ, મધ્યમ, અને ઉત્તમ ગુણ તો જેના જેવા સંગ તેવાજ તેને પ્રાપ્ત થાય છે."

"ધોળું વસ્ત્ર ધૂળમાં ધરો, મેલું થાય વિચારજ કરે;
મેલ મટે જો પાણી પ્રસંગ, સંગ પ્રમાણે પામે રંગ.
એક પ્રસુતાના બે પુત્ર, એક વેરાગી તજે ઘર સુત્ર;
બીજો જુધ્ધ જગાડે જંગ, સંગ પ્રમાણે પામે રંગ."

દીકરા! સંસાર શાળાને બીજે દરવાજે હવે દાખલ થા. પ્રથમ પેસતાંજ યાદ રાખજે મુજ બુઢ્ઢા બાપની શિખામણ, કે ત્હારા ખિસામાં જો પૈસા હોય તો દુકાનદારનું બીલ માગતો ના. રોકડે રોકડું પરખાવજે. ઉધાર એ તો લલચાવનારો બહુરૂપી છે. તું ઉધાર માલ ખરીદવાની ટેવ રાખી જો, તને હજારો વસ્તુ ખરીદવાનું મન થયાજ કરશે. તું રોકડેથી માલ ખરીદ, તને વધુ ખરીદવાની આંચકી લાગશે. ત્રણ મહિનાના કાપડિયાના ચઢી ગએલા આંકડા કરતાં ત્હારા હાથમાંની બે આની તને ઘણી મોટી લાગશે. ઉધાર આંકડા ચુકવતાં તને આંકડાંજ આવશે. રોકડું એ વહેવારૂ છે, ને ઉધારનું આણેલું સ્વાદિષ્ટ હશે તે પણ અણગમતું લાગશે. રોકડી રકાબી મિઠાશદાર હોય છે. રોકડેની ડીશમાંનું ખાણું સ્વાદિષ્ટ લાગે છે. ત્હારી બાયડીને ઉધાર લાવવા કહેશે તો આખી માર્કીટ વસાવી લાવશે. આઠ બુટની જોડી ને પાંચ સાડી, વગર કારણે આડકીજ

વસાવીને વ્હોરી લાવશે પછી "આપ ફજીયત ને દીગરરા નશિયત" જેવું થઇ પડશે. ત્હારી સ્રીએ પણ ત્હારા મિત્ર થઇ રહેવું જોઇએ. સુખમાં કે દુઃખમાં તેણીએ એકી ટસે ભાગિયેણ રહેવું જોઇએ. તને કરજ થાશે તો તેનો સોસારો અને સંતાપ તેને પણ થશે. નીસસ અને યૂર્યાલસ જેવા મિત્રો દુઃખે સુખે એક બીજાની પડખે રહ્યા હતા, ને એકનું આંગળું કપાયું તો બીજાએ પણ પોતાનું આંગળું કાપીને પોતાના દિલજાનના દુઃખે દુઃખી હોવાનું પ્રત્યક્ષ ખરૂં પાડયું હતું, તે કાંઈ અમથું હતું કે?

"વૃક્ષ સાથ લાગી રહી; વેલ તણી જે પ્રીત;
સૂકે પણ મૂકે નહી, એજ પ્રીતની રીત."

દીકરા! કરજથી ચિરાતાં ત્હારાં જીગરને સાંધવા કરતાં ફાટાંતુટાં લુગડાંનેજ સાંધીને પહેરજે. કરજમાં તણાતો ના, ભલે ત્હારાં લુગડાં ઘસાયેલાં કે ફાટેલાં હોય. ત્હારી સુંદર ટોપી, ત્હારાં ચળકતાં બૂટ, ત્હારા નવા નવા નૅકટાઈ કૉલર, ત્હારા ઝગઝગતા ડગલા, સૌ જોઇને જે કોઇ તને ચ્હાતો હશે તેજ જો આમ જાણશે કે તું તો કરજદાર છે, તો તેઓ હસીને ફૂ-ફૂ કરતા મોહું મરડશે. તું કરજદાર ને દેવાદાર હશે ને ચરરર મરરર ચાનજીભાઈ થઈને એક ફળિયામાંથી ચાલશે તો ત્હારા જીવને કાંઇ ખરેખરો આનંદ થવાનો નહીં. એવામાં જો કોઈ ઉધારિયો કાપડિયો રસ્તે મળી જશે તો તું ફાળ ખાશે કે; "રખેને રસ્તામાં ફજેતી કરે!" કાંકે આ ભપકાના પૈસા તો હજી અપાયા નથી! અને તેટલાંમાંજ પેલો કહેશે, "શેઠ! દિવાળીનો પણ વાયદો ગયો; હવે તમારે કેમ કરાવવું છે?" માટે મ્હારા રાંક દીકરા! હાથ જોડીને ત્હારી પાસે માગી લઉં છું, કે તું દુઃખી રહેવા નહીં માગતો હોય તો કરજ ના કરતો. જુના કોચ ને પલંગ, નવા કોચ કે પલંગ કરતાં ત્હારા બરડાને ઘણો વિસામો આપશે. ઘર ન્હાનું હોય તો અગવડ સગવડે ચલાવી લેજે. કરજ કરીને મોટું બાંધશે તો અમથાં અમથાં પણ નહીં સગાંના સગાં થઈને પરોણા ઉતરી પડશે. દરરોજ કચરો વળાય એટલુંજ મકાન બસ ગણવું. રોકડેથી બાંધેલું ઘર તને ઘણી હુંફ આપશે, પરંતુ મજુર કારિગર ઉધાર રહ્યાં ને મોટી હવેલીમાં પોઢવા ગયા તો ઉનાળાના દિવસમાં પણ ઠંડીનાં લખલખાં ત્હારા જીવને ધ્રુજાવશે- ત્હારી હાથ ધરતીને પણ મ્હારે નામે કહેજે કે, "દીકરી! કરજમાં તણાતી ના. ગઇ કાલની ફેશન બસ છે. આજની ફેશન તો કાલ રોજે જુની થવાનીજ. લાખો વર્ષ થયાં કુદરતે પોતાની ફેશનો બદલ્યા ન કરતાં, પોતાના પોશાકમાં જે સૂર્યનો ઘસાઇ રહેલો સાલ્લો પહેર્યો છે, જે પીસાઈ રહેલો ચંદ્રનો પટકો બાંધ્યો છે તે હજીએ બદલ્યો નથી." વળી "ફેશનની પુઠે પુઠે ચાલવાને મને વખતજ કયાં મળે છે? મ્હારી પાકીટ હલકી છે, ને ઈજ્જત

ભારી છે, જેથી હું મ્હારી આયુને ભારીજ રહેવા દેવા ઈચ્છું છું, ને ખિસાને હલકો રાખવાજ માગું છું. મ્હારી ફેશનની કિંમત મ્હારા ધણીના આપઘાતમાં મેળવવાને હું તૈયાર નથી!" આમ તમારી સખીઓને ઝટ કહી દેજો. મ્હારી તરફથી ત્હારી વહુને આ સદેશો જરૂર કહેજે દીકરા. ગરીબ રહેવું, પણ કરજ કરીને મોજ કરવી નહીં. ગરીબાઈમાં કાંઈ શરમ નથી. એસ્સીવાળા સેંટ ફ્રાન્સીસનો મુદ્રાલેખ હતો કે; Poverty is his pride. ગરીબી એજ મ્હારી મગરૂરી છે. તેણે તો ગરીબીમાં રહેવાનો એક પંથ સ્થાપ્યો હતો, જેમાં જોડાયેલા મહાન પુરૂષો ફ્રાન્સીસકન્સ કહેવાતા હતા. ડન્સ સ્કોટ્સ, રોજર બેકન, કાર્ડીનલ ઝીમેનીશ, ગૅન્ગનેલી વગેરે મોટા માણસો આ પંથમાં જોડાવાનું એટલા માટે પસંદ કરતા હતા કે, "ગરીબ જેવો સુખી કોઈ શ્રીમંત નથી!" આ પંથમાં જે ઘણા ગરીબો જોડાયા, તેઓ પણ મહાપુરુષ લેખાયા. મહાપુરૂષોએ પણ પોતાના ગરીબ મેમબર પંથીઓને પોતાના સંગી લેખ્યા. તે મહાન પુરૂષોના સંગથી પેલા ગરીબ સાથીઓને ગરીબીમાં બહુજ સંતોષ મળતો.

किटोपि सुम नस्संगाद् आरोहतिसतां शिरः ।

अश्मा पियाति देवत्वं महाद्भि सुप्रातीष्ठितः ॥

કીડી જેવું તુચ્છ પ્રાણી પણ ફુલની દોસ્તીમાં જોડાયાથી મહાન પુરૂષોનાં મસ્તક ઉપર ચઢી બેસે છે, અને પથ્થરે પણ પોતાની પ્રાણ પ્રતિષ્ઠા સત્ પુરૂષોના હાથથી કરાવ્યાથી દેવ, મહાદેવ, કે મારૂતિ લેખે મૂર્તિમાન થઇ પોતાની પૂજા કરાવી છે. સંસાર શાળામાં સત્સંગ રાખીએ તો પરમેશ્વરની પણ પ્રીતિ ઉતરે છે. કથીરને જો પારસમણિની મિત્રતા થાય છે તો કથીર પણ કંચન થઈ જાય છે. નઠારામાં નઠારો સંસારી વિદ્યાર્થિ, સજ્જન એવા નિશાળિયાના સમાગમથી સદ્દગુણી બને છે. સત્સંગ કીધાથી કુકર્મ છુપાઇ જાય છે ને સુકર્મ જાહેર થાય છે. કુસંગથી સારાં કૃત્યો પણ ઢંકાઈ જાય, ને નઠારાં કૃત્યો હોય તેજ પ્રગટ થઇ જાય. કલાલના પીઠામાં દુધ પીઓ તો તે દારૂ પીધેલોજ મનાય, ને દુધવાળાની દુકાને બેસીને દારૂ પીઓ તો તે દુધ પીતોજ લેખાય. જે કોઈ કુદ્રતીજ જો સદ્દગુણી હોય તેને તો સત્સંગની અને સંતસંઘની બેવડી ચોવડીજ અસર થાય; ને જેઓ સ્વાભાવિકજ દુર્ગુણી હોય તેમને પ્રથમ તો સજ્જનનો સહવાસજ ગમતો નથી, જેથી સંતોના સંઘમાં બેસી સત્સંગ કરતાં તેઓને ફીક આવે છે.

દીકરા! પાછો પેલા બીજા દરવાજામાં દાખલ થા. ત્હારો કોઈ સત્સંગી મિત્ર કરજમાં તણાઈને ફાંકડો લહેરીભાઈ થઈને ફરતો હોય તેની તું અદેખાઇ ના કરીશ, પરંતુ તેની દયા ખાજે. યાદ રાખજે, કે બીલો ચુકવ્યા કરનારને વિસામો કે વિશ્રાંતિ હોતાં નથી. ઉધાર રાંધેલી મરચી ફિકી લાગે છે. રોકડો

રોટલો સ્વાદિષ્ટ લાગે છે. હે દીકરા! તું કરજનું દર્દ કરશે, તો ત્હારી પત્નિને ગમનો પ્યાલો પીવો પડશે. ત્હારી કાંતાની ફેશનની ફિસ્યારીમાં જો તેણી કરજ કરીને સાડીની સુંદર કોર વસાવશે તો તેજ કોર તને આપઘાત કરવાનું કારણુ થઇ પડશે. બન્ને દુઃખી થશો. એક બાઈએ એક વકીલને પુછયું; "વકીલ સાહેબ! કોર્ટ દરબારે મુકદ્દમો લડવા માટે જરૂરનું શું છે?" વકીલે જવાબ દીધો:-"પહેલાં તો તમારો મુદ્દો સારો જોઇએ. બીજું તો તમારો વકીલ સારો જોઇએ. ત્રીજું તો તમને સારો સલાહકાર જોઇએ. અને ચોથું તો સારી જુબાં-ની. પાંચમું, સાચી જુરી. છઠું, સારો ન્યાયાધિશ, અને સાતમું તો તમારૂં સારૂં નસીબ જોઇએ!" બાઈ કહે; "આ બધું સારૂં-સારૂં-ને સારૂં ખરીદ કરવા સારૂ મ્હારી પાસે સારા પૈસા નથી, ને પૈસા ખરચીને પણુ છેવટે તો નસીબ ઉપરજ આધાર રાખવાનો છે, ત્યારે તો પૈસા ગુમાવી કરજદાર થઉં તેના કરતાં નસીબમાં હકનું હશે તે આપોઆપ મળશે, એમ મન મનાવીને હું મુગીજ બેસું છું. સાહેબજી!"

ગર્થ ન તો ભવ વ્યર્થ અતિ, અર્થહુ અનૃથ દાય;
જ્યાં તન અન બિનહુ ન રહે, ભશ ભોજન જિય જાય. (દયારામ)

અન્ન ખાધા વગર પણુ આપણું શરીર જેમ નહીં નભે, તેમ અતિશે ભોજન કરવાથી પણુ મુર્છા આવે અને જીવ જાય; માટે સર્વ કાંઇ સાધારણુ, મધ્યમ સરનુંજ હોય તો સારૂં. પૈસા વગરનો સંસાર પણુ જેમ મિથ્યા ને દુઃખદાયક છે, તેમ પુષ્કળ પૈસો મળે તો અજીર્ણ થાય, ને રાત દિન ફાળ ખાઇને ઝબકી ઝબકીને બિવાનું રહે છે.

દીકરા! હાલ તો એટલુંજ જણુાવીશ, અને બીજીવારે સંસારશાળાના ત્રીજા દરવામાં હું તને લઇ જઇશ, પણુ કદીએ કરજ કરતો ના.

## મ્હારા દીકરાને-ફરમાન ૨ જું.

*"From the shadow-valley to the gold-tipped hills you either toil, or take wing-according to your consciousness of the light within you."*

**મ્હારા વ્હાલા દીકરા!**

સંસાર-શાળામાં ઘણુા વિદ્યાર્થિઓ, જે દુઃખથી પાછળ હઠી જાય છે તેજ દુઃખે તને પણુ ઘેર્યો છે. પ્રિયાનાં કરૂપ કે સરૂપ ઉપર પ્રિતમે પોતાના આખા સવનો મદાર શા સારૂ રાખવો જોઇએ? શી પરણુવી તે શું સુંદરતા ઉપરજ?

મુખ ઉપર થોડા નિમાળા દેખાયા તેથીજ શું ત્હારી પત્નિ ત્યાજ્ય કરવી? દાઢી ઉપર બે પાંચ બાલ ઉગેલા દેખાયા તેથી મોકાણ શી વળી ગઈ? "અચ્છી સુરત કયા કરે હુમ, અચ્છી ખસલત ચાહિયે." ખુબસુરતીને પરણનારા તો વિષયી ને હુવષો હોય. પ્રભુએ માનવીનો જે ઘાટ ઘડયો એ ખરો, માણુસે માણુસનો ઘાટ ઘડયો નથી. માટે જો તને ત્હારી સ્ત્રીની કરૂપ છબીની સુગ ભરાતી હોય તો તું પ્રભુનેજ હિણુતો કહેવાય. દીકરા! બહારના દેખાવો ઉપર નહીં ભુલ. જે વસ્તુ અથવા જે મનુષ્યને તેના બહારના દેખાવ ઉપરથી સુંદર અને ફરેસ્તા સમાન તમે લેખતા હશો, તેજ વસ્તુ કિંવા તેજ માણુસ ભિત્તરમાં ઉલટાંજ હશે. 'Tis not the hood that makes the monk. સાધુના સાહ્યામાં ૯૯ ટકા શેતાનો વસે છે. ગ્રીસના લોકો અનીતિમાન, લાજ શરમ વગરની કહેવાતી કૅાટીટો નામની દેવીની પૂજા કરે છે. એથન્સમાં તેણીને લાયકના ભોગો ધરાવીને તેણીને સંતોષે છે. તેણી બહુજ લમ્પટી ને વિષય રસના હુવસથી ભરેલી હોવાથી જેઓ તેણીની પૂજા કરે છે, તેમને લોકો હુવસી ને વિષયી લેખે છે. યાદ રાખજે બેટા, કે જેઓ એક માખીની પેઠે એક પુલ ઉપરથી ઉડીને તુર્તજ વિષ્ટા ઉપર બેસી જાય છે, તેઓ મોટા, ઉદાર, કે નીતિમાન હોઇ શકતા નથી. એ કાંઇ કુંભારના ઘરનું હાંલ્લુ નથી કે વારંવાર બદલી શકાય. ખુદાએ જે સરજ્યું તે નેઆંમત સમજીને શુકરાના કરવા.

ગોરે ગોરે ગાલકો, ગુમાન છાંડ બાવરે;
રૂપ તો પતંગ તેરો, કાલહી ઉડ જાયગો!
ધુંવા જેસી કાયા તેરી, જાતહુ ન લાગે દેરી;
જુવાનીકો માંસ તેરો, શ્વાનહી ન ખાયગો!
કહત મિયાં તાનસેન, સુનો શાહ અકબ્બર;
બાંધિ મૂઠી આયો એસો, હાથ પસારે જાયગો!

હે દીકરા! જે તરસ્યો થાય છે તે નદિનું પાણી કાદવ કીચડવાળું છે એમ ધારીને તેને મૂકતો નથી. તેમજ સ્વચ્છ પાણી મળે તે માટે તે નવો કુવો ખોદવા બેસતો નથી. તેવીજ રીતે જેને સંસાર માંડવાની તૃષ્ણા થઈ છે, તેને પછી તો ખુબસુરત હો કે બદસુરત હો, સરૂપ હો વા કરૂપ હો, ગમે તે હો તોપણુ તેને તે તરછોડતો નથી; તેમજ પોતાને સારૂ બીજો નવો ગૃહસ્થાશ્રમ ખોળી કાઢતો નથી. ખરેખર તરસ્યા માણુસને આવા વિચાર કરવાનો વખતે રહેતો નથી. પ્રાગીની બાયડી અને સ્વાલડની બેટી ઈદન પાસે ઈન્દ્રરણું ફળ, દેખીતું ઘણુંજ સારૂં પરન્તુ ધુમાડાની માફક વિખરાઈ જતું એવું એક સફરજન હતું; કે જે ખાવાથી સ્ત્રીની જવાની જેવી ને તેવી હમેશાં રહેતી હતી! પરંતુ ઈદન તો મોટી ઘરડી થઇ ગઇ હતી, ને તેણીના ચહેરા ઉપર તો વહેલી કરચ-

લીઓ ફરી વળી હતી ! એ તો એવુંજ, કે મહાદેવના ગુણુ પારવતી જાણે, અને પારવતીના ગુણુ મહાદેવ જાણે. ન સોનું કિચલમાં કદી ઝંખવાય, ભલે કાટ પણુ તે કથીર નહિજ થાય. થોડા દોષવાળું ને બહુ લાભવાળું કાર્ય બુદ્ધિમાને જરૂર કરવું, અનિષ્ટ યુક્ત છતાં પણુ મેઘ પૃથ્વિને જીવાડનારી વૃષ્ટિ કરેજ છે. માટે ત્હારી બાયડીને મૂછો ઉગી છે, ને કદરૂપી દેખાય છે, એટલાજ સારૂ તેના ગુણુને તરછોડી ન્હાના સરખા દોષને વળગી નહીં પડ દીકરા. કવિ દયારામ કહે તેમ

રૂપવંત તહૂ ગુન રહિત, ભજન ગુનિ બિન રૂપ;
ઈંદ્રબાયના અરૂનકા મ્રગમદ અસિત અનૂપ.

કોઈએક રૂપવાન અચ્છી સુરત હોય તેમાં ગુણુ ન હોતાં અચ્છી ખસલત ના હોય તો તેની દીલલગી કરવી નહીં. દીકરા ! તેનાથી મોહાઇએ નહીં. પરંતુ જો કરૂપ હોય છતાં ગુણુવાન ને નેક ખસલત હોય તો તેને તજ્યે નહીં. ઇંદ્રવાયણાનું ફુલ ઉપર ઉપરથી તો રંગે રૂપે રૂપાળું હોય, પરન્ચ માંહે ગુણુ તો કશોએ મળે નહીં, અને મૃગમદ કહેતાં જે કસ્તુરી તે રૂપે તો કાળી કાળી છે, પરંતુ માંહે ઉત્તમ સુગંધનો ગુણુ ભરેલો હોવાથી સર્વ કોઇ તેનેજ ચાહે છે. એમ તો સ્ટટ્સગાર્ડમાં ઈ૦ સ૦ ૧૫૬૨માં જન્મેલી બાર્ટલ ગ્રીન્જીને મસ મોટી દાઢી હતી, છતાં પણુ તેણીનો સંસાર રૂપાળી અપ્છરાઓ કરતાંએ વિશેષ અદેખાઈ ઉપજાવે એવો નિવડયો હતો. એક ગરીબ સ્વીસ બાઈની ઝાંખશ જેટલી મોટી દાઢી હોવાથી બાપડીને સૌ કોઈ હાંસી મશકેરીથી જોતાં હતાં, પરંતુ ડયુક ઓફ સેક્ષનીએ તેણીનેજ બહુ માન આપીને તેણીની છબી ચિત્રાવી પોતાના મહેલમાં મૂકયા પછી, તેણીના હાથના ઉમેદવારો એકેક પછી ઘણા વધી પડયા હતા ! ઈ૦ સ૦ ૧૭૨૬માં મોટી દાઢીવાળી એક નાચનારીનો નાચ જોવાને દૂર વેરથી લોકો વેનીસમાં ઉતરી પડતાં હતાં, ને તેણીને જ્યારે બેહદ માન મળવા લાગ્યું ત્યારે તેણીને પરણવા પણુ મોટા મોટ્રિયારો તૈયાર થઈ ગયા હતા ! જે પદાર્થ સર્વને સુખદાયક છે તે દુષ્ટને દુઃખદાયક લાગે છે. ચંદણી રાત આખી જગતને આનંદ આપે છે, પરંતુ ચોરને મનથી તો ચાંદણી રાત દુઃખદાયક હોય છે.

"સુખદાય જો સબનકોં, દુષ્ટ લગે દુઃખદાય;
હોત ઝચોં ન સુખ ઝચોં ન નિસિ, દસ્યું હિખત દુલખાય."

ડેવીડ કોપરફીલ્ડની બાળવયની બાયડી ડોરા પોતાના ઘરનું કાંઈ પણુ કામકાજ કરી શકતી નો'તી, પણુ આખો દહાડો પોતાના ધણીના મૂખડા સામે, જાણે પુતળાં પુજનારી મૂર્તિપુજક હોય નહીં શું, તેમ પ્યારથી, સાદાઈથી, નિખાલસ મનથી બસ ટગર ટગર જોયાજ કરતી હતી. તેણીનું ઘરકામે બસ

એટલુંજ હતું, કે કોપરફીલ્ડ કોઇ વિષય લખી રહે, કે તેની કલમને હાથમાં પકડીને જાણે શું જ કાંઈ પ્રભુએ આપ્યું હોય તેમ મલકાઇ મલકાઈને તે કલમ લુંછતી, સાફ કરતી, ને કલમડીને ઓકી દઈ જીવને ખુશ રાખતી હતી! જરા લગાર કરૂપની હતી પણ તેણીનેજ પગલે ડેવીડની કીર્તિને નામના થઇ હતી. ડેવીડ પણ કહેતો, કે એકવાર જેણીનો હાથ પકડયો, જેણી સાથે એક ટેબલે ખાધું, તેણી રૂપે ગમે એવી હોય પણ તેના પગલાં સબખતાં ને સુંદર છે. દીકરા! ત્હારી બાયડીને મૂછો છે, પણ પગે લક્ષ્મી છે. તેણીને તું બેવફા નિવડશે તો કુદ્રત ત્હારા ઉપર રૂઠશે. આરબ લોકોમાં એવી માન્યતા છે કે, એકવાર જેણે આપણને અન્ન ખવડાવ્યું, એકવાર આપણે જેને અન્ન લુણ જમાડયું, તેની સાથે નીમકહરામી કરી દગલબાજી કરવી, એ નીચમાં નીચ વિશ્વાસઘાત છે. ચર્ચીલ, સ્પેનસર, ટફટન એ વંશના પતિઓ કહે છે; "કમનસીબ તો છિયે, પરંતુ પત્નિને વફાદાર છિયે." હે બેટા! ફીરદુશી શાયર કહે છે તેમ, આવા ત્હારા અંત્તરને લીધે જગતમાં ત્હારૂં નામ વાયડું પડે એવું તું નહીં કર. જેનું નામ વાયડું પડયું ને ભુંડો ધણી લેખાયો તેની ભગવાન એકે મુરાદ પાર પાડતો નથી.

બે પરહીઝ તા બદ ન ગર્દદત નામ,
કે બદ નામ ગેતી નબીનદ બ કામ.

ભૂમિતિ (જ્યોમેત્રી) ભણતાં પહેલી ચોપડીનું ૫ મું પ્રોપોઝીશન આવે છે તે પહેલવહેલા શિખાઉને મોટું પહાડ જેવું અઘરૂં લાગે છે, અને તેથી તે પ્રકરણને "ગધેડાનો પુલ" એવું નામ અપાયેલું છે, કાંકે નવો સવો કાચો ને મૂર્ખ વિદ્યાર્થિ તેના ઉપર મથન કર્યાં શિવાય કદાચજ એ પ્રોપોઝીશન કુદાવી જાય છે. તેમજ ઘર સંસાર માંડનારા ધણીને ઉપલો "ગધેડાનો પુલ" કુદાવવો બહુ ભારી પડે છે. એક તો બાયડીની ખુબસુરતી અને બીજું તો ખર્ચનું બીલ. બે ચાર દહાડા તો હોંસમાં ને હોંસમાં બધી ધધુખર કરે છે ખરો, પરંતુ પાંચમે દહાડે તેણી પહેલાં તો કરૂપ દેખાય છે, ને ખર્ચનું લીસ્ટ લાવીને આગળ ધરે છે, કે તેણી કોકટ અને કર્કશા લાગે છે. પછી નહીં મિયાંમાં કે નહીં મહાદેવમાં, એવી સ્થિતિ થાય છે. પોતાનીનું કરૂપ સમજી પરાઈ ગમ નજર ગગાડે છે. આવી ઇલટ, હે બેટા! નઠારા ધણીઓનીજ હોય. ખાંદાની ગ્રહસ્થ પુરૂષો તો ગ્રહસ્થાશ્રમ ઇજત સાચવીનેજ માંડે છે. ઘણો પવિત્ર લેખાતો ધર્મગુરૂ ફ્રોલો નેક નૈયતને માટે પ્રખ્યાત હતો, પરંતુ પોતાની સ્ત્રી ઉપરથી મન ઉતારો કરીને જ્યારથી ગીપ્સી જેવી એક નીચ છોડીની સુંદરતા ઉપર દિવાનો પડયો, અને તે ખુબસુરત ગીપ્સીએ પણ પાછળથી જ્યારે તેને મચક નહીં આપ્યો, ત્યારે તેની બધી ઇજત આબરૂ ધૂળ મળી હતી. જે હાથ ધરતીનો નિમકહરામ

થયો તેને ધરતી પણ ઠાર દેતી નથી. માટે ડાહ્યા દિકરા! તું ત્હારા મનમાં ફ્રોલ્લો જેવા દુષ્ટ વિચાર લાવતોજ ના, કેમજે ભુંડા, દુષ્ટ અને બુરા વિચારો કરનારા પુરૂષને વખત પણ બહુજ બુરો ને બારીક આવે છે.

"બ દિલ અંદર અંદીશએ બદ મદાર,
બદ અંદીશરા બદ બુઅદ રોઝગાર."

ઈ. સ. ૧૮૩૪માં જીનીવામાં જન્મેલી બોઇ ડી ચીન નામની સ્ત્રીને ૧૮૫૨–૫૩માં લોકોને બતાવવા સારૂ લન્ડનમાં લાવવામાં આવી હતી. તેણીના માથા ઉપર ઘાસની બે પુળી જેટલા મોટા બાલ કાળા ભ્રમર જેવા હતા, અને મૂછ તથા થોભિયા પણ મોટા હતા. તેણીની પીઠ ઉપર તેમજ હાથ ઉપર કાંટા જેવા સખ્ત જાડા બાલો ઉગેલા હતા. આવી એક કરૂપ સ્ત્રીમાં ઘણા ગુણો પણ હતા, અને તેના ઉપર લંડનનો એક રૂપાળો શ્રીમંત જવાન મોહિત થયો હતો! ગુણ ઉપર, રૂપ ઉપર નહીં એટલાં સારૂ ભલાં જોન્સટન કુટુંબે પોતાનો મુદ્રાલેખ એજ પસંદ કર્યો છે કે; "સ્ત્રીની નીતિ અને નેકીમાંથીજ માન ઉત્પન્ન થાય છે." જ્યાં નીતિ નેકી નથી ત્યાં સુંદરતા શેની? માથુંજ નથી ત્યાં વાળ ગળવાનો સંભવજ ક્યાં? ભાલ નથી ત્યાં પટ્ટ બંધનો અવકાશજ ક્યાં? જેને કાન નથી એવાં અકર્ણ બહેરાં એઠાં હોય ત્યાં ગીત ગાન શા કામનાં? જેમને પગ નથી એવં પાંગળાં અપાદને પગે પડવું હોયજ કેમ? અને જ્યાં પ્રેમ નથી ત્યાં જીવ્યું શા ખપનું? હે દીકરા! જો તું હાથ ધરીને જેને લાવ્યો તેને પ્રેમ ના આપ્યો તો પછી ત્હારી પ્રાણપ્રિયાનું જીવનજ ક્યાં રહ્યું? કીંગ્સ્લીનું વચન છે કે; "Love me; let me feel one thing loves me upon the earth. I must have it, and if God & all the saints refuse their love, I must turn to a creature and ask it to love me but for a day. અરે! કોઈપણ મને ચાહનાર ક્યાં છે! બસ મને તો પ્રેમ જોઇએ છે. આ ધરતી ઉપર કોઇ એક પણ મને વ્હાલથી ચાહે છે, એટલુંજ બસ મને જાણવા દો. હું તો કોઈના પણ પ્રેમનોજ ઉમેદવાર છું. અગર જો ખુદાતાલા અને બીજા બધા ફીરેસ્તાઓ પણ જો મ્હારા ઉપર ચાહ ને પ્રેમ રાખવાની નાજ પાડશે, તો હું કોઈ પણ પ્રાણી સોડે જઇશ, અને ફક્ત એકજ દિવસ તેણે મને ચ્હાવો, એવું હું તેને વિનવીશ. કોઈના પણ સહવાસમાં રહેવું એનું નામ જીંદગી છે, પરંતુ એકલા રહેવું એ તો મોત જેવુંજ છે. માટે હે બેટા! ત્હારાં આશ્રમની કાળજી રાખ. લગ્નની ગાંઠ તોડે તો પાપ, છોડે તો પાપ, અને મોડે તો પાપ છેજ. એક કાન્તાને તેનો કાન્ત ચ્હાતો નથી, એટલીજ ફોકટ થકી એક સ્ત્રીનું મોત નિપજાવવાને બસ છે. સંસાર–શાળામાં ઘણા ઉમેદવારો અધુરે અભ્યાસ છોડી દઈને અનુભવના અવલોકનો કરવાની મહાન પાઠશાળા જે

ગ્રહસ્થાશ્રમ, તેમાં સરસ્વતી દેવીને કાળી કરૂપી જોવાથી બિચકી જાય તો તેઓ છેવટની પરિક્ષા પસાર કરશે નહીં. જેની સાથે લુણ ખાધું તેની સાથે લુણ હરામી કરવી એ આ શાળાના ત્રીજા દરવાજા ઉપરથી તે હાંકી કઢાવ ને લાયક થાય છે. કંઇક કડવું પણ સહેવવું ને કંઈક મિષ્ટ પણ પચવવું જોઈએ. કડવાં વગર મિઠું મળતું નથી. રૂપ કડવું હશે તો ઉપર ચઢેલો ગુણ તો જરૂર મિઠો હશે. જો ગુણને ચાહશે તો રૂપ મળશે નહીં, ને રૂપને રડશે તો ગુણ મળશે નહીં.

"લોભા જ્હાં શોભા નહી, નહી પ્રેમ જિહિ નેમ;
જિહિ કામ જ્હાં રામ નહિ, ના કુસંગ જિહિ ક્ષેમ."

જ્યાં લોભ છે ત્યાં શોભા ના મળે. જ્યાં પ્રેમ છે ત્યાં ખુબસુરત કે બદસુરત એવો કાંઇ નિયમ હોતો નથી. જ્યાં કામદેવ વસે ત્યાં રામદેવ વસતા નથી. જયાં કુસંગ છે ત્યાં સુખ મળતું નથી. એક દિવસે ભોજરાજા રાત્રિએ નગર ચર્ચા જોવા સારૂ ફરતા હતા. એક ઘરમાંથી એક પ્રશ્ન પુછાતો તેમણે સાંભળ્યો કે; "કેવું મિઠું મધુર છે?" ત્યારે તેનો ઉત્તર આપેલો સાંભળ્યો કે; "મિઠું છે પણ કડવાંની સાથે છે." સવાર પડતાં તે ઘરમાંથી બન્ને સાસુ વહુને રાજાએ પકડી મંગાવ્યાં. વહુ તો હાથમાં વીણા વજાડતી વજાડતી ચાલવા લાગી. રસ્તામાં વીણાના સુંદર સરોદ સાંભળીને પશુઓ પણ ઉભા કાન કરી સાંભળવા લાગ્યાં. બન્ને જણા દરબારમાં દાખલ થયાં તો દરબારીઓ પણ રંજિત થઈને બોલ્યા કે; "કેવું મિઠું ને મધુર છે!" ત્યારે ભોજરાજા કહે; "પરંતુ કડવાં તુમડાં ઉપર ગોઠવ્યું છે ને! મિઠું થયું તો શું, પરંતુ કડવાંને સાથે લઇનેજ મિઠું થયું છે!" ત્યારે સાસુ બોલી:—"મહારાજ! અમે સાસુ વહુએ રાત્રિએ એજ સવાલ જવાબ કીધા હતા." રાજા હસી પડયો. આ ઉપરથી બેટા! તને આ લખવાથી ચેતાઉં છું, કે જેને હાથ ધરીને લાવ્યા તેને રૂપ કરૂપના નજીવાં નિમિત્તે નીમકહરામ ન થવું. રોમન લોકોમાં તો કહેતી છે કે; "પાંચ દશ મણ નીમક ખવરાવ્યા વિના કોઈની સાથે મૈત્રી બાંધતો ના, અને પચીસ વાર પતિજ કીધા વગર ત્હારા હાથમાં તેણીનો હાથ લેઈશ મા." કેમ જે જેણે આપણું આટલું બધું નીમક ખાધું તે નીમકહરામી થતાં ડરશે. વળી પતિજ કરવાને ચતુરને તો ચાર મુલાકાત બસ છે; ને તેં તો ૨૫ વાર પતિજ કીધી, તો પછી ગુણ કે રૂપમાં ભોળાપણું તેં આઢ ગણીનેજ લગ્નની ગાંઠ બંધાવ્યો હશે, એટલે તું ઠગાઈશ નહીં. માટે દીકરા! હવે બે ગમ ચિત્ત ના રાખ. જે છે તેનેજ બસ પડ. ચિન્ત તો એક ને ઠેકાણાં બે રાખીશ તો એક ચિન્તથી બે ઠેકાણા સાચવવા જતાં કોઈ સુખી રહેતું નથી. ગાલ ફુલાવવા ને ગાયન ગાવું એ બેઉ સાથે સાથે ના બને બેટા.

ચિત એક દ્વે ચેંન હે, કોઉ ન લહિય તુ વ્હેન,
ગંડ ફુલેબો ગાયબો, દ્વહુ જસ સંગ બને ન.

# મ્હારા દીકરાને-ફરમાન ૯ જું.



"Unhappy is the son
Who is his parents pays no ministry;
That honourable service well performed,
He from his sons receives in recompense
The duteous reverence he had shown his parents.

*Euripides.*

મ્હારા પ્યારા બેટા !

હું આજે આ લખવાથી તને સૌથી ઉમદા બોધ એજ આપું છું, કે સંસાર-શાળામાં તું પર સ્ત્રી પ્રત્યે ત્હારી દ્રષ્ટિ બગાડતો ના. જો એકે એક પ્રકારનાં સંકટો તને પ્રિય હોય તોજ તું પર સ્ત્રીના મોહપાસમાં લપટાજે. શરીરે રોગી, મને રોગિષ્ટ, આબ્રુએ હિણો, ત્યજવા લાયક, નર્કનો અધિકારી, અને ઈશ્વરના કોપમાં આવનારો તું થવા ઈચ્છતો હોય, તોજ વિષયમાં તલ્લીન, ને વ્યભિચારમાં મસ્ત જરૂર થજે. પર સ્ત્રી તો શું પણ જ્ઞાનીએ તો પોતાની દીકરી, પોતાની બ્હેન, કે પોતાની માતા સાથે પણ બિછાને કે એક આસને સુવું બેસવું વટીક નહીં. તેમ કોઈપણ સ્ત્રી સાથે એકાંતમાં રહેવું નહીં. માણસ માત્રની ઈંદ્રિયો જેવું જોરાવર કોઈ હોતું નથી. એ ઇંદ્રિઓમાં એટલું તો બળ છે, કે ભલભલા સાધુસંતોને તથા વિદ્વાન પંડિતોને પણ તેણીઓ પુસલાવીને આડે માર્ગે દોરી લઈ જઈ શકે છે. માટે હે ડાહ્યા દીકરા ! ત્હારી હાથ ધરતી સિવાય તું પરાઇ સ્ત્રીને મા બ્હેન સરખી સમજજે. સીસીલીના લોકોમાં એવો એક રિવાજ હતો, કે લગ્નના ખાણા વખતે વરરાજાને તેનો સસરો એક કઠણ હાડકું ભાંજવા આપતો. એ અર્થે, કે જેમ આ હાડકું ભાંજવું સહેલ નથી, તેમ આ મ્હારી દીકરી સાથે તું નેકાના ગાંઠથી જોડાય છે તે સહેલું નથી. જેવું આ કઠણ હાડકું તેં ત્હારા હાથમાં લીધું છે, તેવીજ આ કન્યા પણ તેં ત્હારા હાથમાં લીધી છે. અર્થાત; જે મનુષ્ય પર સ્ત્રીને માતા સમાન, પર દ્રવ્યને ધૂળ સમાન, અને સર્વજનો ઉપર પોતાના જેવીજ શુધ્ધ દ્રષ્ટિ રાખે છે તેજ મનુષ્ય આ જગત્ ને હવે પછી મળનારૂં જીવન જીતી શકે છે. એવાજ જીવો જીવન મુકત થઈ શકે છે. જે કુળવાન છે, જે ખાંદાંની છે, અને જે ગ્રહસ્થ કુટુંબનો છે, એવો જે તુ, તે જવાનીની ગધા પચીશીમાં ગમે એવો હોય, તોપણ સંસારી થયા પછી, ગ્રહસ્થાશ્રમ માંડયા પછી તું ત્હારી સ્ત્રીનોજ રહેવો

જોઈએ. મહાન એરીસ્ટોટલ જવાનીમાં ગમે એવો હતો, તે પીથ્યાસ નામની પર સ્ત્રી ઉપર પ્યારમાં પડયો હતો, મગર જ્યારે તેનું નામ મોટામાં ખપવા લાગ્યું, અને બીજાંઓને "પર સ્ત્રી ત્યાગ"ના બોધો આપવાનો તેનો વખત આવી લાગ્યો, ત્યારે તેણે પોતાની પરદારા પીથ્યાસને કડવું મન કરીને પણ ત્યાગવી પડી હતી. તેણી ઉપરના અત્યંત પ્રેમને લીધે તેણે માત્ર એટલુંજ કીધું, કે પીથ્યાસ મરણ પામી ત્યારે તેણીને પવિત્રતાનું બહુ માન આપવા સારૂ તેણીના રૂવાનને ફકત સેજદો કરીને તે તુર્તજ પાછો ફર્યો હતો. આવી રીતે મનુષ્ય પ્રાણી શું, કે જીવજંતુ શું પણ પારકા ઉપર આસકિત રાખે તો તે બળીને કે નાશ પામીને પોતાનું પોતાપણુંજ ખોઈ દે છે. હરણ કે હાથી, પતંગિયું કે માછલું, ભમરો કે હોલો એ વગેરે પશુપંખીને તો એકેકી મૂખ્ય ઈંદ્રિઓ છે, અને તેઓ તો પોતાની એક ઈંદ્રિ વડે એકજ વિષયના રંગમાં લપટાય છે. એકનોજ રસ લૂટતાં, એકનોજ સ્વાદ ચાંખતાં, તેઓ જ્યારે પોતાની ખરાબી કરીને જાનથી જાય છે, ત્યારે તું તો દીકરા મનુષ્ય હોઈ પાંચ પાંચ ઈંદ્રિઓ ધરાવે છે, એટલે ત્હારે તો હવસ રસમાંથી ને વિષયરંગમાથી ઘણુજ ચોંકીને બચી જવાનો પ્રયત્ન કરવો. દીકરા! અનુભવી બાપનું એટલું જરૂર માનજે, કે ત્હારી પોતાની સ્ત્રીના સંબંધથી તને નુકશાન નહીં થાય. "પોતાની સ્ત્રીની સોબતથી પુરૂષને નઠારા ગરમીના વ્યાધિ થતા નથી." આ વચન બહુજ મનન કરવા યોગ્ય છે. ખુદાની એ કુદ્રત છે. આપણી સઘળી ઈંદ્રિઓમાં માત્ર એકજ ઈંદ્રિ જો બેલગામ રહી છુટી રહેવા પામે તો આપણી અક્કલ ઝરી જાય. જેમ ચામડાંના કોશ કે ચામડાંની પખાલમાં માત્ર એકજ છિદ્ર હોય તો સઘળું પાણી ઝરી ઝરીને વહી જાય છે, તેમ આ ચામડાંના દેહમાંથી એક ઈંદ્રિ નિરંકુશ થાય છે તો વીર્ય રાજા ક્ષીણ થઈને ઝરી જાય છે, શરીર નિરસ થઈને નરૂં નિપરાઈ જાય છે. એટલા માટે ત્હારી હાથ ધરતીનેજ તું બસ પડજે. તેણીનો હજી ગુલામ થાય તો બેહતર, પણ પરાઈનો ગુરૂ થાય તો તે પણ અકલ્યાણકારી છે.

સીસીલીમાં વળી જુના કાળનો એક ચાલ હતો, કે ઉપર કહ્યા પ્રમાણે વરરાજાના હાથમાં પેલું સુકું હાડકું આપીને કહેવામાં આવતું કે; "આ હાડકું ભાંગીને તું બતાવી આપ, કે ત્હારી પત્નિ થતીને તું સંસારમાં સાચવી શકીશ! કેમકે આ જાડાં સખ્ત હાડકાંને ભાંગવું હજી સહેલ છે, પરંતુ સંસાર-શાળામાં તો બાયડી તરફનાં સંકટો વેઠવાં બહુ મુશકેલ છે." એટલે લગ્ન એ બહુ બિકટ પ્રશ્ન છે. અંગ્રેજોમાં વરરાજાને Britegroom કહેવામાં આવે છે. ગ્રૂમ = એટલે હજુરિયો, ચાકર, સેવક, ખીદમતગાર, અને અનુચર કહેવાય. આગલા વખ્તમાં વરરાજાને વહુની અને [illegible]ની

ખાવાની મેજ આગળ એક હજુરિયા કે ખીજમતદાર લેખે ઉભું રહેવું પડતું હતું, ને સ્ત્રી પરણવી એટલે તેણીનો હુકમ ઉઠાવવો એવુંજ થતું હતું. આવી રીતે જે ધણી પોતાની સ્ત્રીને મોહબતથી અને સલાહ સંપથી રાખે તેને ત્યાં લક્ષ્મી દેવી પાણી ભરે, અને સરસ્વતી દેવી વાસણ માજે, એવી એક કહેતી છે. દીકરા! આપણા પવિત્ર ધર્મ શાસ્ત્રથી આ વચનને ટેકો મળે છે. અશીશવંઘ યશ્તમાં કહ્યું છે કે;

અષિ દાથ્રે વોહૂમ્ ખરેનો, અએષામ્ નરામ્ યેંઘહે ન્માને
અષિશ્ વંઘ્નઉહિ સૂર પાધ નિદથઈતે આગ્રેમઈતિશ દરેઘાઈ હુખેધ્રાઇ.

ઓ અશી! જેમની તું રહેનુમાઇ કરી દુન્યા સંસારમાં જેમને તું દોરી લઇ જાય છે, તેમને તું ભલીજ કીર્તિની આપનારી છે. જે સંસાર–શાળામાં સલાહ સંપ અને શાન્તિના ભલા વિચારો ઉત્પન્ન કરવા થકી અશીશવંઘ ફ્રેસ્તી પ્રેમયુકત દિલબરી ને દિલસોઝીથી પોતાના પવિત્ર પગલાં મૂકીને તે સંસાર–શાળાને પાવન કરે છે, તે શાળાને સુગંધી પમરાટથી તેણી સુગંધમય કરી નાંખે છે. દીકરા! ચારિત્ર એજ પુરૂષનો પ્રધાન છે. આ જગતમાં જે દીકરાનું ચારિત્ર નષ્ટ થાય છે, તેનું જીવન, તેનું ધન, તથા તેનું બધુંએ વ્યર્થ જાય છે. કાછડી છુટા પુરૂષો નિશ્ચય વિનાશનેજ પામે છે. સુગંધનો ભોગી ભમરો નાકનો સ્વાદ ચાખતાંમાંજ કમળમાં સપડાઈ જાય છે. જીભના સ્વાદના હવસમાં માછલું ગળ ગળવા જતાંમાંજ મરી જાય છે. દીપકની સુંદરતા ઉપર આશક પડેલું પતંગિયું દીવાની જોતમાંજ જીવ ખુએ છે. હાથી જેવું જબરદસ્ત જાનવર બનાવટી હાથણી ઉપર મોહી પડીને જ્યારે કામાતુર થાય છે ત્યારેજ ખાડામાં પડે છે, ને દરરોજ માવતના અંકુશ ખમતું થઇ પડે છે. સુંદર સરોદો ઉપર આસકત થવાથી હરણ પણ મરણ શરણ થઈ જાય છે. આ રીતે માત્ર એકજ વિષયના રંગ ભોગથી તેમની આટલી બધી ખરાબી થાય છે, તો મનુષ્યની પાંચ પાંચ ઇંદ્રિઓની ઉસકેરણીથી તે કેટલો બધો ઘેરાઈ જવો જોઇએ, તેનો તું ખ્યાલ કરજે બેટા! જાતે સ્ત્રી અને તે પણ પર સ્ત્રીના મોહમાં પડવા કરતાં સૌથી પ્રિય માશુક જે પ્રસોજાન, તેના મોહપાસમાં પડીશ તો ત્હારી સંસાર–શાળામાં તને મોનીટરનો હકક મળશે. કવિ દયારામે કહેલું છે કે;

કં કં કં કં કં ક કિં, ખં ખં ખં ખં ખાખ;
ગો ગો ગાગં ગા ગ ગો, લલી લાલ લે લાભ.

કં યાને સંસારનું સુખ, ને કં કહેતાં પૈસા ટકાનું સુખ, તથા કં કહેતાં સ્વર્ગનું, અને વળી કં એટલે હવસનું, એ સુખોને કં એટલે અગ્નિના જેવાં અગન ઉઠાડનારાં સમજી લેવાં. વળી ક એટલે બ્રહ્માનું સુખ તે પણ કિં યાને નાશવંત છે.

અને ખ જે ચાર ચાર વાર કહ્યું છે, તે તો પેલાં ચારેવ સુખોને ખાક રાખ કરી નાંખનારાં અને શૂન્યકાર સમજી લેવાં. કેમકે, એ સર્વ સુખો તો ખાક રાખ થઈ જવાના હોવાથી તે સુખોનો લોભ મોહ, હે બેટા, તું તજી દેજે! હે પુત્ર! ગો જે કે યશ રૂપ છે, તેના વિષે ગો એટલે ત્હારી વાણી, તે વડે તું ગાયા કરજે. જેથી ગ યાને કે ગતિ તે ત્હારી ગો કહેતાં ગોલોક જેવી થશે, ને ત્યાં લલિ કહેતાં શ્રી રાધીકાજી એટલે ત્હારી પ્રકૃતિ, અને લાલ એટલે શ્રી કૃષ્ણ યાને પુરૂષ, તે બન્નેની લેહ તને લાગશે. ટુંકમાં, હે પુત્ર! તું સ્ત્રીના રસ કરતાં ભકિત અને બંદગીના રસમાં મસ્ત થઈને બધાં સાચાં સુખોનો અધિકારી થા. પરી ને ડાકેણ કહેવાતી એકેસ્યાએ ઘણા ઘણા આશકોને હવસના ફરેબની જાળમાં નાખ્યા, પરંતુ બહાદુર બેટો તો સર ગ્યોઓન એકલો એકજ શૂરો નિવડયો હતો, કે તેણીનાં નખરાં ને અલૈયાં બલૈયાં ઉપર મોહિત નહીં થતાં, તેણીના વેશિયા સ્થાનને ભાંગીને ખાક કરી પ્રભુની ભકિત કરી હતી. કેમકે, વિષય ભોગવ ભોગવ કીધાથી પણ કામદેવની શાન્તિ થતી નથી; પરંતુ જેમ અગ્નિમાં ઘી હોમાવ્યાથી અગ્નિની ઉલટી વૃધ્ધિ થાય છે, તેમ વિષયના ચરસનો રસ વધ્યાજ કરે છે. પતંગિયું જે મુજબ પ્રકાશના મોહથી અગ્નિમાં પણ પડે છે, તેજ મુજબ વિષયમાં હવસી બનેલો બેટો વિષયના અગ્નિમાં પડીને બળી મરે છે. તે આહાર વિહારમાં એટલો તો તલ્લીન રહે છે, કે પોતાની અવસ્થા, પોતાનું કુળ, કે પોતાની ઈઝત પણ સમજતો નથી, ને પાછલે દહાડે બહુ પીડાકારી ભોગવે છે. માટે

જહાં જલાઈ સુંદરી, તું મત જાય કબીર!
ભસ્મી હો કર લાગસી, સોનાં સમા શરીર.

હે કબીરા! જ્યાં પર સ્ત્રી ગમે એવી પણ ખુબસુરત કાં ન હોય, તોએ તું કદીએ તેણીના ફંદામાં ફસીશ મા. પર સ્ત્રી સુદરાનું કોમળ શરીર તે કદાપિ તને સોના જેવું નકકર માલમ પડે તોએ તે તને અગ્નિની પેઠેમ જળાવી જળાવીને બાળી બાળીને ખાક રાખ કરી મેલશે. કાંકે ઈચ્છા પ્રમાણે ચાલનારી ઈંદ્રિયોને જો એકવાર આપણું મન વશ થાય છે, તો જેમ વાયુ એક નૌકા કે નાવને પાણીના ઉંડાણમાં ઘસડીને તાણી લઇ જાય છે, તેમ આપણું મન પણ આપણી બુધ્ધિરૂપી નાવને અંધારાગાર તરફ ઘસડી જાય છે. પર-સ્ત્રી-લંપટ થવાથી મણિરથ જેવા મહાન રાજાઓ પણ ખુવાર થયા, તો હે ગરીબ બેટા! આપણ ગરીબ માણસના શું આશરા રહે! આવડો મોટો રાજા રાવણ ગમે એવો જોરાવર હતો તોએ રામની સીતા ઉપર આશક થઈને પાયમાલ થયો, ને રામ લક્ષમણ બેઉને હાથે લંકાનો નાશ કરાવ્યો. પદ્મોત્તર રાજા દ્રૌપદી ઉપર મોહિત થઈ તેણીને ઉંચકી લઇ ગયો, ને શ્રી કૃષ્ણને હાથે નાશ

પામ્યો હતો. એટલે કુળવાન હોય છતાં જે પુરૂષ દુરાચરણી હોય તે પુરૂષ માન લેવાને લાયક રહેતો નથી. પરંતુ હલકાં કુળમાં જન્મ લીધો છતાં જેનું ચારિત્ર શુધ્ધ હોય છે તેજ ખાંદાની કહી શકાય. સદાચરણ એજ ઉચું છે દીકરા! શાયર ફીરદુશીનો કોલ છે;

જાંહાં ખુશ બુવદ બર દિલે નેક ખુઇ;
ન ગર્દદ બગીર્દે દરે આરઝુઇ.

ભલાં રૂડાં ચારિત્રવાળો પુરૂષ પોતાનું જીવન આનંદમય કરે છે, કેમકે નઠારી ઈચ્છા તરફ તે તણાઈ જતો નથી. યુગબાહુની સ્ત્રી મદનરેખા ઉપર આશક પડેલા મણિરથ રાજા હવસી બન્યો; પોતાનાજ બંધુ યુગબાહુનો પ્રાણ લીધો, અને પ્યારી મેદનરેખાને હાથમાં લેવા જતાં અંતે પોતાનો પણ પ્રાણ ખોયો હતો. જેણે કુવો ખોદવો હોય છે તે નીચે ને નીચે ઉંડાં પાણીમાંજ ઉતરતો જાય છે, ને ગઢ કે બચાવના કિલ્લા બાંધનારા ઉંચે ને ઉંચેજ ચડતા જાય છે. તેજ પ્રમાણે મનુષ્ય પોતાના આચરણ ને ચારિત્રથી કરીને ઉંચાઇ કે નીચાઇને પામે છે. માટે હે દીકરા! તું ઉંડાં પાણીમાં ના ઉતરીશ, તણાઇ જશે. જેમ બને તેમ ઉંચે આકાશ તરફ ચઢવાનું રાખ, ત્યાં તને ખરી સુખ આપનારી માશુક મળશે.

દુરાચારિ અતિત હુ તરેં, સમંધ્ધ જુ મુરાર;
જ્હાંલોં મરે ન જિમિત કરી, કર અંગુલ કં બ્હાર.

હે બેટા! કોઇ જીવડો અતિશે દુરાચારી ને હવસી હોય તોએ પણ જો થોડો ઘણો કાંઇએક સંબંધ પરવરદેગારની સાથે રાખે તો તેનું કલ્યાણ થઇ તે તરી જાય છે, ને ભવસાગર પાર કરે છે; જેમકે નદીને પાર ઉતરતાં હાથી તો સઘળો પાણીમાં ડુબી જાય છે, પરંતુ આકાશ ભણી પોતાની સૂંઢ ઉંચી રાખીને પાણીથી કંઈજ નહીં તો એક આગળ જેટલીએ બહાર રાખે છે ત્યાં લગી તે ડુબી મરતો નથી, પરંતુ તેને જરા પણ જીવવાની આશા રહે છે. તેમજ ગમે એવાં ખરાબ લક્ષણમાંએ તું ઈશ્વર સાથે એક આંગળ જેટલો પણ સંબંધ રાખીને ચાલજે, કે આ ભવસાગરમાં છેકજ બુડી મરે નહીં. દીકરા! ત્હારા બુઢા બાપનું તું જરૂર માનજે, કે આમરસ ને ચાસરસ વધારેલો વધે છે. મેં ઘણાં ઘણાં પુસ્તકોનો સાર એજ વાંચ્યો છે, કે નીતિ એજ આ સંસારનું જીવન છે. નીતિ, વિવેક, અને સદાચરણને કોરે મૂકી જેઓ પરાઈ સ્ત્રીના પ્રેમ પાસમાં ને મોહમાં મોહિત થયા, અને હવસમાં રમણ કરી રમી ગયા છે, તેઓ ગમે એવા તન મન કે ધને મોટા હતા, તે સઘલા રોગી થઇને પીડાઈ પીડાઈને પાયમાલ થયા છે. માટે હે બેટા! તું ત્હારૂંજ ઘર સંભાળજે, ત્હારીજ પથારી તપાસજે. તું પતિ લેખે પાધરો હશે તો ત્હારી સ્ત્રી પણ પત્નિ લેખે પાધરીજ

રહેશે. A good jack makes a good jill. સારો માટી પોતાની સ્ત્રીને પણ સારીજ બનાવે છે. ઘણીવાર માણસને એઠું ખાવા બહુ ભાવે છે. સુંદર ખાણાંને બદલે અજીઠું કોઈવાર ઠીક દેખાય છે, પરંતુ તે રોગિષ્ટ છે.

ચુનીન પરવરાનદ હમી રૂઝગાર;
પુઝુન આમદ અઝ રંગે ગુલ રંજે ખાર.

વખત દરેક માણસને-એવીજ રીતે બહેકાવે છે, કે કોઈ કોઈ પ્રસંગે ગલીચ કાંટા કચરા, ગુલાબી રંગ કરતાં પણ તેને સુંદર દેખાય છે. રાવણ, પદ્મોતર, મણિરથ, બિલ્વમંગળ, તુલસીદાસ, દયારામ વિગેરે ઘણાઓ પરાઈ સ્ત્રીના છંદમાં કે પોતાનીના હવસમાં ખરાબે હાલ થયા. માટે સ્વપ્ને પણ, દીકરા, તું પર સ્ત્રીની વાંચ્છા રાખીશ નહીં. તું ખાંદાંન કુટુંબનો નબીરો છે, માટે ખાંદાંનને એબ લાગે એવું કરીશ નહીં. ફસ્યો હોય તો વહેલો બહાર નિકળજે. રાજા જ્યોર્જ ૪થો જ્યારે હજી તો શાહજાદો હતો ત્યારે પરડીતાના ઉપનામથી ઓળખાતી મીસીસ રોબીનશન નામની નાટકકાર ઉપર આશક પડયો હતો. પરંતુ દહાડે વારે જેવો તે રાજા થયો કે તુર્તજ એક હલકી સ્ત્રીની ઉપર આશક પડવું એ તેના દરજ્જાને શોભે નહીં ને હલકું લાગે કરીને એકદમ તેનો ત્યાગ કરી દઈ ગ્રહસ્થાશ્રમી થયો હતો.

"કૌન બુતખાનએ દુન્યાંમેં પરસ્તારે હવસ, હય નહીં કહીયે ભલા ?
પહેને મોમીનબી તો ઈસ જાએ હય જુનારે હવસ,
કહે કાફીરકો તો કયા ?—કૌન.
ઈશકકે વાસ્તે રહે હુસ્ને ખુદાદાદ બના, તુમ હો હવ્વીસ કયું ફીદા ?
અએ જફાકારે મોહબ્બત, ઓ વફાદારે હવસ;
કુચ્છ તો કર ખૌફે ખુદા !—કૌન.
તાલિબે જર હય જમાનેમેં તો હરએક શકિલ, બલ્કે ચુસુફસા જમિલ,
ગર્મ હય હુસ્નકી દુકાનોસે બાઝારે હવસ,
ઈશ્ક હય કૌન બલા !—કૌન.

દીકરા ! ત્હારી હાથ ધરતી સાથે ઉંચે મને કદીએ ના રહેતો. સ્ત્રી સાથે ઉંચા મને રહેવું ને સ્મશાનમાં વસવું સરખું છે. બ્રાઉનીંગે ઘણાં વર્ષો સુધી એક ઘરમાં વસતું ધણી ધણીઆણીનું જોડું દીઠું હતું. તે કહે છે કે, આ બન્ને જણાં એકજ ઓરડામાં કે એકજ ખંડમાં સાથે મળેલાં મ્હારા દીઠામાં આવ્યાંજ નથી. ધણી જો ઓરડામાં દાખલ થાય તો ધણીઆણી બહાર નિકળી જાય. જો ધણીઆણી એક ખંડમાં કદમ મૂકે તો તુર્તજ ધણી મોં મરડીને બીજે ઓરડે ચાલ્યો જતો. એક જણ એક બારણે જેવું પેસતું, કે બીજું બીજે બારણેથી સટકી જતું ! જ્યાં પણ મન ઉંચાં, મન જુદાં, મનમાં વિયોગ,

ત્યાં કંઈ વર્ષોનાં વર્ષો સુધી આવા ઢેડફજેતા દીઠામાં આવે છે. જો આપણું મન આવા પ્રપંચમાં રહે, તો ઈશ્વરમાં તો કયાંથીજ રહે? જો વિષયને ઠેકાણે ઈશ્વર-વિષયમાં મન મચેલું હોય તો પ્રપંચમાં ન હોય. કાગડાને જોવાનું જોર યાને જોવાપણું છે તે એકજ આંખે છે. ડાબીએ જૂએ ત્યારે જમણીએ નહીં, ને જમણીએ દેખે ત્યારે ડાબીએ નહીં. અર્થાત્, કાગડાની આંખ્યો તો બે છે, પણ માંહે જોવાનું તત્વ તો માત્ર એકજ છે.

> રામ નામપેં પ્રેમ તો, ભઈ ભલી સબ જાનિ;
> કામ દામપે પ્રેમ તો, ગઈ ફલી જબ માનિ. (**દયારામ.**)

જો પરમેશ્વરના નામ ઉપર પ્યાર હોય તો ઠીકજ છે એમ જાણજે બેટા. પણ જો કામ એટલે હવસ યાને વિષય રસની વાસના હશે, અને દામ કહેતાં પૈસા ટકા, એ બેના ઉપર ત્હારો પ્રેમ ચોંટશે તો યાદ રાખજે, કે જે વસ્તુ તને સફળ થઈ હશે તેની પણ ધુળધાણી ને વા પાણી થઇ જશે. દીકરા! કબીરજી કહે છે તેમ, પ્રભુની ચર્ચા કરવાને બદલે જ્યાં હવસની, ભોગ ભોગવવાની, સ્ત્રી લંપટની, વ્યસનની ચર્ચા ચાલ્યા કરે ત્યાં ત્હારે ઉભુંએ રહેવું નહીં, ને તેવી ગલીચ વાતોમાં રસ લેવોજ નહીં. આવી હવસ ઉશકેરનારી ચર્ચા સાંભળવાથી ત્હારો વિષય રસ ઉભરી આવશે, અને પ્રભુની યાદ કરવાનું તને ભાન પણ રહેશે નહીં.

> કામ કથા સુનિયે નહીં, સુનકે ઉપજે કામ;
> કહે કબીર બિચાર કે, બિસર જાય હરિનામ.

દીકરા! આજનો પત્ર વાંચી વાંચીને ખૂબ વિચાર કરજે, પછી હું બીજો પત્ર મોડેથી લખીશ.

---

## મ્હારા દીકરાને-ફરમાન ૪ થું.

---

"How great, how sweet to live through endless ages immortal in the virtues of a son! How sweet to plant what a son shall reap, to gather what will increase his store, anticipating how high his thanks will one day rise!"

**મ્હારા વ્હાલા દીકરા!**

પંડિત **સીલર** એક ભલા બેટા માટે કેવી ભલી ઉમેદો બાંધે છે, તે તું ઉપલા ઉમદા શબ્દોથી સમજી શકીશ. દીકરા! સંસારની શાળામાં તને ઘણા ઘણા પ્રશ્નો પુછવામાં આવશે, તે બધાના ઉત્તર "નાજી" કે "હાજી"માં

આપવાના નથી. તેમ ઘણીક વેળાએ "હોય ખા" ના ઉત્તર આપતાં ત્હારે શિખવું જોઇશે. ઘણીવાર 'એક નન્નો સો દુઃખને હણશે.' ઘણીવાર એક વખતની નફટાઈને સો વખતની નચિંતાઈ તને થશે. એક મૂર્ખ છોકરો કાંઇ આખાં જીવનભર મૂર્ખજ રહેતો નથી, અને ડાહ્યામાં ડાહ્યો દીકરો પણ બધાંજ કામોમાં ડાહ્યો નિવડતો નથી. ત્હારે નાજી કહેતાં પણ શિખવું જોઇશે. ત્હારાં સુખ અને સગવડને સારૂ પ્રસંગાનુસાર ના કહેવાની ટેવ પાડવી જોઇશે. નોશીરવાન અદલ પાદશાહને યુનાની દસ્તુર દાનાવોએ ૨૦ કંગુરાનું એક તાજ ભેટ કર્યું હતું, જે દરરોજ દરબાર વેળાએ તે પહેરતો હતો, તેના દસમા કંગુરા ઉપર ફારસી લેખ કોતરેલો હતો, કે કોઇની પણ ગુપ્ત વાત તને માલમ હોય તો કોઇના પણ પ્રશ્નના ઉત્તરમાં તે છુપી વાતની "ના" કહેતાં ત્હારે શિખવું જોઈએ. જીભને ભુંડું બોલવાનો પ્રસંગ આવે "ના" કહેતાં ત્હારે શિખવું જોઇએ. કોઈકો બીજાંની ચેષ્ટા કરે તેમાં ભાગ લેવાને "ના" કહેતાં શિખવું જોઇએ. ધંધાથી વિમૂખ થવા કોઇ કહે ત્યારે "ના" કહેતાં શિખવું. વચન આપેલું પાણીમાં બોળવા કહેવામાં આવે ત્યારે "ના" કહેતાં શિખવું જોઈએ. આપણી મેહેર યશ્તમાં શિખાડવામાં આવ્યું છે કે; "યો નરેમ્ અનઈર્વિ-દુગ્ધ્તો અપ આંઝંઘહત્ બરઈતિ, અપ ઈથ્યિજંઘહત્ બરઈતિ." જે શખ્સ આપેલું વચન કિંવા કબુલાત તોડતો નથી તથા જુઠું બોલતો નથી તેને મેહેર ઈઝદ દુઃખ તથા સંકટથી બચાવી લે છે. સત્યથી વેગળા જવાનો વખત આવે ત્યારે "ના" કહેતાં શિખવું જોઇએ. શુભ કર્મથી વિચ્છિન્ન થવાનો પ્રસંગ આવે ત્યારે ના કહેતાં શિખવું જોઇએ. ઘણા શરમાળ બેટાઓ આ પ્રમાણે ના કહેતાં શિખ્યા નથી તેમને અનેક ધર્મ-સંકટો આવી મળ્યાં છે. દીકરા! જ્યારે કોઇ મોંઘી ચીજ વસાવવાનું ત્હારૂં મન થાય, પરંતુ ત્હારૂં તે ખરીદવાનું ગજું નહીં હોય ત્યારે ત્હારે 'ના' કહેવી જોઈએ. ત્હારાં કરજ પેટે એકાદ હપતો નહીં ચૂકવવાને ત્હારૂં અંતઃકરણ તને કસી જોતું હોય ત્યારે તેને ત્હારે "ના" કહેવી જોઈએ. ત્હારી સ્રી કે ત્હારાં વ્હાલાં ભુલકાં ફેશનની ફિસ્યારીના ખરચ કરાવવા કે વરા ને જમણવાર કરાવવા કહે ત્યારે ત્હારે "ના" કહેતાં શિખવું જોઇએ.

यान्यन वद्यानि कर्म्माणि तानि सेवित व्यानिनो कतराणि॥

જો કલ્યાણ કરનારૂં કામ આવે ત્યારે "હા," ને અકલ્યાણકારક કામ આવે ત્યારે "ના" કહેવી જોઈએ. એથેન્સવાળા પ્રસિધ્ધ પ્લેટોને "મિઠી મધમાખ"નું નામ મળ્યું હતું તે કાંઈ મધ ઉત્પન્ન કરવા ઉપરથી મળ્યું નો'તું, મગર કોઈ દુઃખીને દિલાસો આપવાનું કામ આવી પડે ત્યારે તે હસ્તે મોઢે "હા" કહેતો, ને કોઇની નિંદા કરવાનો વખત આવે ત્યારે તે મોં કુમળાવીને

"ના" કહેતો હોવાથીજ તે "મધમાખ જેવો મિઠાસ પેદા કરનારો" કહેવાયો છે. દીકરા! કોઈ અજાણ્યા કે અવિશ્વાસુનો જામીન થવા કોઈ કહેતું આવે ત્યારે તો એક વાર નહીં પણ બબે વાર "ના" કહેતાં શિખજે. એક વખતની નફ્-ટાઈ તને એક ભવની નચિંતાઈમાં રાખશે. ચાલતી રોજીને લાત મારવાની ત્હારે "ના" કહેવી જોઈએ. એબલ ફીન જ્યાં સૂધી એક પંતુજી હતો ત્યાં સૂધી સુખી હતો. ચાલતી રોજીને જરાક ઓછું પડવાથી, "લેરે ત્હારી છાલી ને હું તો મ્હારે ચાલી" કરીને કોઈ વેપારીનો ગુમાસ્તો થયો, ત્યાં તે આડે માર્ગે વધુ સુખ મેળવવાને લલચાયો, જેથી તેને બરતરફ કરવામાં આવ્યો, અને સત્તરસો ધંધાનો ધણી થયો, પરન્ચ કેથે પણ ઠરીને રહ્યો નહીં, ત્યારે પોતાની પંતુજીની નોકરીને સંભારી સંભારીને ગળામાં ફાંસો ખાઈ મરતાં મરતાં કહી ગયો કે; "અડધી રોટી છોડીને આખી ખાવા જતાં અરધીએ ગઈ ને આખીએ ગઇ! મેં ચાલતી રોજીને લાત મારી એકદમજ પૈસાવાળો થઈ વિશેષ સુખી થવા જતાં મ્હારી જીંદગી ખોવી પડે છે!" માટે પેલા પ્રિન્સ રૂપર્ટની પેઠેમ તું ઉત્સાહમાં આવી જઈ આકળાપણાથી કે અધીરાઇથી એકદમ ધસીને કુવો પુરવાનો સમો આવી લાગે ત્યારે "ના" કહેવાની હિંમત બતાવજે. માંસ, મત્સ્ય, મદ્ય, મૈથુન, અને મુદ્રા (Gesticulation) એટલા પાંચ મમ્માને "ના" પાડતાં ત્હારે શિખવું જોઈએ. એમ કરતાં

सुखं वा यदि वा दुखं प्रियं वा यदि वा प्रियं ।
प्राप्तं प्राप्त मुपासीत हृदये ना पराजिता ॥

સંસારની શાળામાં સુખ આવે કિંવા દુઃખ આવે, કાંઇ ગમતું હોય, અગર અણગમતું હોય, જે આવે તેને અપરાજીત ચિત્તથી સહન કરવાની વેળાએ ત્હારાથી "ના" પાડી શકાય નહીં. જો ત્હારી સ્ત્રી કાંઇ ઓછું પડવાથી અથવા રૂસણું ચઢવાથી "હું તો મહિરે ચાલી જાઉં છું!" "હું તો પિયર જવાની!" એવું કહે ત્યારે "કાલે જતી હોય તો આજે ચાલી જા!" એમ કહેવાને "ના" પાડતાં ત્હારે શિખવું જોઈએ. "સ્ત્રી વિના ઘર શૂન્યું." એક દિવસે શ્રીકૃષ્ણ પોતાનો સુંદર દ્વારિકાંનો મહેલ નારદમૂનિને હોંસે હોંસે બતાવતા હતા. દરેક દિવાનખાના કેવી અચ્છી રીતે શણગારેલાં છે તે વિષે નારદજીનો મત માંગ્યો. નારદજીએ ઉત્તરમાં "નઠારા નથી," એટલોજ જવાબ આપ્યા કીધો. સઘળાં દિવાનખાનાને "નઠારાં નથી" આમ કહ્યું, પરંતુ "સુંદર ને સારાં છે" એમ કાંઇ કહ્યું નહીં; જેથી ક્રોધે ભરાઇને કૃષ્ણે પુછ્યું:—"આ દિવાનખાનાઓ કરતાં વિશેષ સારાં તમે કેથે દીઠાં છે, કે માત્ર નઠારાં નથી એમ બોલો છો નારદજી?" નારદ બોલ્યા; "સઘળા ઓરડા સુંદર શણગારેલા

છે એમાં તો કાંઇ શક નથી, પરંતુ ગૃહલક્ષ્મી કયાં છે? ઘરવાળી વગર કોઇ પણ દિવાનખાનું શોભતું નથી! આ મહેલ કરતાં તો પેલા માળીનું ઝુંપડું વધારે સુંદર લાગે છે, કાંકે સંસારની શાળા શોભાવવા સારૂ ત્યાં તો સ્ત્રી ઉત્પન્ન થઇ રહેલી છે. સંસારની શાળાને અનુપમ સુખ શાંતિનું સ્થળ કરવા થકી પ્રભુએ રમણીનેજ સુંદર શોભામાં સરજાવી છે!" માટે મ્હારા વ્હાલા દીકરા! આયુષ્ય, ધન, અને ઘરનાં છિદ્ર જાહેર થવાનો સમય આવતાં ત્હારે "ના" કહેતાં શિખવું જાઈએ. ધણિયાણી સાથે કુસંપ કરવાની ત્હારે ના કહેવી જોઇએ. ગથરી કુળનો મુદ્રાલેખ એજ છે કે; "એક સંપીમાંથીજ બઢતી પેદા થાય છે, માટે સ્ત્રીને ચાલી જવાની હા નહીં કહેતાં ના કહેતાં શિખજે!" ઘરમાં તકરાર ઉભી કરતાં ત્હારે ના પાડવી જોઇએ. કેપ્ટન એબ્સોલ્યુટની માફક તું હિંમતવાન ને બહાદુર હોવા છતાં ત્હારોજ કક્કો ખરો પાડવાની ના પાડતાં ત્હારે શિખવું જોઇએ. હિંમતવાન તો તેજ, કે જે કોઈ પોતાના વિચાર, વાણી, અને વર્તુણુકના આડા માર્ગને ના પાડવાની હિંમત બતાવે. જ્યોર્જ હરબર્ટની શિક્ષા છે કે; "ઘટિત પ્રસંગે હા બોલજો, ને અઘટિત પ્રસંગે ના બોલજો, ને કોઇ પ્રસંગે અબોલા રહેજો." દયારામ કહે તેમ

"નર વિહાર વરતન અગ્રે, સો સ્વસ્તિદ શ્રી રંગ;
જુરિ ઘ્રત ત્રિવહિ જિમિ અમી, હોઈ જુરાંકકુસ સંગ."

માણસોના વિહાર વૈભવના રસ લઈ લઇને વર્ણન કરવામાં આવે ત્યારે "ના" કહેજે, કેમકે હા કહેવાથી ત્હારૂં ચિત્ત પણ વિષયી, હવસી, ને નિર્લજ થઇ ત્હારૂં અકલ્યાણ થશે; પરંતુ પરમેશ્વરની જે લીલા ને વિહાર છે તેનું વર્ણન સાંભળતાં હા કહેવામાં ભય રાખવો નહીં. ઇશ્વરના વૈભવના વર્ણનમાં તાપસી પૂરી હા પાડવામાં ત્હારૂં કલ્યાણ થશે. જેના દિલમાં તાવ આવ્યો હોય તેને ઘી એ ઝેર જેવું છે, પરંતુ તેજ ઘી તાવની ગોળી બનાવવામાં વાપરેથી અમૃતની ગરજ સારે છે. તેમ ઇશ્વરની સ્તુતિના વર્ણન થતાં હોય ત્યાં હા પાડવાથી ત્હારાં દુઃખ, દર્દ, કે રોગરાઈ ત્હારી સોડે આવવાની ના પાડશે. વિષય વૈભવના ખાલી ઠાઠમાઠ સારૂ પૈસો ખરચવાનું તને કહેવામાં આવે ત્યારે ત્હારે ના પાડવી જોઇએ, અને કોઈ પણ પ્રકારનાં દુર્વ્યસન થકી તને કોઇ લલચાવતું આવે તેને ના પાડતાં શિખજે. દિકરા! વૈભવ અને સુખને સાથે રાખવાથી બેઉથી તું વિમૂખ થઈશ. ફીરદુશીનો કોલ છે કે;

કસી કુ બરદ આબે આતેશ બહમ;
અશ્ર હરફ બર કરદેહ બાશદ સીતમ.

જે કોઈ જળ અને અગ્નિ બન્નેને સાથે સાથે રહેવા દે છે તે ખરી રીતે તો બેઉના ઉપર દુઃખ પાડે છે. હિતની ઇચ્છા રાખનારે વેરીનું પણ વિરૂદ્ધ બોલવાની "ના" કહેવી જોઇએ. સહેજ ટુંકારાથી પણ માણુસને ખોટું લાગી જાય છે, તો કડવાં વચન કહેવાથી તેને કેટલું બધું માઠું લાગી જાય, તેનો વિચાર કરીને સંસાર-શાળામાં ત્હારે દુઃખ લગાડનારાં વચન ઉચ્ચારવાની નાજ પાડવી જોઇએ. દીકરા ત્હારાં પોતાના હિતને સારૂં આળસાઈના શોખ સારૂ, મરજીના શોખ સારૂ, વહેમી ને બેવકુફીના નઠારા રીત રિવાજથી બચવા સારૂ ત્હારે એક વાર ના પાડવી. પણ કરજ કરવા કોઈ કહે તો ચાર વાર ના પાડવી. બધું "હાજી હા" કરવા કરતાં તું "નાજી ના" કહેવાનું કયારે શિખશે ? એમાં લજ્જા શેની ? સેંટ ફ્રાન્સીસ ડીસેલ્સ કહે તેમ "મિઠાસ વગરના શબ્દુનો બોલીને સાચી વાત સમજાવવા કરતાં પણ તે પ્રકારનાં સત્યની ના પાડવી એ સારી વાત છે." મૂઢનો સમાગમ કેવળ મોહ ઉત્પન્ન કરનારો હોવાથી તે સંગત વીશે ત્હારે ના પાડવી, અને સાધુ સમાગમ કેવળ ધર્મનો ઉત્પાદક હોવાથી સંતસંઘની હા પાડવી, એ સંસારની સીધી લીટિ છે. દીકરા! સંસારની શાળામાં ઘડી ઘડી "મને હાલ પુરસદ નથી-મને હાલ વખત મળતો નથી"-એવાં વેણ ઉચ્ચારવાનો કંટાળાભર્યો અવસર આવે તેની ત્હારાં દિલને ના પાડજે. દરેક કાર્ય વગર ઢીલે કરી નાખવાની હા પાડજે. ચેસ્ટરફીલ્ડ કહે છે તેમ; "જે ઘડીઓ તું ગુમાવી દે છે તે ઘડીઓનો લાભ પણ તું ખોઈ બેસે છે, ને જે ઘડી તું કાર્યસાધક ઉપયોગમાં ખર્ચે છે, તે ઘડીઓનું ચક્રવરધી વ્યાજ પણ તને મળે છે." માટે "મને પુરસદ નથી" એમ વારંવાર બોલ્યા કરતો ના.

श्रावयेन्मृदुलां वाणी सर्व्वदा प्रियमा चरेत ।

पित्रोराज्ञानुसारी स्यात् सत्पुत्रः कुल पावन ॥

ત્હારા જેવા કુળ પાવન સપુતે અમ માતા પિતાને મિઠાં વચનથી, જે કરવા કહે તેની હાજ કહેવી; માબાપના સોંપેલાં કામની પ્રીતથી હાજ કહેવી, માય બાપના હુકમની ના કહેવીજ નહીં. ભૂમિપતિ, વર્ષપતિ, બાળક, વૃદ્ધ, માબાપ, તપથી અધિક હોય તેને, વિદ્વાનને, સ્ત્રીને, મૂર્ખને, અને ગુરૂને, ડાહ્યા દીકરાઓએ હુકમનો અનાદર કરીને સામું ઉત્તર આપવાની ના પાડવી. આ રીતે ત્હારી જીભને યોગ્ય વખતે હા કહેવાની ને પ્રસંગે ના કહેવાની ટેવ પાડીશ દીકરા, તો તું સંસારમાં તો સુખ પામશેજ, પણ સ્વર્ગમાંએ સુખજ મેળવશે. આપણા સ્પેન્તોમદ ગાથામાં ફરમાવ્યું છે કેઃ—

"અહ્યા મન્યેઉશ સ્પેનિશ્તહ્યા વહિશ્તેમ, હિઝવા ઉખધાઈશ
વંઘહેઉશ એએઆનૂ મનંઘહો, આર્મતોઈશ ઝસ્તોઈબ્યા
ચ્યઓથના વેરેઝયત ઓયા ચિસ્તી હવો પતા અષહ્યા મઝદાઓ."

કોઇ પણ મનુષ્ય પોતાની જીભે કરીને પોતાનાં મોઢાંની મારફતે ઉચ્ચારેલાં મધુર શબ્દો થકી, તથા પોતાની ભલી મનશ્નીના અને સંપૂર્ણ સ્વચ્છ અંતઃકરણવાળી સભ્યતાએ કરીને તેમજ પોતાના બન્ને હાથો વડે કીધેલાં ભલાં કામોએ કરી, સર્વથી વિશેષ આબાદી કરનારા મીનો દાદાર અહુરમઝદની સર્વથી શ્રેષ્ટ પેદાશ જે **સ્વર્ગનું સુખ** છે, તે મેળવવાને તે મનુષ્ય ભાગ્યશાળી થાય છે. બેટા ત્હારૂં ચારિત્ર સુંદર બનાવવા સારૂ કોઇ ત્હારાં સર્વસ્વ માગે તો હા કહે, પરંતુ ત્હારાં શરીરની સુંદરતા સારૂ ખોટી બદામ ખરચાવવા માગે તો ત્હારે ના કહેતાં શિખવું જોઇએ. હૈસામેને પારીસના લોકોની નીતિના સુધારા પાછળ ૩૦ ફ્રાન્ક ખરચવાની ના પાડી, ને પારીસની બહારની સુંદરતા પાછળ અબજો રૂપૈયા ખરચી ખરચાવીને ફ્રાન્સને અબજો રૂપિયાનાં કરજમાં લાવી નાખ્યાથી તે પાછલે દહાડે હિણાયો હતો. વિલ્યમ કોમ્બ પોતાના ચાલતાં ચલણમાં એટલો તો ખર્ચાલ હતો, કે દર રોજના તે કોરા કડકડતા નવાજ પોશાકો પહેરતો. દરરોજ નવીજ વાનીઓ ટેબલ ઉપર મંગાવતો. ખર્ચાલ ખાણા પીણા પોતે તો ખાતો પણ દોસ્તોને પણ મોંઘી વાનીઓ ખવડાવતો. ઘણોજ ભપકા ભરેલી જીંદગી ગુજારતાં તેણે એકે સપાટે લાખો લાખ રૂપ્યાઓ ખાઈ ફેડયા, ને પાસે પાઈ પણ રહી નહીં, ત્યારે રકાબીચાટુ મિત્રોએ કરજે નાણાં કાઢવા તેને કહેતાંની સાથેજ બન્ને હાથે ના પાડી, અને એટલુંજ બોલ્યોઃ—"મ્હારી પાસે એક કિમિયો છે, અને તે કલમનો એલમ છે, જેથી હું ગ્રંથો બનાવીને મ્હારૂં ગુજરાણ કરીશ. મ્હારી કલમમાં મને તે વિષે હા કહેવાની શકિત છે. સુખ આવ્યું તો હા, ને દુઃખ આવ્યું તોએ હા." પછી તેણે ગ્રંથો રચીને પોતાનો માફકસર ગુજારો કરવા માંડયો. ઈ૦ સ૦ ૧૮૨૩માં તે મરણ પામ્યો ત્યારે તેની પાસે એક પાઈ સરખી પણ નો'તી!

ચું મા ચર્ખે ગરદુન ફરાવાન શેરેસ્ત;
દોરૂદ આં કુજા બારઝુ ખુદ બેકેસ્ત.

આ ચક્રવાદી ફરતા આકાશે ત્હારા ને મ્હારા જેવા કચ કાંઇ લોકોને ઉત્પન્ન કીધા, અને તેમણે પોતાની ઈચ્છાનુસાર જેવું વાવ્યું તેવુંજ લણ્યું છે. માટે હે બેટા! તું શ્રીમંત કે મોટો થવાને કાંઈ ફરજ્યાત બંધાયો નથી, તું ફરજ પાડેલો ડાહ્યો થવાને બંધાયો નથી, પરંતુ પ્રમાણિક અને સદ્ગુણી થવાને તો બંધાયલોજ છે; ત્યાં મરજીઆત સ્વછંદ કામનો નથી. માટે તું સર્વ સંસારીઓમાં સ્વજીત થઇ હા ને ના પાડવાના પાઠો શિખી લેજે. બાઇબલમાં ફરમાન છે, કે એક શહેર જીતનાર જોધ્ધાની મર્હાઈની સ્તુતિ થાય તેના કરતાં પોતાને જીતનારની હિંમત વધારે સ્તુતિપાત્ર છે. એક શિખામણ આપનાર પોતાની ઉપર તે શિખામણનો અમલ કરતો હોય, ને પોતાના સ્વભાવને જીતનારો હોય

ત્યારેજ તે બીજાને બોધ આપવાને હક્કદાર થાય છે. વૈદે પોતાના રોગીઓના રોગ મટાડવા સારૂ કડવાં ઔષધો દર્દીને પાવા પહેલાં પોતાની પ્રકૃતિ સારી રાખવી જોઈએ. પોતાના જુસ્સા ગુસ્સા ઉપર સત્તા નહીં રાખનારની નશિયતની ત્હારે ના પાડતાં શિખવું જોઈએ, ને જે સ્વકાબુ રાખનારો કડવાં વચન કહે તેની હા પાડવી જોઇએ. કેમકે ઘણીવાર બાપ કરતાં બેટો સરસ, ને ગુરૂ કરતાં શિષ્ય વધારે સદ્‌ગુણી હોય છે. દીકરા! ઉપર કહી ગયો તેમ ગમે એવી ભિડાતીને કલમના હુન્નરથી તું દુર કરી શકશે, પરંતુ કરજ કરવાના હુન્નરથી તું ત્હારી ભિડ સો ગણી વધારી મેલશે; માટે કરવું પડે તો પેલા વિલ્યમ કોમ્બનો દાખલો લઈ કલમનું કિનિયુ શિખજે. કલમનો એલમ ધન નહીં આપશે તો ધાન તો આપશેજ. શાયર કહે છે કેઃ—

"દબીરી બેઆમુઝ ફરઝંદરા,
ચું હસ્તી બુઅદ ખીશો પએવંદરા."

હે દીકરા! ત્હારાં સગાં સંબંધીઓ માલેતોજાર શ્રીમંત હોય અને તું કદાચ મુફલેશ હોય તો તેની ફીકર નહીં; તું જરૂર એટલું કરજે, કે કલમબાજીમાં ત્હારા પુત્રો પ્રવીણ થાય, ને લેખણ કળા શિખે. દીકરા! તને હા–વિદ્યા ને ના–વિદ્યા ભણતાં કેટલીક હરકતો આવે ત્યારે આવી પડેલી વાતને બેવડી બોલવાને બદલે જરા જેટલીજ કહેજે. કાંકે પ્રભુની પ્રભુતાને, મૃત્યુના માલીક યમને, કિંવા દુષ્ટમાં દુષ્ટ શત્રુને શ્રાપ આપવાથી ત્હારૂં દુઃખ બેવડાવશે; કેમકે સંસાર–શાળામાં જે કાંઈ લીલી સુકી ત્હારા ઉપર પડશે તે પરમેશ્વરના અચળ નિયમોથી ઉલટી રીતે પડવાની નથી. કવિ શેકસપીઅરના રોમિયો ને જુલ્યટના નાટકમાં તેં મર્ક્યુશ્યોનું પાત્ર દીઠું હશે. ઘણાંજ ભલાં દિલનો, આનંદી સ્વભાવનો, ઉમરાવ ખવાસનો તે ગૃહસ્થ છોકરો હતો. ટાઈબોલ્ટે તેને મરણતોલ ઘા કર્યો, તેનું શરીર ચીરી નાખ્યું, તોએ પણ જ્યારે તેને પુછવામાં આવ્યું કે; "તને કયાં વાગ્યું? તને ભારે ઈજા ને અસહ્ય દુઃખ થયું હશે!" ત્યારે બોલ્યો હતો કે; "અમથો લગાર ઘસારો, માત્ર જરાક ઘસ્સો લાગ્યો છે. સૌ સારૂં છે. હું આનંદમાં છું એટલુંજ બસ છે!" દુઃખ કોને અણગમતું ન હોય? પરંતુ ઘણીવાર બહારથી દેખાતું દુઃખ અંદરથી તો આનંદદાયક હોય છે. એટલે ઘણીવાર નકારમાં જે આનંદ ઉપજે છે તે હાકારમાં હોતો નથી. જેમકે;

"જૂઠ બચન નિજ પરાજય, બલ્લભકો દુઃખ પૂર;
સબે અરૂચ રૂચહૂ કદા, ભંનત રસિક ચતૂર."

જૂઠું વચન, પોતાની હાર, અને પોતાનાં વ્હાલાંનું પૂરેપૂરૂં દુઃખ, એ ત્રણે વાનાં સૌ કોઈને અણગમતાં તો છેજ, પરંતુ કોઇ કોઈ સમે એ ત્રણેવ દુઃખો રૂચિકારક અને મનપસંદ પણ થઇ જાય છે. ચતુર હોય તે એનો ભેદ

સમજી લે, કે ક્રીડા સમયે પ્યારી સ્ત્રીના મુખેથી "નહીં—નહીં" એવા નકારા નિકળે છે તે જોકે જુઠા નકારા હોય છે, તોએ તે મિઠા લાગે છે, ને આપણું સગું વ્હાલું આપણા વિયોગ થકી સંપૂર્ણ દુઃખી હોય તોએ આપણને તે બહુ ગમે છે, અને પોતાના પુત્રથી વાદવિવાદમાં તેના પિતાજી હારી જાય છે, તોએ બાપને તો જીત્યા બરાબર આનંદ ઉપજે છે.

મ્હારા વ્હાલા પુત્ર! મ્હારાં લખેલાં આ પત્રોની કેતાબ તું હર હમેશ વાંચતો રહેજે. નશિયતનાં પુસ્તકોથી તને ગેરલાભ નહીં થાય. તું વિષય ઉત્પાદક અને કલ્પિત ક્રીડા ઉભી કરે એવાં જોડી કાઢેલાં પ્યાર ને રંગભોગનાં પુસ્તકો કોઈ વાંચવા કહે તો **ના** કહેતાં શિખજે. Bad books are the public fountains of vice. નઠારાં પુસ્તકો તો દુર્ગુણનાં રંગીન પાણીઓના જાહેર મૂકેલા ઝેરી ઝરા છે, માટે એવાં અનીતિ ઉશકેરનારા ઝરાનું પાણી પીવાની તું **ના** પાડીશ, અને મ્હારી નશિયતના શબ્દો સાંભળવાની તું હા પાડીશ તો બીજીવારે તને અમૃત પાઇશ દીકરા.

# મ્હારા દીકરાને-ફરમાન ૫ મું.



"I know not anything about which a man of sense ought to feel more anxious than how his son may become the very best of men."—Plato.

"મ્હારા પ્યારા પિતાજી!" દીકરો કહે; "આપ મુરબ્બી મને નીતિનાજ બોધ આપો છો, પરંતુ આપ આત્મજ્ઞાની છો, થીઓસોફીસ્ટ છો, અને મને હવે કાંઈ આત્મજ્ઞાનનું સમજાવો તો સારૂં."

અરેરે! લોકો કેવાં આડે માર્ગે લક્ષ્યબિંદુ તરફ જવાની ઉતાવળમાં પડે છે! હજી તો એ. બી. સી.નું ઠેકાણું નહીં, ને એમ. એ. થવા એકદમ માંગો તે કેમ બનશે? દીકરા! નીતિ એજ આત્મજ્ઞાનનું પહેલું અને છેલ્લું પગથિયું છે. હજી તો જુઠાં સાચાં છોડતો નથી ને તને આત્મજ્ઞાન જોઇએ છે? યાદ રાખજે, કે નીતિવાળાં મનુષ્ય આપો આપ આત્મજ્ઞાનીજ છે. વિષયરસમાં લિન્ન રહે છે ને આત્મજ્ઞાન જોઈએ છે? રોજની લોભ લાલચની હાયવાય કરે છે ને આત્મજ્ઞાન જોઈએ છે? રોમનો સેન્સર કેટો સંસારી મનુષ્ય છતાં સાધુ કહેવાતો તે કાંઈ ખાસ આત્મજ્ઞાન લેવા બેઠો નો'તો. તે ઘણીજ સાદી જીંદગી ગુજારતો, દરેક પ્રકારની નીતિ પાળતો, જીવપર અતિશય કષ્ટિ ખેંચતો, ન્યાય પણ સજ્જડ રાખતો, ત્હારી માફક ઘણું બડબડ નો'તો કરતો,

ને તે છતાં દેશાભિમાન તો ઘણું ધરાવતો, અને એવી રીતે તે આપો આપ આત્મજ્ઞાન મેળવતો. દીકરા! આજે આત્મજ્ઞાની થવાની ફેશન થઈ પડી છે, લોક જાણું કરવા થીઓસોફીસ્ટ બનવાની દોડાદોડી કરવામાં આવે છે, લાગવગ વધારવા થકીજ ફ્રીમેસન થવાની ધમચક્રી ચાલી રહી છે; પરંતુ એ બધા સ્વાર્થિ ધંધાના ઉદ્દેશોથી આત્મજ્ઞાની થવાતું નથી. દીકરા! આત્મજ્ઞાન કાંઇ બજારે બજાર રવડતું પડેલું નથી. એ તો "મીયાંભાઇની યારી અને શેરી સુધી સહીઆરી" જેવું છે. આત્મજ્ઞાની કહેવડાવવામાં આજે તો ગ્રહસ્થાઈનો ખોટો ગર્વ દીઠામાં આવે છે. હમણાની જુવાન પ્રજાનો એ તો મોટો દુર્ગુણ છે. હમણા તો ઘણાખરાં માણસો પોતાની ખરી સ્થિતિ કરતાં પણ પોતાને વધારે ઉંચી સ્થિતિમાં મનાવવાનો એ તો આડંબર લઇ બેઠાં છે. જેમ ઘણાંક માણસો પોતાના મનથી એમ સમજે છે, કે "હું તો હવે કોઈ મોટા ખેતાબને અથવા મોટી જાગીરને લાયકનો થયો છું," તેમજ હાલ કેટલાકો મનુષ્ય સેવામાંથી બચી જવાને, પોતાની એબો ને દુર્ગુણો ઢાંકી દેવા સારૂ ઉદ્યમ કર્યા વિના આળસુ થઈ પડી રહેવાને, એકાંતવાસી યોગી કહેવડાવવાને, પોતેજ પોતાને પાત્ર સમજે છે! જેમ કેટલાકો હાથ પગ હલાવ્યા વિના ગાદી તકિયે પડી રહેવામાં ગ્રહસ્થાઈનો ગર્વ પકડી બેસે છે, તેમ નીતિ કે ચારિત્રનું ઠેકાણું નહીં, ને આત્મજ્ઞાની થવામાં જેઓ વડાઈ સમજે તેમને હું લાયક ગણીશ નહીં. ચાર પહોર લોકોની નિંદા કરે છે ને તને આત્મજ્ઞાન જોઈએ છે? માત્ર નિંદા કરવી તજી દે, તું આત્મજ્ઞાનના પહેલાં પગથિયાં ઉપર જઈ ચઢશે. કબીરજી કહે કે;

> કાહુકો ન નિંદીયે, સબકો કાહયે સંત;
> કરની અપને સોં તિરે, મિલ ભજીયે ભગવંત.

દીકરા! તું કોઈનીએ નિંદા નહીં કર. સર્વની કાંઈ ને કાંઈ ખૂબી જોઇ લઇને તેઓ ભલા છે એમ કહેતો રહે. સર્વ કોઈ પોતાની કરણીથીજ આત્માનો ઉદ્ધાર કરશે, માટે સર્વ મનુષ્ય સાથે તું હળીમળીને રહેશે, ને ઈશ્વર-ઈશ્વર કર્યા કરશે તો તું આત્મજ્ઞાનને પહેલે તબકકે આપોઆપ આવી પહોંચશે. હજી તો નીતિના માર્ગ ઉપર ત્હારો પગ ઠર્યો નથી, એટલામાં તું મોટી છલંગ મારવાની ઇચ્છા શેનો કરે છે? કોઇએ એક ફિલસુફને પુછ્યું કે; "તેં જે જ્ઞાન ને ડહાપણ મેળવ્યું તે કિયા ગુરૂએ તને શિખાડયું?" તેણે ઉત્તર દીધો; "**આંધળાએ.** કેમકે આંધળો પોતાનો એક પગ જમીન ઉપર ગોઠવાયા વગર બીજો પગ ઉપાડતોજ નથી." હેગાર્ડ કહેતા કે; "સત્ય એજ મ્હારો રાહબર છે." દીકરા! જો તું મન, વાણી, અને કર્મથી માત્ર **સાત દહાડાજ જુઠું નહીં કહે**, તો આઠમે દહાડે તું જરૂર મહા આત્મજ્ઞાની થઈને ખચિત, પ્રત્યક્ષ ભગવાનનાં પણ દર્શન કરીશ. ત્હારો તામસી સ્વભાવ હજી તો તજયો

નથી, જરા જરામાં ઉશ્કેરાઈ જઇને મિજાજ ખોએ છે, ગાળો ભાંડવામાં આજુબાજુ કાંઈ જોતો નથી, ને આત્મજ્ઞાન હમણાથીજ જોઈએ છે? ફીરદુશી સાહેબનો કોલ છે કે;

કસીરા કે મગ્ઝશ બુઅદ પૂર શિતાબ;
ફેરાવાં સખુ બાશદો દીર યાબ.

જરા જરામાં ઉશકેરાઇને વહેલો મગજ ખોઈ દેતો પાજી માણુસ બહુજ થોડું સમજનારો અને પુષ્કળ બકબકારો ને ચકચકારો કરનારો હોય છે. જેમાં છે પુરૂષ તેનેજ દૈવ સંતુષ્ટ. એક આત્મજ્ઞાનીનું ઉત્તમ વચન છે, કે ચાકર તેનું નામ કે જે પોતાના ધણીનો હુકમ પાળે. માણુસ તેનું નામ કે જે પોતાનું વચન પાળે. સ્ત્રી તેનું નામ જે પતિવ્રત પાળે. બ્રાહ્મણ તેનું નામ કે જે બ્રહ્મને જાણે, ને પોતાનાં ખટકર્મ પાળે. પવિત્ર તેનું નામ કે જે આચાર પાળે. રાજા તેનું નામ કે જે પ્રજાનું પાલણ કરે. સત્યવાદી તેનું નામ કે જે કદિએ જુઠું ના બોલે. પંડિત તેનું નામ કે જે જુના શાસ્ત્રો ભણે. સત્વગુણી તેનું નામ કે જે ડાહ્યો હોય. જોગી તેનું નામ કે જે પરમેશ્વર સાથે જોગ જોડે. સંસારી તેનું નામ કે જે બધા ભોગ ભોગવી જાણે. વ્રતધારી તેનું નામ કે જે વ્રત પાળે. દુઃખભંજન તેનું નામ કે જે પારકાનાં દુઃખ ભાંગે. હરિજન તેનું નામ કે જે સંસારમાંની પ્રીતિ તજી માયાથી મુકત થાય. આત્મજ્ઞાની તેનું નામ જે પોતે પોતાને ઓળખે. મ્હારા દીકરા! જે લક્ષ્યબિંદુ તરફ ત્હારે જવું છે તે વીશેની તું શરૂઆત ખરે રસ્તે કરીને આગળ ધુમ્યો જા, પછી તું આત્મજ્ઞાનને લાયકનો થઇશ. રાજા એડવર્ડ ૩જાએ ગાદીવારસ બ્લેક પ્રીન્સને ક્રેસીની લડાઈમાં બહુ બહાદુરીથી કામ લેતો જોઇ આશિર્વાદ દઇ દીધા હતા કે; "My brave boy, go on as you have begun, and you will be worthy of England's crown." મ્હારા બેટા! જેમ તેં સારી શરૂઆત કરી છે તેમજ આગળ ધુમ્યો જા; ઈંગ્લંડનું તાજ પહેરવાને તું ખચિત્ત લાયક થઇશ! દીકરા! નીતિના પાઠો ભણવાને તેં જેવી રીતે શરૂઆત કરી છે તેજ રીતે નીતિ, અશોઇ, ને પવિત્રતાના પાઠો તું ભણતો ચાલ, તું જરૂર આત્માજ્ઞાન મેળવીશ. અશોઇનું હજી તો ઠેકાણું નહીં ને તું આત્માને કેમ ઓળખીશ? તું દરરોજ પાદિયાબ કરીને કુસ્તી કરીને એ બોધ લે છે, ને તે પ્રમાણે વર્તતો નથી; બાકી તું તે પ્રમાણે વર્તવા માંડે તો પોતાની મેળે આત્મજ્ઞાન મેળવે. તું ભણે છે કે; "કેરફેહ મોઝદ ગુનાહ ગુઝારેશનેરા કુનમ, અશહી રવાન દુશારમ્રા હમ કેરફેહ હમા વેહાંને હફ્ત કેશવર જમીન, જમીન—પેહેના, રૂદ— દરાના, ખોરશીદ—બાલા, બુન્દેહાદ બેરસાદ; અશો બેદ દેરઝી!"—પાપોનાં નિવારણ માટે પાપ મુકત થઇને પુણ્ય કર્મોનો બદલો, 'હે પરમાત્મા! હું

મેળવું. આત્મિક પ્રેમને થકી સર્વ ભૂવનો ઉપર વસનારા પવિત્ર આત્માઓને તથા ભલાં કૃત્યો કરનારાંઓને જમીનની પહોળાઈ જેટલી પવિત્રતા મળજો. નદીની લંબાઈ જેટલી અશોઈ મળજો, સૂર્યની ઉંચાઈ જેટલી નેકી સંપાદન થજો. અશોઇ ને અશોઈજ મને પ્રાપ્ત થજો, ને નીતિમાન પુરૂષોના આયુષ્ય લાંબાં થજો. દીકરા! ત્યારે નીતિજ્ઞાન એજ આત્મજ્ઞાન છે. જે પરસ્ત્રીથી દૂર છે, જેને પારકા ધનની પરવા નથી, જેને પરની નિંદા કરવાનું હેતુંજ નથી, તે આખી જગતનો રાજા છે. તેજ મહા યોગી છે. પાપ કરવા વિસરે ને પુણ્ય કરવા નિસરે, તેણે આત્મજ્ઞાન શરૂ કીધું જાણવું. તું ટુંકો રસ્તો શોધે છે, પરંતુ સાઈકોલોજીનો રસ્તો લાંબો એટલો નિર્ભય છે, ને ટુંકો એટલો ભયંકર છે. નીતિનો માર્ગ કુદાવી ટુંકે રસ્તે આત્મજ્ઞાન એકદમ મેળવવા જતાં તું મગજ ખોઇ બેસીશ. બેડફર્ડ શાયરમાં ક્રોલે નામનું એક આડું ને અટપટિયું નાળું વહે છે, કે જે નાળું આઉઝમાં પડે છે. તે એવું તો આડું અવળું આવેલું છે, કે એક વહાણને ૧૮ માઈલનો સીધો રસ્તો કાપવાને બદલે ૮૦ માઈલનો ચકાવો લેવો પડે છે. ત્યાં એવું પાટિયું મારેલું છે કે; "ભયંકર માર્ગથી ત્હારૂં રક્ષણ કરવા થકી ૧૮ ને બદલે ૮૦ માઈલનો રસ્તો સુરક્ષિત ગણજે!" દીકરા! તું થીઓસોફીસ્ટ કે આત્મજ્ઞાનીનો કપાળે છાપ મરાવશે તેંથીજ કાંઈ તું આત્મજ્ઞાની થવાનો નહીં. અંતઃકરણ પાક રાખ, ને સંસારી રહી જિજ્ઞાસુ થા. સાઆદી સાહેબે એક દ્રષ્ટાંત કહ્યું છે કે; એક ભલા માણસે સ્વપ્નામાં પોતાના દેશના બાદશાહને સ્વર્ગમાં દીઠો, અને પોતાના શહેરના એક પવિત્ર આત્મજ્ઞાનીને નર્કમાં દીઠો. તેણે કોઈ જાણકારને પૂછયું કે; "આમ ઉલટું કેમ?" ત્યારે જવાબ મળ્યો કે; પાદશાહ બાદશાહી કરતો છતો સાધુસાહી વહેવાર રાખીને સાધુઓનો સત્સંગ કરતો હતો; અને પેલો આત્મજ્ઞાની ધર્મગુરૂ છતાં પાદશાહની ખુશામદ કરીને અમીર ઉમરાવોમાં ભેળાઇ વૈભવ કરવામાં મશગુલ રહેતો હતો.

દલકત બ ચે કાર આયદો તસબીહો મોર્કે;
ખુદ રાઝે અમ્લહાએ નીકોહીદે બરીદાર.
હાઝત બ કોલાહે બરગી દાસ્તનત નીસ્ત;
દરવીશ સીફ્ત બાશો કોલાહે તતરી દાર.

ફકીરી ગોદડી અને ખીદડી તથા માળા તને શું કામ આવે? તું પોતાનેજ નીતિમાન બનાવી પાપી કર્મોથી અને ગુન્હાનાં કૃત્યોથી માત્ર દૂર રાખ! પાંદડાંની ટોપી અને ખીદડી પહેરવાની તને કાંઇએ જરૂર નથી, તું પોતાને સાફ દિલથી દરવીશની ખાસ્યતનો બનાવ, અને જાહેરમાં તને ગમે તો તું ભલે તાતારી સુંદર તાજ પહેરને! દીકરા! તું ત્હારા આત્માને, ત્હારાં પરમ તત્વને, ત્હારાં શરીરમાં શાન્તપણે પ્રકાશવા દે. પોતાનાં દાન, આહાર, નીતિનાં

કૃત્યો, દ્રવ્ય, ગુણ, દુષ્કર્મ, મર્મ, મંત્ર, એટલાં પારકાને દેખાડવાં કે કહેવાં ન જોઇએ. માત્ર સંસારના યુદ્ધમાં પ્રથમ તું ટક્કર ઝિલતાં શિખ. "પુરૂષ પ્રયત્ન ત્યાં ફૂલ રત્ન." પ્રયત્ન થાતાં, તહિંજ દૈવ દાતા. તું કીનો કપટ છોડતો નથી, દ્વેષ ને વિઘ્ન સંતોષ ત્યજતો નથી, આળસાઈમાં મસ્ત રહે છે, તોપણ શું તું એકદમ આત્મજ્ઞાન ઈચ્છે છે? ઈશ્વરની ભક્તિ જે આત્મજ્ઞાનની સંદેશા બરદાર છે તે તો ત્હારામાં બીલકુલ નથી ને આત્મજ્ઞાન જોઈએ છે? પ્રધાન એટલે જે માયા છે તે ભકતને પીડતી નથી. શા માટે, કે મહારાણી શ્રી ભકિતજી તો ભકતના હૃદયમાં બિરાજે છે. એટલા સારૂ જેને જેનો આશ્રો હોય તેનેજ તે રૂપ જાણવું. સ્રીને સ્રીથી મોહ ના થાય. અને યોગ, જ્ઞાન, વૈરાગ્ય એ ત્રણેવ તો પુરૂષો છે, માટે તેના આશ્રીતને, માયા જે સ્રી છે, તે મોહ પમાડીને ભ્રષ્ટ કરી શકે, પણ સ્રી જે ભકિત છે તે ભકિતનેજ કેમ બગાડે? અર્થાત; ભકિત વિના આત્મજ્ઞાન વગેરેમાં ફળ થોડું ને શ્રમ ઘણો, પરિણામ લગાર ને ભય વિશેષ. માટે હે દીકરા! આત્મજ્ઞાન પહેલાં નીતિ ને ભકિત એજ પહેલાં પકડ.

પીર પ્રધાન ન ભકત દેં, સ્વામિની ભકિત હીય;<br>
યોગ ગ્યાંન બૈરાગન, દમે તદાશ્રિત તીય. (દયારામ)<br>
શ્રમહીતેં સબ મિલત હે, બિન શ્રમ મિલે ન કાંઇ;<br>
સિધિ અંગુરી ઘી જમ્યો, કયું હી નિકલે નાંઇ.

અલાદીનની બારી માફક તું એક કામ મહા મહેનતે કરે છે, ને તે પૂરૂં થવા આવે નહીં આવે એટલામાંજ તેને અધુરી હાલતમાં પડતું મેલી બીજાને વળગવા જાય છે. અલાદીનના મહેલની ૨૪ બારીઓ હીરા માણેકની બનાવવામાં આવી. ૨૩ બારી તૈયાર થઈ પણ ૨૪મી અધુરી હતી એટલી એક બારી પણ એક સુલતાનનો સઘળો ખજાનો વપરાઈ રહેવા છતાં અધુરી રહી ગઇ! તેમ જ્યાં સૂધી લોભ વગરની લાયકાત, પડદા વગરની સચ્ચાઇ, મિથ્યા સુખ વગરનું સુખ, ઠગાઇ શિવાયનો ન્યાય, વગર ઢાંકણુની ચતુરાઇ, ક્રોધ વગરની લીઆકત, નીતિના અંધાપા અને ધર્મ શિક્ષણનાં બહેરપણ વગરની પવિત્રતા, અહંકાર વગરનું નિખાલેસ મન, પાપ રહિત સદ્ગુણ, વિષય વાસના વગરનો ઉદ્યોગ, સ્વાર્થ શિવાયનો વહેવાર, કંજુશાઈ વિનાનું દાન, વગેરેનાં પહેલાં પગથિયાં ચઢિયા શિવાય આત્મા વિષે ધ્યાન ધરી કેમ શકાશે દીકરા? મન મેલું ને શરીરની ટાપટીપ ટકી શકશે નહીં.

ધ્યાન ધરે કયા હોત હે, જો મન મેલ ન જાય;<br>
બગ અરૂ મીની ધ્યાન ધરિ, પશુ બિચારે ખાય.

લીલમને જો શુધ્ધ પ્રકારમાં રાખ્યે તો રોશનીને લીધે તેનું પાણી વધારે

તેજથી ઝગઝગે છે. **મોતીને** અંધારામાં રાખ્યું હોય તો થોડા વખતમાં તેનું પાણી ઉતરી જાય. પરંતુ પાણી ઉતરેલાં તેજ મોતીનું તેજ, સૂર્યના પ્રકાશમાં ધરવાથી પાછું દીપે છે. તેજ પ્રમાણે આત્મજ્ઞાનને નીતિના તેજની અવશ્ય જરૂર છે. **કોન્સટેન્ટીનોપલમાં** નિશાળે ભણતા વિદ્યાર્થીઓને નાટકોમાં, મુજરામાં, જલસામાં, અને રંગરાગની બેઠકોમાં જવા માટે સરકારની મનાઈ છે, કેમકે ત્યાં તેઓ નીતિના પાઠ શિખવાને બદલે અનીતિનું તત્વ વહેલું પકડે છે. કાંકે **મન** એવું ચંચળ બાજીગર છે, કે સર્વ લોકને તે પોતાની મરજીના નાચ નચાવે છે. તે ભમતું ને ભટકતું રહે છે. કવિ કહે છે કે; પીંપળાનું પાન, કુંજરનો કાન, પતાકાનો પર, કે ચક્રની ફેરી સ્થિર રહી શકે, પણ **મન** તો કદી સ્થિર નાજ રહે. ભાંડની પેઠેમ પળે પળે તે પોતાનો રંગ બદલે છે. કાયર અને હિચકારા ઉપર તે શૂરો સરદાર થઈ રહે છે. પરંતુ જેઓ સત્સંગથી નીતિની શમશીર પકડીને શુરવીર બન્યા હોય છે તેમની આગળ તો રાંકડું થઇ જાય છે. મન રૂપી વનમાં વાસના રૂપી નદી છે. તેને શુભ અને અશુભ એવા બે કિનારા છે. અને સાચું પુરૂષાર્થ તો તેનુંજ કહેવાય છે, કે જે નીતિના નિયમો પાળી સત્સંગમાં રહી **મન** ઉપર સંપૂર્ણ જય મેળવીને તેને અશુભ કિનારા તરફ જતું અટકાવી, શુભ અને કલ્યાણકારી કિનારા ભણી વાળી શકે.

જીસકા દર્પન ઉજલા, સો દર્શન દેખે માંહિ;
જિસ્કી મેલી આરસી, સો મુખ દેખે નાંહિ.

જો ઈશ્વરની હયાતિ વીશેજ તમારી પાકી ખાત્રી થઈ નહીં હોય, જો ઈશ્વરમાં માત્ર મોઢે કહેવાનો વિશ્વાસ હોય, તો તમારી આત્મભકિત કિંવા આત્મજ્ઞાનની જિજ્ઞાસામાં કાચપ સમજવું. ટર્કીના સુલતાન **કોન્સટેન્ટીનોપલની** મશજીદમાં દર શુક્રવારે આલા નિમાજને સારૂ જાય છે ત્યારે મહેલથી મશજીદ સૂધી હારબંધ ૩૦ હજાર સિપાહોનો પહેરો પોતાના રક્ષણ માટે રાખીને બંધ ગાડીમાં જાય છે. આત્માના ઉદ્ધાર માટે ઈશ્વરના ઘર ઉપર આટલોજ વિશ્વાસ! જ્યાં સૂધી ઈશ્વર દરેક ઠેકાણે હાજર છેજ એ દ્રઢતા ત્હારાં હૃદયમાં જામે નહીં ત્યાં સૂધી તું ત્હારાં જીગરમાં પ્રથમ તો તેના વાસા વિષે દ્રઢ વિચાર રાખતો થા, પછીજ આત્મજ્ઞાન જોઇએ! "બાપા–બાપા!" દીકરો કહે; "આત્મબોધ લેવા માંડયે તો આપોઆપ મનના વિકારો દૂર કરવાનું ને નીતિનાં શિક્ષણો શિખવાનું મળે કેનીં?" દીકરા! ભેંસ આગળ ભાગવત. ગાડી પાછળ તું ઘોડા જોડવા નહીં માંગ.

पराह्नेनादरं दग्धं करौ दग्धौ प्रतिग्रहात् ।
परस्त्रीभिर्मनो दग्धं कार्यसिद्धिः कथं भवेत ?

પારકે અન્ને પેટને બાળ્યું, પારકું દાન લેવા જણુ જણુ આગળ હાથ ઓળ્યા, પરાઇ સ્ત્રીઓથી ત્હારાં મનને બાળી જાળી નાંખ્યું, તો પછી આત્મ સિદ્ધિ કેમ થશે દીકરા?

આજના જવાન્યાઓને એવી ટેવ પડી છે, કે અલ્પ જ્ઞાન છતાં અતિશય બોલે છે. ખિસામાં હોય થોડુંને ઘણું ખરચે છે. પોતાનામાં હોય ભંડોળ થોડું ને બહાર દમ્મર વધુ બતાવે છે. થોડુંક જ્ઞાન થયું, કે જ્ઞાનનું ગુમાન વિશેષ ધરે છે. પોતાનેજ સૌમાં ડાહ્યા ડહાપણવાળો માની બેસે છે. પરિણામની પરવા વિના જેમાં તેમાં હોમાવ્યો જાય છે. પછી ભારે જવાબદારી શીરપર લઈ રૂવે છે. એવા અલ્પજ્ઞાની કરતાં તો ડાહ્યો સંસારી, નીતિધર્મવાળો પુરૂષ વહેલો જિજ્ઞાસુ થઇ શકે છે, ને વહેલો આત્મજ્ઞાની થાય છે. બધા થીઓસોફીસ્ટ જો માત્ર નીતિના કાનુનો પાળે તો તેઓ ૩૪મા ફરેસ્તા થઇ જાય. પરંતુ બહાર આત્મજ્ઞાની છું એવું ડોળ બતાવી મનના વિકારોને દૂર કીધા વિના, બીજાને જ્ઞાન આપવા નિસરી પડયે તો નહીં પારકાનું સાર્થક કર્યે, કે નહીં આપણું પોતાનું.

"જ્ઞાની મુલ ગમાયા, આપે ભયાહી કર્તા;
તાતે સંસારી ભલા, મનમેં રહા હે ડર્તા."

મ્હારા પ્યારા પૂત્ર! જો ત્હારૂં હૃદય નિર્મળ હશે તો આત્મજ્ઞાન ત્હારી સમીપજ છે. જો ત્હારૂં અંતઃકરણ સ્વચ્છ ના હશે, ને દેખાદેખીથી તું આત્મજ્ઞાની, થીઓસોફીસ્ટ, કિંવા ફ્રિમેસન થવા માગી; અહોનીશ મંત્ર જપે, માથવાણી ભણે, પરંતુ આત્માની ઉન્નતિ કરી તું શ્રેય સુખ નહીં મેળવીશ. સાફ અંતઃકરણમાંજ બ્રહ્માવાત્સકી લૉજનું સ્થાન છે. ત્યાંજ ત્હારી મુકિતનું મંદીર છે. માયા ફળના આપનારા જે જે ધર્મ છે તે તે ખરા ફાંસિયા છે. હે પુત્રે! તું આમજ માનજે, કે ઝેરના લાડુ જેવાં રાજ્યાદિકનાં સુખો તો પાછાં ને પાછાં પ્રાણુને હાની કર્તા નર્કનીજ પ્રાપ્તિ કરાવે છે. દયારામ કહે તેમ; પ્રાકૃત ફરદા ધરમ સો, સુદ્ધ ફાંસિએ માની; બિખ મોદિક દે રાજ સુખ, બ્હોર નર્ક અસુ હાંનિ. काम क्रोधौ वशयस्य तने लोक त्रयंजितम ॥ જેના વશમાં કામ ક્રોધ આવી ચુકયા તેણેજ ત્રણે લોક વશ કર્યા એમ સમજી લે. હું કાંઈ આત્મજ્ઞાની નથી. તને નીતિના બોધ આપું ને હુંજ મ્હારા મનના વિકારો દૂર ના કરૂં, તો મ્હારી જીભ પણ કાપી લેવી જોઇએ. મ્હારી કલમને પણ ભાંગી નાંખવી જોઇએ. હું મ્હારી જીભ વા કલમને બાજંદી બનાવવા ઈચ્છા રાખતો નથી. લોક્રિયન લોકના ધારા બાંધનાર ઝેલ્યુકસે એવો કાયદો કર્યો હતો, કે જે કોઈ વ્યભિચાર કરે તેની બેઉ આંખ્યો ફોડી નાંખવી. ધારો પસાર થવા બાદ ટુંક સમયમાં તેના દીકરાએજ વ્યભિચાર કર્યો. ઝ્લ્યુકસે

હવે ઈન્સાફ પણ કરવો હતો, ને પુત્ર પ્રેમ પણ સાચવવો હતો, માટે એક આંખ બેટાની ને એક આંખ પોતાની ફોડાવી બે આંખો ફોડવાનો ન્યાય કીધો હતો. તેમ જો તું અનીતિમાં રહી મ્હારી સોડે આત્મબોધ માંગે તો મ્હારી ને ત્હારી બેઉની આંખ ફોડવી સજાવાર છે દીકરા !

આશા તજે, માયા તજે, મોહ તજે અરૂ માન;
હર્ષ શોક નિંદા તજે, કહે કબીર સંત જાન.

આશા નહીં તજે, માયાથી વેગળો ના જાય, મોહ અને માનપાનને ત્યાજ્ય નહીં ગણે, ખુશાલી કે દિલગીરીમાં સમાન ન રહે, તેનાથી આત્મજ્ઞાન સંપાદન ના થાય દીકરા. ઈટાલ્યન લોકો ઘણી કલેરવોયન્ટસો પોતાના દેશમાં વસતી હોવા માટે મગરૂરી લે છે, પરંતુ માત્ર અનીતિના અપરાધીઓની સંખ્યા આખી જગત્ કરતાં વધુ ત્યાંજ ગણાઈ છે ! એક કોટી મનુષ્યમાં ૫૨૦૦ એવા ગુન્હેગારોની ત્યાં સરેરાસ આવે છે ! છતાં ત્યાં આત્મજ્ઞાનનો પ્રસાર ઘણો કહેવાડે એ કેમ બને ? જુદી જુદી ૨૦૦૦ ભાષામાં ભાષાંત્તર થએલી બાઈબલની ૨૦૦૦ આવૃત્તિઓ બ્રિટિશ મ્યુઝયમ ધરાવે છે, તે તેના આત્મિક ઉન્નતિના શિક્ષણના પ્રતાપ કરતાં નીતિની ઉન્નતિના બોધોને વધુ આભારી છે. દીકરા ! હવે પછીના પત્રોમાં હું તને બીજું નવું કહીશ.

## મ્હારા દીકરાને-ફરમાન ૬ઠું.

The pure and warm heart feels the Father like a sweet scent in the evening air—like the presence of a friend in the dark twilight room—like a melody entering within and sweetening the soul.—GILFILLAN.

અમારા વખતમાં તમ જવાનોના જેટલી હાય વાય ને સંતાપ નો'તો. અમારા વખતમાં અરધી રોટી ઉપર અમે રાતા માતા સુખી જીંદગી ગુજારતા હતા, ને આજે તમ જવાનોને દસ ગણો વૈભવ પણ તુચ્છ શા થકી લાગે છે ? આજે તમ જવાનો સોસાયેલા સોહરાયેલા, ને બહારના દેખાવો ઉપર અંજાઈ ગયા છો, અને સપાટી ઉપરના ભપકા સપકા તથા વૈભવ જોઈને તમને એકે સપાટે રોકફેલર ને રોથસચાઈલ્ડ થવાનો અભખરો હોવાથી તમ જવાનો સંતાપેલા બની અસંતોષી થઈ, હાહ-હાહ ને હાય-હાયના અફસોસમાં, આખી રોટી મળે છે છતાં તમારાથી અરધીએ ખવાતી નથી. માટે રે બેટા ! બહારના દેખાવ ઉપર ના ભુલ.

ચે દાનન્દ મરદુમ કે દર જામે કીસ્ત ?
નવીશંદે દાનદ કે દર નામે ચીસ્ત. (સાઆદી)

માનવી તે શું પિછાની શકે, કે કપડાંમાં ઢંકાયેલો કોણ છે? જેવો જે પોશાક પહેરે તેટલા ઉપરથી તેનો શું ધંધો હશે તેજ માત્ર પરખાય. કોઈ ખીહડી પહેરે તો ફકીર જણાય, અને કોઇ ઉંચાં ધોયેલાં કપડાં પહેરે તો કહેશે કે તે શ્રીમંત હશે, જેથી મોટાં માણસમાં લેખાશે ખરો, પરંતુ ભિત્તરના તે પોશાકમાં છુપાયલાંનાં મક્કર ચકકર ને ફેલ કે કામો કેવાં છે તે આપણુ બહારથી જોનારાંને કયાંથી માલુમ પડે ? લખનારોજ સમજે છે, કે પત્રમાં તેણે શું લખ્યું છે. લેબાશનો પહેરનારોજ જાણે છે, કે તેણે પોશાક કેવો પહેર્યો છે ને કરતુક કેવાં કરે છે. માટે ભપકા ભરેલી સ્ત્રી જોઈ તેણી શ્રીમાન હશે, કિંવા એસ્કી ફાંકડાનો ગાડી ઘોડાનો દમામ જોઈને તે દ્રવ્યવાન હશે, એવું વિચારીને તું ત્હારી સ્થિતિનો બળાપો કરીશ નહીં દીકરા. આઈમાયની અગવડો બાઈમાય શું જાણે ? ધનજીશાને ડંખતા જોડાની ખીલી મનજીશાને કયાંથી ખૂંચે ?

“ સંપતિ બીપતિ પાયકેં, અસ ગતિ હુઈ બડ છુદ્ર;
જૈસે બરખા ગ્રિસ્મ લહિ, છોટ સરી રૂ સમુદ્ર. ” (દયો)

સંપતિ ને વિપત્તિ બન્ને પામીને મોટાંની હાલત જુદી રહે, ને તુચ્છ માણુસની ગતિ જુદી થાય, તે એવી રીતે કે ચોમાસામાં હજારો નદીઓનું પાણી દરિયામાં વિશેષ આવે છે, અને તાપના દિવસોમાં તેટલું પાણી સમુદ્રમાં આવતું નથી, પરંતુ સમુદ્ર તેથી જેમ ફુલી જતો નથી, કે નિરાશ ને નાઉમેદ થતો નથી; એવી ઉદાર દિલના માણુસની ગતિ છે. તેઓ સુખ દુઃખમાં સમતોલ રહે છે. પરંતુ વરસાદની મોસમમાં ન્હાની સરખી નદિઓને પુષ્કળ પાણી મળે છે ત્યારે ફુલાઇ જઈને ઘણા ઘણા જીવોને નુકશાન કરવા મંડી જાય છે. કોઈને તાણી લઇ જાય છે, કોઇને બૂરાડે છે, એમ ઘણા જીવોનો બિગાડ કરે છે; અને ઉનાળો આવે ત્યારે તેજ નદિઓમાં પાણીનો છાંટોએ રહેતો નથી, ને તેમાં ધૂળ ઉડે છે. નદી જેવાં ઓછાં પાત્રનું નીચાપણું છે તેવુંજ નીચ માણુસનુ છે, કે સુખે ફુલીને ફાટી જાય છે, ને દુઃખે નસોસ થઇ નંખાઈ જાય છે. મ્હારા વ્હાલા બેટા !

તું પણ સમુદ્ર જેવો ઉદાર થા, બહારના ભપકા ઉપર નહીં લેભા. લોર્ડ ફ્રોપીંગ્ટન જેવો કોઇ પણ લોર્ડ થયો નથી, પરંતુ એક એસ્કી ઠગાક, જે પોષાકો બદલવામાં ને ઠઠારો કાઢવામાંજ પોતાનો આખો વખત રોકતો હતો, તેને અક્કડપુસ, ચટાક, અને ઠઠ્ઠામાં “લોર્ડ ફ્રોપીંગ્ટન” કહેવામાં આવ્યો, અને કેટલાકોએ લોર્ડોની ટીપમાં પણ તેનું નામ છાપી માર્યું હતું, તેને જોઈને કંઈક જવાનો મુઝાતા હતા, પરંતુ છેવટે પકડાઈ આવ્યું હતું, કે તે તેની

પાઈ વિનાનો કંગાલ હતો! સેખ સાઆદી કહેતા હતા કે;

> " શખ્સમ બ ચશ્મે આલમીઆં ખુબ મન્જેર અસ્ત;
> વઝ ખેબસે બાતેનમ સરે ખેજલત ફતાદે પીશ.
> તાઉસરા બ નકશો નેગારીકે હસ્ત ખલ્ક;
> તેહસીન કુનન્દો ઉ ખજેલ અઝ પાએ ઝેશ્તે ખીશ."

મારૂં શરીર બહારના જોનારાઓને ઘણું સુંદર દીસે છે, પરંતુ મ્હારી અંદર ભિન્તરમાં બદફેલી ભરેલી હોવાથી હું તો શરમાઈને મ્હારૂં મસ્તક નીચું નાખીને ફરૂં છું. મોરની ઉપર જે ચિત્રામણ અને નકશો ચિતારેલો છે તે જોઈને પૃથ્વી પરના સર્વ લોકો તેનાં વખાણ ગાય છે; પરન્ચ મોર તો પોતાના ભુંડા ખડબચડા પગો જોઈને લજવાય છે. માટે ફરીથી કહું છું દીકરા! કે બીજાનું બહારનું સૌ સારૂં સારૂં દેખી તું દુઃખી નહીં થા, પણ ઉદાર થા. ઉદાર દિલ અને સહનશીલતા જેવા ઉત્તમ ગુણોથી ત્હારા સંસારમાં સંપ રહેશે. ત્હારો ધંધો-ઉદ્યોગ ખિલવવો હોય, ત્હારો આપ-લેનો વહેવાર વધારવો હોય, સ્વાર્થ ને પરમાર્થ બન્ને પ્રાપ્ત કરવા હોય, બોધ આપતાં કે લેતાં શિખવું હોય, તો તું ઉદાર ને ખમાઉ થા. દેશભક્ત થવું હોય, ન્યાતિના કે જન સેવાના કાર્યો કરવામાં ત્હારે નામ કાઢવું હોય, તો સહનશીલ થા, ને ઉદાર દિલ રાખ. આ બેઉ ગુણોની તમ જવાન્યાઓમાં કોટાઈ છે. વહેવારમાં ઉદાર દિલનો અર્થ જૂદો છે. ઈંગ્લંડની રાણી એલીઝાબેથના વઝીર લોર્ડ બર્લેએ મ્હારી માફક પોતાના બેટાને બોધ દીધો હતો કે; "દીકરા, ત્હારી દોલતના ઝાડ ઉપરથી કીડાઓને, એટલે ખુશામદિયાઓને કાઢી નાખજે; કેમકે જ્યાં સૂધી તે ઝાડ આબાદીથી ભરપૂર હશે ત્યાં સૂધીજ તેઓ તે ઝાડને ચુસી ચુસીને ફોળી ખાશે, પરંતુ તુફાનના પ્રસંગે તે બધા કીડા પોત પોતાના દરોમાં ભરાઈ જશે, ને ત્હારી પડતી સ્થિતિમાં કોઈ મદદ આપવા પણ બહાર નીકળશે નહીં." દીકરા! ધન ને પ્રાણ કે વહાણનો અવશ્ય નાશ થવાનોજ, તો પણ સારાં કારણસર ધનનો ત્યાગ થાય તો તેની ચિંતા નહિ. ડાહ્યા દીકરો હું તેનેજ ગણીશ, કે જે પારકાં હાજતમંદોને વાસ્તે ધનનો ત્યાગ કરવામાં વડાઈ સમજે. શરીર અને સદ્દગુણ એ બેમાં મોટો તફાવત છે. શરીર તો થોડા વખતનું છે, ને સદ્દગુણ તો ચિરંજીવી હજારો વર્ષ જીવતો રહેનારો છે. માટે આ મ્હારો ને આ તો પારકો પરાયો, એવો હલકટ વિચાર નહીં કરવો દીકરા. ઉદાર ચિત્તવાળાને ચિરંજીવી કહ્યા છે, તેનું કારણ કાંઈ હજારો વર્ષ તેમનું શરીર જીવતું રહ્યું એમ સમજવાનું નથી, પરંતુ તેમણે તો સઘળી પૃથ્વિ એ અમારૂં પોતાનું જ કુટુંબ છે, એવું સમજ્યું તેથીજ તેઓ આજ વેર ચિરંજીવી લેખાયા છે. એવા સદ્દગુણો ધરાવનારા આરબોએ સાત ચિરંજીવી કહ્યા છે. ૧—પ્રભણા; ૨—

અકસલ મીના; ૩—મસાલીના, ૪—મરતુશ; ૫—બરતુશ; ૬—શઅતુસ, અને ૭ મો ભરવાડ નામે મરતુનુસ. એ સાતેવે ધર્મ એજ સુખ છે; ક્ષમા એજ શાંતિ છે; વિદ્યા એજ તૃપ્તિ છે; અહિંસા એટલે કોઇને પણ દુઃખ નહીં દેવું એજ સુખનું મૂળ છે, એવું સમજીને જીવન પર્યંત અમલ કીધાથી તેઓ મૃત્યુ પામ્યા નથી, પણ ચિરંજીવી રહેલા કહેવામાં આવ્યા છે. વળી જે જરથોસ્તીઓ હફ્તન યશ્તમાં કહ્યા પ્રમાણે

"ઇઝાઓ યઓશ્તયો, ફ્રેરસ્તયો, આર્મતયો, વંઘઉહીમ આબીશ અષીમ;
વંઘઉહીમ ઇષેમ, વંઘઉહીમ આઝુઇતીમ, વંઘઉહીમ ફ્રસસ્તીમ;
વંઘઉહીમ પેરેન્દીમ યઝમઇદે."

સુખાકારી, પવિત્રાઈ, વૃધ્ધિ, સંપૂર્ણ મનશ્ની, તેમજ અંતઃકરણની સભ્યતા, શુભ ઇચ્છા વાપરના, ભલી આબાદી અને શાન્તિ આપનારા દિલાસાના શખુનો જેઓ કહી ગયા, તેમજ પ્રમાણિક ઉદ્યોગ કરીને વખાણને પાત્ર થયા છે, તેઓ પારસીઓમાં પણ સાત ચિરંજીવી કહેવાઇને, મુવા છતે જીવતા લેખાયા છે. ૧-શાહ વંદ્રાવન, ૨-હુશેદર, ૩-હુશેદર માહ; ૪-આમી; ૫-સોસ્યેશ; ૬-દસ્તુર પેશુતન; અને ૭-પાદશાહ કૈખુસરો. એમણે પોતાની ઇંદ્રિયો તથા મનને વશ રાખ્યાં હતાં, જેથી તેમને પરિતાપ કે કલેશ નો'તો થયો. પરાઈ લક્ષ્મી જોઇને તેમને ખેદ નો'તો થતો. હે બેટા! તું તેવો મ્હારો ચિરંજીવી પુત્ર થા. વળી હિંદુઓમાં એવા સાત ચિરંજીવી વર્ણવેલા છે, કે જેઓ પારકાનાં કડવાં વચન સહન કરતા હતા, કોઈનું પણ અપમાન નો'તા કરતા, કોઈ તેમના જીવને કચવાવે તોએ તેની સાથે તેઓ માયા મિઠાસથી બોલતા, તેમના વિષે કોઇ નઠારૂં કે નબળું બોલે તેના સાથે પણ નમ્રતાથી વર્તનારા તે ઇશ્વરિ પુરૂષો મુઆ નથી પણ જીવે છે તે; ૧-અશ્વત્થામા; ૨-બળી; ૩-વ્યાસ; ૪-હનુમાન; ૫-વિભિષણ; ૬-કૃપાચાર્ય; અને ૭-પરશુરામ, એમના જેવા સદ્દગુણો રાખી તું પણ પરમાર્થના સદ્દગુણો ધર. ફીરદુશી સાહેબ અનુમોદન આપે છે કે;

બેકુશીદ તા રંજહા કામ કુનીદ;
દેલે ગમ કુનાં શાદો ખુર્રમ કુનીદ.
કે ગેતી ન માન્દ ઓ ન માનદ બ કસ;
બીઆઝારી ઓ દાદ જુઇયન્દ ઓ બસ.

બેટા! તું બીજાં દુઃખીઓનાં દુઃખો દૂર કરવાનો પ્રયત્ન કરજે! શોકાતુર શખ્સોનાં ગમગીન જીગરો હસી ખુશી ભરેલાં કરજે! આ ક્ષણભંગુર નાશવંત પૃથ્વિ કોઇની સાથે પણ સર્વદા રહી નથી, કિંવા આયંદે તે કોઈની પણ થઇ રહેવાની નથી, માટે હે મ્હારા વ્હાલા! તું નિર્દોષ ને

ન્યાયિ રહે, એટલુંજ ત્હારા બાપને બસ છે. ત્હારા ઉપર ગમે એવી લીલી સુકી આવે તોએ તું ત્હારો માબાપ જન્યો ધર્મ ત્યજીશ નહીં. ધર્મ ને નીતિ પકડી રાખવામાં તું એંટાલ બાપનો એંટાલ દીકરો કહેવાશે તે ભલું છે. રંગુનની "પેગોડા કાર્વિંગ શૉપ"નો માલેક જે. આર. જોન વ્હીટફીલ્ડ હર્સ્ટ, જે આગષ્ટ ૧૯૧૮માં ૮૫ વર્ષની વયે મરણ પામ્યો, તેની ઉત્તમ નમુનાની દુકાન જોવાનો પ્રોગ્રામ, માજી શેહેનશાહ એડવર્ડ ૭મા જ્યારે પ્રિન્સ એ.ફ વેલ્સ લેખે હિંદમાં આવ્યા હતા, ત્યારે ઠરાવ્યો હતો. પરંતુ તે દિવસે રવીવાર હતો, એટલે ધાર્મિક દિવસે દુકાન બંધ રાખવાનો પોતાનો નિયમ તોડવાની હર્સ્ટે ના પાડી! "પ્રિન્સ ઓફ વેલ્સ" આથી તો ઉલટા ખુશી થયા હતા, ને બીજે દહાડે તેની દુકાનેથી બહુ માલ વસાવ્યો હતો. પછી બે વર્ષ રહીને જ્યારે ડયુક અને ડચેસ ઓફ કેનાટ તેની દુકાને ગયાં ત્યારે તેણે ઉપલી વાતમાં બતાવેલાં ધાર્મિક સ્વતંત્રપણા માટે તેને સાબાશી આપી. બે વર્ષ ઉપર બનેલી વાતની યાદ આપી, ત્યારે હર્સ્ટ બોલ્યો કે; "રવીવારે ધર્મના ફરમાન પ્રમાણે, દુકાન બંધ રાખવાથી મ્હારા નફાને જરા પણ ખોટ લાગતી નથી!"

બ ગીતી હમીશેહ ઝીઅદ બાફરીન;
બ મીનો રવદ દર બેહેશ્તે બરીન.

જે શખ્સ પોતાનો ધર્મ સાચવીને નીતિને માર્ગે ચાલશે, તે શખ્સ પૃથ્વિ ઉપર કીર્તિ સાથે જીંદગી ગુજારશે, અને પેલી જેહાંનમાં સર્વથી બુલંદ બેહેસ્ત મેળવશે. માટે ત્હારી ઉપર ધર્મ-નીતિ સાચવતાં ગમે તેવું પડે તોએ તે સહન કરવાનું ઉદાર દિલ રાખજે બેટા!

"પ્રભુને ગમે તે સમે સઉ સહેવું;
સદા રાજી રાજી રૂદેમાં રહેવું."

ત્હારે સૌના પ્રિય થવાથી બહુ હરખાઈએ જવું નહીં, તેમ અપ્રિય થઈ પડવાથી બહુ તપી પણ જવું નહીં. પૈસે પૈસે કષ્ટ પડવાથી મુઝાવું પણ નહીં, ને સુખને સારૂ ત્હારા પોતાના ધર્મનો ત્યાગ પણ કરવો નહીં. દીકરા! અમૃતમાં ઝેર ભેળાયું હોય તો ઝેર કાઢીને તું અમૃતજ પીજે. બાળકની પાસેથી પણ હિતનાં વચન તો સાંભળ્યા વગર રહીશ નહીં. શત્રુ પાસેથી પણ સારો ગુણ હોય તો તે સંપાદન કરજે. અપવિત્ર સ્થાનમાં સોનું પડેલું હોય તો તે ગ્રહણ કરવું, પરંતુ અપ્રમાણિકપણે કુબેરનો ભંડાર મળે તો તેને પણ અડકીશ નહીં. સત્યને ખાતરજ સત્ય રાખજે. પ્રભુના ડરથી પ્રમાણિક રહેવું, ઈશ્વરની બીકથી સત્ય રાખવું, એ પણ કાંઈ ખરૂં પ્રમાણિકપણું કે ખરૂં સત્ય નથી. "સિપાઈ બહાર ઉભેલો છે તેના ડરથી હું તો ચોરી નહીં કરતો, બાકી અમુક વસ્તુ હું તો હસ્તાવી જાઉં!" એ કાંઈ સત્યતા નથી, પ્રમાણિકપણાને માટેજ ત્હારે

પ્રમાણિક રહેવું. ઉંચું ત્હારૂં કુળ તને દિપાવશે નહીં, પણ તું અસત્ય ને અપ્રમાણિકપણે નિર્દોષોનું પચાવવાના કાવાદાવા કરીશ તો ત્હારાં ખાંદાનનાં ને ત્હારા પૂર્વજોનાં હાડેહાડ તું કંપાવશે. કબીરજીનો કોલ છે કે;

ઉંચા કુલ કહા કીજીયે, જો કરણી ઉંચ ન હોય;
કનક કલેશમેં મન ભરા, સંતો નિંદિયા સોય.

હે બેટા! ત્હારૂં કર્તવ્ય કર્મ શુધ્ધ ને ઉંચું ના હોય તો પછી મ્હારાં ઉંચાં કુળમાં તું પેદા પડયો તેની વડાઈ તું શી રીતે લઈશ? રૂપિયાના ખણુ-ખણુ અવાજ તરફજ જો ત્હારૂં ચિત ચોંટેલું હશે, અને રૂપૈયા ભેગા કરવાને નિત ઉઠીને દાવપેચ કરવામાં તું મંડયો મચ્યો રહેશે, કિંવા સાધુ સંતોનાં જીગરને સંતાપવામાં તું આનંદ લેતો હશે, તો પછી ત્હારા બાપદાદાનાં ખાંદાન કુટુંબને તું એવો તો લજ્જાવીશ, કે સાત સાત પેઢીના ત્હારા વડવાઓને તું ત્હારાં પાપોથી ભુંડું કહેવડાવીશ. કેપુઆએ હેનીબોલને ખરાબ કર્યો. મોજ મજા ને વિલાસથી કોઈનો પણ નાશજ થાય. રોમનો ઉપર હેનીબોલે બધી લડાઈમાં જય મેળવ્યો, પરંતુ કેપુઆ જેવાં ઇટલીનાં ઘણાંજ લહેરી, સ્વછંદી, અને મોજમજાના ધામમાં પડયો ત્યારથી તેનું નસીબ વાંકું થયું. કારથેજ પડી ભાંગ્યું, ને તેને પોતાને શરમીંદગી સાથે દેશપાર નાસી જવું પડયું. લકઝરીનું ઝેરી તત્વ એવું નઠારૂં છે દીકરા. ભુખથી અશકત થએલો સિંહ કદિ ઘાસ ખાઈને પેટ ભરતો નથી, તેમજ ખાંદાની માણસ હોય તે તો ગમે એવી પીડામાં હોય છતાં છળ પ્રપંચથી પેટ ભરતો નથી. જેમ મેઘ, વીજલી, વાયુ, અને ગર્જનાથી પર્વતો ને પહાડો કાંઇ ગભરાતા નથી, તેમજ સારાં ઉંચાં ખાનદાનના માણસ હોય તે પોતાનાં ધર્મ નીતિનાં કે પરમાર્થના કાર્યમાં ગમે એવાં વિઘ્નો આવે તોએ ડગતા, ડરતા કે ડગમગતા નથી. વળી એવા લોક નમ્ર વધારે હોય છે. તેઓ અધુરા ઘડાની માફક છળકાઈ જઈને એમ નથી કહેતા કે; "મેં ધાડ મારી!" અભિમાન કે મગરૂરી તેં કરવા માંડી, કે જરૂર જાણજે દીકરા, કે ત્હારી કમબખ્તી બેસી ચુકી. ફારસીમાં કહ્યું છે કે; "મગરૂર અઝ સર તા પા મૂર અસ્ત." મગરૂરના પગથી તે માથા સૂધી ઝેરજ ભરેલું હોય છે. એટલે કે, મગરૂર શબ્દમાં પહેલું માથું જે મોમ છે, ને છેડેનો જે પગ તે રે છે, જેનાથી મૂર એટલે ઝેરનો અર્થ થતો હોવાથી મગરૂરીની ઝેરી અસર માણસનો વિનાશ કર્યા વગર નહીં રહે. બેટા! આજે બાપના રાજ્યમાં તને લાડ લડવાના મળે છે, પરંતુ મ્હારી આંખ વિંચાઈ એટલે સઘળા સંસારના બોજાથી તું દબાઈ જઈશ. કાલ કેવી છે! કર્મણો ગહના ગતિ. કર્મની ગતિ ગહન એટલે નહીં સમજી શકાય એવી છે. "બાવાજી! સંસારના એવા સિહા ચિતારો મને નહીં સમજાવો, એટી કહે તેમ; જ્યાં નસીબો

લઈ જાય ત્યાં મ્હને જવા દો. તમારા આ બધા હુકમો તો મ્હારાથી ઉપાડી કે ઉઠાવી શકાય નહીં બાવા !" દીકરાએ ચિડવાઇને ટાપસી પૂરી. "અરેરે ! આજના જવાનોને ટાપસી પૂર્યા કરતા જોઈને મને ખેદ થાય છે. આજના ફકતાઓને ઘરડાં મા બાપનો હુકમ માથે ચઢાવવાની તો જાણે સુગ લાગે છે. અફસોસ !

"મેહતરી દર કબુલે ફરમાનસ્ત, તરકે ફરમાં દલીલે હરમાનસ્ત.

હરકે સિમાએ રાસતાં દારદ, સરે ખેદમત બર આસ્તાં દારદ.

ફરમાન ઉઠાવવામાં, હુકમ બજાવવામાં, અને તાબેદારી કરવામાંજ મોટાઈ અને બુઝર્ગી છે દીકરા. હુકમ નહીં ઉઠાવવામાં અભાગ્ય ને કમબખ્તીની નિશાણુ તને માલમ પડશે બેટા. જે કોઇ બુન્યાદજાદા સત્યવાન પેટે પેદા પડયા હોય, ખાંદાંની પેશાંની રાખતા હોય, તેમણે તો સેવાનું મસ્તક સર્વદા દેવડી ઉપરજ રાખવું સજાવાર છે. વચમાં ટાપસી પૂરવાનો જુવાન્યાઓમાં મોટો અવગુણ હું જોઉં છું. ટાપસી પૂરવામાં ઍબ છે. એક્ષચેકરની કોર્ટના ચીફ બેરન લોર્ડ એવનમૂરને વાતમાં ઘડી ઘડી ટાપસી પૂરવાની કમાલ ઍબ હતી. એકવાર બેરીસ્ટર મી૦ કરન કોર્ટમાં આવી કહેવા લાગ્યો કે; "મારકેટ આગળથી હું આવતો હતો ત્યારે એક ખાટકીએ ગાયનું ગળું કાપવા છુરી ઉંચકેલી મેં દીઠી, પરંતુ વચમાં એક બાળક દોડી આવ્યું, અને કસાઈએ તે છરીવડે–" એટલામાં લોર્ડ એવાનમૂરે ટાપસી પૂરી કે; "અરેરે! તે ઘાતકી કસાઇએ બાપડાં નિર્દોષને કાપી નાંખ્યું !" કરન બોલ્યોઃ—નહીં, નહીં, માઈ લૉર્ડ ! ગાયનેજ કાપી નાખી; મગર આપ નામદારને તો ચાલતી વાતમાં ટાપસી પૂર્યા વગર ચાલતુંજ નથી નેં !" જડજ કહે; "આજથીજ હવે હું વચમાં વચમાં ટાપસી પૂરવાનું જરૂર છોડી દઇશ, કાંકે એ અવગુણને લીધે આજે મેં ગાયને ઠેકાણે બાળક મારી નાખ્યું !"

આ ઉપરથી, મ્હારા પ્રિય પુત્ર ! હું તને એટલુંજ કહેવા માગું છું, કે વડીલો કાંઈ શિખામણની વાતો કહે તેમાં વચમાં વચમાં ટાપસી પૂરવાનું તું છોડી દે, ને મા બાપનો હુકમ ઉઠાવવામાં તૈયાર—" "હા બાવાજી ! આ તો તમે પેલા જુના વિચારના ચીના લોકો જેવું આ સુધરેલી ૨૦મી સદીમાં કરાવવા માગો છો ! ચીના લોકો પણ એવો દ્રઢ નિશ્ચય કરી બેઠા છે, કે આપણું અસલ તેજ સરસ. બાપદાદા ચાલતા આવ્યા તેમજ ચાલવામાં સુખ માની બેઠા, ને હાજી હા કરતા રહ્યા. અસલના 'હા જી હા' રિવાજમાંજ તેઓ સુખ માની બેઠાથી ખરાં સુખની તેમને બીલકુલ માહિતી થતી નથી. આપણાં લોક એવાં તો અસલી ધૂળ ધમાસાના ધખારામાં દોહેલાં દેખે છે, કે રહેવાને ઘરબાર ન હોય, પૈસામાં પૈસો ના હોય, ઘર વખરી સારી ન હોય, અન્નવસ્ત્ર પણ પોતાને માટે ના હોય, બચ્ચાં કે સ્રીને માટે ઓઢવાનુંએ ના હોય,

'પરંતુ વડીલો ગમે તેવા 'જો હુકમી' હુકમો કરે તોએ પાછો પ્રશ્ન પુછાય નહીં! બાવાજી! આ જમાનો તો, કોણ? શું? કેમ? કેવી રીતે? એ બધા પ્રશ્ન કર્યા વિના આંધળાં યકીનથી માની લેવાનો નથી. એમાં ટાપસી પૂરવાનો દોષ કયાંથી?" "આજના દુકતાઓથી અફસોસ થાય છે!" બાપ કહે, "બેટા! આ જમાનો શું કજીયાખોરા ને મોટાઈખોરા જવાંનો માટેજ ઘડાયો છે? આજના તમ જવાંનો "મેં બડા"ને ખાતર વાત કરતાં કરતાંમાં કજીઆ ઉપર કાં ઉતરી પડતા હશો? કહેવત છે કે; "If no one else were alive, John would quarrel with Lilburn." જોન લીલ્બર્ન વિષે તો માત્ર સાંભળેલું, પરંતુ આજના જવાનોનું તો આંખે દેખવામાં આવે છે. એ જોન ત્હારી પેઠે એવો તો લડાયક સ્વભાવનો હતો, એવો તો મોટાઇ મારનારો બડાઇખોર ને કજીયાખોર હતો, કે કોઈનીએ મોટાઈ તે દેખી શકતોજ નહીં. તેની જોડે લડવા મરાવાવાળું કોઈજ નહીં મળે ત્યારે તે પોતાની સાથે પણ લડયા વઢયા વગર રહેતો નહીં! કેમકે તેને પોતાને મોટામાં ખપવાની બહુ લાલસા હતી. મ્હારા દીકરા! એવો તું ના થઇશ. આજના જવાનો એક કમાલ અબને લાહેરી સમજે છે, કે જેને તેને ગાળબેલ કરી, તોછડાઇ ને ઉદ્ધતાઇથી વર્તવામાં સ્વતંત્રપણું સમજી મરે છે. વાત કરતાંમાં ઉતરી પડવામાં પોતાની વડાઈ ને સચ્ચાઇ સમજી મરે છે. દીકરા! એવો તું ના થઇશ.



# મ્હારા દીકરાને—ફરમાન ૭મું.



"Education is of infinitely more importance to a son than the patrimony of his ancestors, or thousands of gold and silver. The latter is enjoyed in time only; the former goes with him into eternity.—Dr. DAVIES.

મ્હારા વ્હાલા દીકરા!

મોટા માણસોની પંકિતમાં સર્વથી નીચો ગણાવા કરતાં ન્હાના માણસોમાં સૌથી ઉંચો ગણાવાનું તું પસંદ કર. મ્હારા વ્હાલા બેટા! ઉમરાવોનાં પુછડાં થવા કરતાં ન્હાના વર્ગનું મસ્તક થઇ પડવામાંજ તને મોટાઈ મળશે. દીકરા! 'Better be the head of an ass than the tail of a horse.' મોટાઈખોરા, મેં બડાઈ કરનારા, ઠુંડ, પાજી સ્વભાવના જવાંનોનાં દિલ જ્યારે ભુંડાં લક્ષણો તરફ ઘણું દોડે છે ત્યારે તેઓ ૨૦મી સદીને આડમાં આપીને આ જમાનાને

આંખો ખવાડે છે. જેમ બળતો અગ્નિ ગંધકને વહેલો વળગી પડે છે, જેમ આતશ છે તે રહાળ, પરાળ કે સુકાં બરૂને વ્હેલો બાઝી પડે છે, તેમ આજના ચુલબુલ્યા ઇંચમજી ટચાકો ભુંડી ખસ્લતને વહેલા વળગી પડે છે, ને પછી પોતાના બચાવમાં સુધરેલા જમાનાને આગળ કરી સદીને વગોવાવે છે. બેટા! મ્હારાં ગરીબ ઘરમાં સુધારાનાં નખરાં ને સદીનું મોટમ આણીશ મા; કહેણુસર ને તાબેદારીમાં ત્હારે રહેવું જોઇશે.

તુ બાપથી જૂદો રહેવાનો વિચાર કરવા લાગ્યો છે, સ્વતંત્ર નિર્વાહ કરવાનો હમણા હમણા તેં જુસ્સો ધરાવવા માંડયો છે, પણ જુદો રહી જુદું ઘર માંડવા નિકળતી વખ્તે સો વાર વિચાર કરજે. જોકે હાથે જાતે રળીને ખાવું એમાં ઉત્તમ સુખ સમાયું છે, તથાપિ સ્વતંત્રતા જેવું જેમ એકે સુખ નથી તેમ તેના જેવું એકે દુઃખ પણ નથી. ખરી વાત છે, કે બાપના આધાર આશરા ઉપરજ આધાર રાખનારા દુકતાઓનું જીવવું ઘણું દુઃખદાયક છે. ખરૂં છે, કે માબાપને બરડે પડેલા જવાંનો પરતંત્ર ને પરાધીન થઈ પોતે પોતાનું ભવિષ્ય ભુંડું ભાખે છે. ખરૂં છે કે, માબાપની મીલકત ઉપર મોજ મારનારને પોતામાં કેટલું પાણી છે, કેવુંક પરાક્રમ છે, તેનો જગતને અનુભવ દેખાડવાની સોનેરી તક મળતી નથી, તોપણ જ્યાં સૂધી સ્વતંત્ર નિર્વાહ ચલાવવાની જોગવાઇ ન મળે ત્યાં સુધી, દીકરા! જૂદું ઘર માંડવાને લલચાતો ના. "એક ઘડાએ સાત ઘડા ભરાયા, પરંતુ સાત ઘડાઓથી એક ઘડો નહીં ભરાયો," એવી જગતની કહેતી છે. જોકે પરતંત્ર ને પરાધીન નિર્વાહ કરવા જતાં પોતાના અન્નદાતા મુરબ્બી માબાપના હુકમ ઉઠાવી, પડયો બોલ ઉપાડી લેવો પડશે, અને ખુશામદી કે તાબેદારી કરતાં રહેવું પડશે, પરંતુ તેમ કરવાથી એટલું તો થશે, કે તને પારકાંના ઉપકારમાં દબાવું પડશે નહીં. માબાપના ઉપકારમાં તો તું જન્મથીજ છે, એટલે તેમના તો ઉપકાર તને દાબી નાખતા નથી. કેમકે

माता पित्रोः प्रजा यन्ते पुत्राः साधारणाः ।
तेषां पिता यथा स्वामी तथा माता न संशयाः ॥

માબાપથી છોકરા દીકરા જન્મે છે, જેથી માત પિતા બન્નેને બધા દીકરા એકસરખા છે. એટલા થકી દીકરા ઉપર બાપનું જેવી રીતે માલકીપણું છે, તેવીજ રીતે માયનું પણ સ્વામિત્વ રહેલું છે, માટે હે બેટા! માબાપ શિવાય બનતાં સૂધી બીજા કોઈના પણ ઉપકારમાં જઈશ મા. તું જો ઉપકારનો બદલો વાળવાના (obliging nature) ગુણજાણું સ્વભાવનો હશે, ને ત્હારા ઉપર ઉપકાર માત્ર એકજવાર કરનારો શોખ, નફફટ ને મતલબી હશે તો નહીં ભતાં કામોં ત્હારે માથે મારીને તને અનેક દુઃખોમાં દબાવેલો ને દબાવેલો રાખશે.

એકવાર ઉ.....માં દગાયેલો ગુણુજાણું કૃતજ્ઞી સ્વભાવનો પુરૂષ પોતાનું હિત કરનારા મુરબ્બીનો એટલો તો ઓશિયાળો થઈ પડે છે, કે તે મુરબ્બી જો તેને મરવા કહે, ને તે ગુણુજાણું કદાપિ મરી તો નહીં જશે, પણ અરધો કલાક આંખ મિંચીને પડી રહ્યા વગર તો નહીં રહે. બેટા! હાલ તું મ્હારો બંદો છું, ને હું ખુદાનો બંદો છું. માટે હાલ તું મ્હારૂં પોષણ પામ, ને ઘડપણે હું ત્હારૂં પોષણ પામીશ.

"પાપી તો હરીજન ખરો, પીપા હરિજન નાંહિ,
પાપ કરે તે સંતકે, દોષ કરે સબ જાંહિ."

એક હરિ ભક્તને એક કવિ આ ભેદી શિક્ષા વચન કહે છે, કે જો તું પ્રથમથી **પા** એટલે અમારૂં પોષણ કરીને, પછી જો **પી** એટલે પોતાનું પોષણ કરે, તો તું ખુદાનો લાલ ખરો; પરંતુ **પી** એટલે કે પહેલાં તું પોતે પોતાનું પોષણ કરીને બાકી વધે તો તું અમને **પા** એટલે પોષે, તો તું કાંઈ ખુદાનો ખરો લાલ થતો નથી. "બાવાજી!" દીકરો કહે; "આ દુહામાં તો પાપ કરનારને ઈશ્વરનો ભકત કહેલો છે, ને તમે તો તેનો જૂદોજ અર્થ સમજાવો છો!" "દીકરા! પાપને છુટો પાડી દઈને એ દુહો વાંચ, એ ભેદી કવેત છે." બાપે સમજાવ્યું.

પા પીતો હરિજન ખરો, પાપી હરિજન નાંહિ,
પા પકરે તે સંતકે, દોષ કરે સબ જાંહિ.

પાપી કાંઈ હરિજન નથી, પણ બીજાંને ખવાડીને પોતે ખાય પીએ તે ભગવાનનો ભકત છે. સંત સાધુના **પા** એટલે પગ પકડયે તો આપણા સઘળા ગુન્હા ને સઘળા દોષ માફ થઈ જાય. દીકરા! નરસાંને સારૂં, ને સારાંને નરસું જોનારો એવો મઠ માણુસ ગોળ ને ખોળની કિંમત સરખીજ સમજે છે. રાજાનું આસન કે અપરાધીની કેદખાનાની કોટડી બન્ને સમાન સમજે છે. જેને સંસાર વહેવારનું કશું જ્ઞાન નથી, તેને રૂદનના રાગડા ને શુકનનાં ગીત સરખાંજ સંભળાય છે. તેને પોતાની સ્થિતિ એજ સૌની સ્થિતિ લાગે છે. જેને જેનો નાદ છે તેને તેવુંજ દેખાય છે. જેને જેનો નાદ નથી તેને અર્થનો અનર્થજ છે. હે કલકંઠ! જૂદો રહેવા માગે છે, પરંતુ જેવી ત્હારી શોભા આમ્રવૃક્ષમાં રહેવાથી હતી, તેવી બેર કે ખાખરામાં જઇ વસવાથી થવાની છે? એનો જરા વિચાર કર. કાચનો દાણો ઝવેરી બજારમાં એક જવના મૂલ જેટલો પણ નથી. દિપકનો પ્રકાશ સૂર્યના પ્રકાશ આગળ શી કિંમત ધરાવે છે? ઉંચામાં ઉંચો મિનારો, હિમાલય આગળ બચ્ચાં સમાન છે. ભરવાડને મન મણિ કે મોતી, જુવાર કે રોટી કરતાં કાંઈ વિશેષ નથી. મૂઢને શંકર કે કંકર સૌ સરખુંજ છે. મૂર્ખને સુતક કે શુકનમાં ઝાઝી ગુમ પડતી નથી. એક ભર-

વાડ છોકરાની વાત છે, કે તે મોટી ઉમરનો થયો ત્યાં સૂધી માત્ર જંગલમાં ગોવાળું ચરાવી લાવવા શિવાય દુન્યાદારી કે સંસાર વહેવાર કંઇજ સમજતો નો'તો. સવારના પહોરમાં ગાવરાં લઈને જંગલમાં જતો ને ઘણીવાર તો દહાડાના દહાડા જંગલમાં કાઢતો હતો. દુન્યામાં શું બને છે તેનું તેને કિંચિત પણ ભાન નહોતું. તેના બાપે તેને પરણાવવા કાઢયો, પણ પરણવું શું, ને લગ્ન શાં કરવાં, તે કંઈએ તે સમજતો ન હોવાથી પરણવાને ના ને નાજ કહે, ને જંગલમાં ઢોરાંની સાથે ચાલ્યો જાય. છેવટે લગ્નનો દિવસ ઠરાવી સૌ નક્કી કર્યું, પણ તે કાંઇ સમજાવેલો કોઈનું સમજે નહીં. છેવટે લગ્નના દિવસે પણ સીમ ભણી ચાલ્યો ગયો. આખરે લગ્નના વખતે ગામનો હુવાલદાર તૈયાર થયો. તેણે તેને પરણાવવા સારૂ લાવવાનું માથે લીધું. સીમમાં જઈને પેલા પોરિયાને દૂરથી ગાળબેલ કરવા લાગ્યો. સંજોગે કરીને તેના ગાવરાં કોઈ ખેડુતના રોપેલા વાલમાં પેસીને પરાયાના વાલ ખાઇ જતાં હોવાથી, હુવાલદારે તે છોકરાને પકડીને ધમકાવ્યો કે; "પારકાના વાલમાં ત્હારાં ઢોરાં કેમ ઘાલ્યાં? ચાલ ચાવડી ઉપર!" આમ કહી હાથ બાંધીને લગ્નના માંડવામાં લાવ્યો. મંડપમાં બે પાટલા મૂકેલા હતા. એક ઉપર પરણનારી ભરવાડ-કન્યા શણગરાઈને બેઠી હતી. બીજા ખાલી પાટલા ઉપર પેલા ભરવાડ-પુત્રને લાવીને હુવાલદારે બેસાડયો. ભરવાડ પુત્ર સમજ્યો, કે આ પાટલો એજ સરકારની હેવડી હશે! તેને મનથી તો પરણવાનો પાટલો એજ બંદીખાનું લાગ્યું! પાસે બેઠેલી ભરવાડણને પણ તે અપરાધીજ સમજેલો; અને તેણીને પણ પોતાના જેવાજ ગુન્હા માટે હેવડીએ બેસાડેલી સમજેલો હોવાથી, જાણે કોઇ સમજે નહીં એવી રીતે ધીમે સાદે હળુસે કાનમાં તેણીને પુછવા લાગ્યો કે; "લૉડી તારાં ગાંવરાંએ વાલમાં પેઠેલાં હુ? કીના વાલમાં પેઠેલાં?" વહુ થનારી તો આ પ્રશ્ન સાંભળીને શરમાઈ ગઈ. એટલામાં ગરૂરાઓ "સાવધાન! સાવધાન!" કરવા લાગ્યા, એટલે ગભરાઈને ભરવાડ બોલ્યો; "સાવધ રહુ! સાવધ રહુ! બાપજી હવે કીનામાંએ ગાવરાં ઘાલું નીહ, મને જવા દે!" ટુંકમાં

> પારસકે પરતાપસેં સોના ભઇ તરવાર;
> ત્રીકમ તીનો ના મિટે, માર ધાર આકાર.

મ્હારા વ્હાલા બેટા!

"બાપની દોલત ને ઘરબાર રખે બીજા ભાઈઓ પચાવી પડે, રખે ભાગ્યાઓ બાપીકી મીલકત ખાઈ જઇ મને રડાવી દે," એવી ખોટી બિકથી ઘણા બેઠાઓ પોતાનાં ઘરમાં પડી રહી સબડિયા કરે છે, પણ બહાર દેશાવર ધંધે ચાકરીએ સારી કમાઈ છતાં જતા નથી. દોલત મેળવવાની વેછામાં તેઓ પોતાનું ભવિષ બગાડે છે, ને શેહેર

ઘેરમાં થોડીક કમાઇ કરીને બેસી રહે છે, તેમનો ઉદય થતો નથી. પૈસો પૈસાનો ભાઇ, ને સુતો તે મુવાનો ભાઈ. દીકરા! એ દોલત નહીં પણ દો લાત હય. દૉલતકી દો લાત હય. આતી વકત પર પીછુસે કમ્મરપે એક લાત લગાતી હય, ઔર જાતી વક્તપર આગુસે છાતીમેં લાત માર જાતી હય! દીકરા! જ્યારે દોલત આવે છે, ત્યારે પીઠપર લાત મારતી આવે છે, જેથી માણુસ મગરૂર બની જઈને સીધો ટટાર થઈ જાય છે, ને છાતી કાઢીને મૂછપર તાવ દઈને ચાલે છે. અને તેજ દોલત જતી વેળાએ છાતીમાં લાત મારતી જાય છે, જેથી માણુસ મુઝાઇને વાંકો વળી જઇને નીચી મૂંડી કરીને બિચારો થઈને ચાલે છે. માટે ઈશ્વર પાસે જો ત્હારે કંઇ પણ માંગવું હોય, ને કોઈપણ બંધન માંથી છુટવું હોય તો ભગવાનની એટલીજ પ્રાર્થના કરજે કે;

"આત્મા બામ કૃતાંત રસ, બત માયા વૃખ સાર;
હરિ હરિ ઇતનો દીજિયે! કું ભવ બલ અરૂ માર. (દયારામ.)

હે પરમેશ્વર! મેં બાર ચીજ માંગી છે તેટલીજ મને બક્ષો! અને તેજ બાર પદાર્થની પીડામાંથી મ્હારો છુટકારો પણ કરો. આત્મા કહેતાં ધર્મ અને બુદ્ધિ તે આપો, અને આત્મા યાને અહંકાર તે ટાળી નાંખો. બામ એટલે શિવ યાને કલ્યાણુ તથા મનોહરતા તે મને આપો, અને બામ એટલે કામ, વિષય, તથા હવસ અને કુટિલતા તે ટાળો. કૃતાંત કહેતાં સિધ્ધાંત તે મને આલો, અને કૃતાંત એટલે કાળ, મોત તેને મ્હારેથી દૂર રાખો. અસ રસ જે અમૃત તેજ મને પાવ, તેમજ પ્રેમરસ તેજ પીવાડો, પણ રસ કહેતાં વિષ જે ઝેર છે તે, તથા વિરૂદ્ધતા ટાળી નાંખો. વળી બત જે હર્ષ અને ખુશાલી તે આપો, ને બત એટલે દિલગીરી, ઉદાસી ને ખેદ તે ટાળી નાંખો! માયા કહેતાં, હે પ્રભુ! તમારી પ્રીતિ અને કૃપા તે આલો, અને માયા જે અજ્ઞાન ને છળ કપટ તે નિવારો. સાર એટલે ધર્મસાર અને ધૈર્યતા તે બક્ષો, અને સાર જે વજ તેના સરખી કઠોરતા હોય તેથી મ્હારો છુટકો કરો. વળી કું એટલે જે સુખ આપનારૂં કંઈપણ કલ્યાણુકારી તેજ આપો, ને કું જે કામદેવ તેના પંજામાંથી છોડવો. ભવ જે શંકર યાને સુખ આપનારૂં સૌ સારૂં સારૂં તે મ્હને અર્પો, ને ભવ જે સંસારના જન્મો જન્મની ફેરા આંટી તેમાંથી મ્હને મુકત કરો! બળ જે ધીરજ અને સુબળ તે મને અર્પણ કરો, ને બળ કહેતાં સાહસ તેથી મોકળો રાખો. છેલ્લાં, માર જે અમૃતતા તે આપો, ને માર એટલે વિષતા તે ટાળો. દીકરા! આ જન્મમાં તું દોલત માગવા કરતાં એટલુંજ માગ; નહીં તો જ્યાં સૂધી તું હાયવાયને વળગેલો રહીશ ત્યાં સૂધી હાયવાય તને છુટો કરનાર નથી. જરમનીનો રાજા ૭મો ચાર્લ્સ (૧૭૪૨-૧૭૪૫) હાયવાય મે દુઃખે દુઃખે જ્યારે ઘણોજ કાયર થઇ ગયો હતો, ત્યારે બોલ્યો હતો કે;

"Misfortune will never leave me till I leave it." હું પોતે થઈ-નેજ વિપત્તિ કે કમનસીબીને જ્યાં સૂધી છાંડી ને નિવારી બેસીશ નહીં, ત્યાં સુધી તે પોતે થઈને કાંઈ મ્હારો પિછો છોડી જનાર નથી. મ્હારા બેટા! ત્હારૂં હકનું હશે તે ત્હારા ભાઈ ભાગિયાથી કદિએ પચવી શકાવાનું નથી, તું બાપીકી માલ મીલકત ઉપરજ કાં ઝઝુમી રહ્યા છે? દોલત ને માલ મીલકત કોની રહી છે, કે ત્હારી સદા રહેવાની છે? સાઆદી સાહેબનો કોલ છે કે;

"જેહાં અએ બેરાદર! ન માનદ બ કસ;
દેલ અંદર જેહાં આફરીન બંદો બસ્ત.
મકૂન તકિયે બર મુદ્દકે દુનિયા ઓ પુશ્ત;
કે બિશિયાર કસ ચું તો પરવર્દો કુશ્ત.
ચુ આહુંએ રફ્તન કુનદ જાને પાક;
ચે બર તખ્ત મુર્દન? ચે બર રૂએ ખાક?"

વ્હાલા બેટા! આ દુન્યા કોઈનીએ થઈ નથી, માટે તું આ જગતની માયામાં ત્હારૂં દિલ ના બાંધ. પૃથ્વિ કરતાં પૃથ્વિના પિતા પરમેશ્વરમાં ત્હારૂં દિલ લગાડ. આ જગત્‌ની હાકમી, હકુમત ને મોટાઈ ઉપર બીલકુલ વિશ્વાસ નહીં રાખ, ને એનો આશરો નહીં શોધ; કાંકે આ દુન્યાએ ત્હારા જેવા તો કઈકંઈને પાલી પોષી, ઉધારી ઉછેરીને પછી તેમને એમના એમ તેણી ખાઈ ગઈ છે. હે બેટા! ત્હારો પવિત્ર આત્મા આ ધરતી છોડીને ચાલી જવાનો સંકલ્પ તો કર્યાજ કરે છે, ત્યારે તાજ પહેરેલા તખ્ત ઉપર મરવું તેમાં, અને ભોંય ઉપર ખાકમાં પડીને મરવું એમાં મોટી મામલત શી છે? મ્હારા બેટા! મ્હારા મુવા પછી ત્હારો મોટો ભાઈ મીલકત પચાવી બેસશે, બાયડી સંતાપ કરાવશે, ને પુત્ર મેંણા મારશે, અને આસપાસનાઓ તાળી વજાડશે, એવા ખોટા ખ્યાલોથી તું બાપનું ઘર પકડી બેસી દેશાંત્તર કરવાથી બિએ છે, પરંતુ યાદ રાખજે, કે મોટો ભાઈ પિતા તુલ્ય છે, બાયડી ને છોકરો ત્હારાં શરીર તુલ્ય છે, નોકર ચાકર ત્હારી છાયા સ્વરૂપ છે, અને ત્હારી કન્યા તે તો કૃપા નેજ પાત્ર છે. માટે એમના પૈકી કોઈ તને સંતાપે તો મનમાં સંતાપ ન લાવતાં તેમનું ત્હારે સર્વદા સહન કરતાં રહેવું. મીમોસાના ઝાડ વિષે કહે છે, કે તેના છાયામાં આશરો લેવાની મતલબથી જે કોઈ મુસાફર આવે તેને તે ઝાડ પોતાની ડાંખળીઓ વાંકી વાળી નમન કરીને સલામ આપીને આવકાર આપે છે; ને તે મુસાફર પાંદડાં તોડે, ડાંખળાં ભાંજે, તે સૌ તે સહન કરે છે, તો પછી તું તો ઈનશાન છે, માટે ત્હારે આશરે આવેલાંનું તું સઘળું સહન કરજે. કોઈ ત્હારૂં અસત્ય કરે તોએ તું ત્હારૂં સત્ય ત્યજીશ ના. सत्यात नास्ति परोधर्मः સત્ય કરતાં અધિયાતો બીજો કોઈજ ધર્મ નથી.

શાસ્ત્રકારે મારી મારીને શિક્ષા દીધી છે કે;

नास्ति सत्यसमो धर्म्मो न सत्याद्विद्यते परं ।
नहिं तीव्रतरं किंचिदनृतादिह विद्यते ॥

સત્યના જેવો તો ઉત્તમ બીજો કોઈ ધર્મજ નથી. સત્યથી ચઢતી ઉત્તમ વસ્તુ બીજી કોઈ છેજ નહીં. આ દુનિયામાં અસત્યથી વધારે કડવું ને વધુ તીવ્ર બીજું કાંઇ છેજ નહીં. માટે હે બેટા! જો ત્હારા ભાઈ કે ત્હારાં બ્હેન, ત્હારી બાયડી કે છોકરાં ત્હારા સાથે અસત્ય ચલાવી નાફરમાની કે નિમકહરામી કરી નાલાયકી કરે, તોએ તું તેમની સાથનો સલુક છોડીશ નહીં. ગુણની ઉપર તો સૌ કોઇ ગુણ કરે. એ રીત તો સંસારમાં સઘળેજ ચાલે છે, મગર અવગુણ કર્યા ઉપર જે કોઈ ગુણ કરે તે તો એક ખુદા, અથવા તો ખુદાનો લાલ હોય તેજ કરે.

"ગુનપેં ગુન સબ કરતું હે, યહ જગ રીત પ્રકાશ;
પેં અવગુનપેં ગુન કરેં, હરિ કેંહે હરિદાસ."

મ્હારા દીકરા! પચીસ વરસ વેર તને અમે પાળ્યો પોષ્યો, ને સ્ત્રીના માત્ર એકજ રાતના સંગથી, તેણીની કાનભંભેરણીથી દોરાઈને વિભકત થઇ જુદું ઘર માંડવા તું લલચાતો ના. ઘણા છોકરાઓ મૂર્ખા બનીને બાપીકા ધન કે માલ મીલકતના વિભાગ, બાપની હયાતિમાંજ પડાવવાની ઇચ્છા રાખે છે, અને છુટા પડીને ધન માલમાં મોહિત થઈને ભાઈ ભાઈમાં વેર વસાવે છે. પછી મતલબી અને સ્વાર્થી ભાઈઓ પોતપોતાનો હિસ્સો લઇને જુદા પડવાથી શત્રુ હોય તે મિત્ર થઈને ભાઇ ભાઈઓમાં અદેખાઈ, દ્વેષ, અને વેર કરાવે છે. પછી જ્યારે માંહોમાંહે એક બીજાના દુશમન થાય છે ત્યારે જુના શત્રુઓ ફાટાંમાં પગ ઘાલીને છિદ્ર મોટું કરે છે. પછી છુટા પડેલા બંધુઓ વિનાશને પામે છે. દાનાવ માણસો ભાગલા પાડવાનું એટલાજ થકી ના પસંદ કરે છે, કે ભાગલા પડવાથી તેઓ ગુરૂ કે ધર્મ શાસ્ત્રનાં બંધનમાં રહેતા નથી, ને એક બીજા ઉપર શકની નજરે જૂએ છે, અને સઘળી મીલકત ખાઇ ફેડે છે.

"અએ તીહી દસ્ત! રફ્તે દર બઝાર;
તર્સમત બર ન યાવરી દસ્તાર.
હરકે મઝરએ ખુદ બે ખુર્દે ખવીદ;
વકતે ખરમનશ ખુશે બાયદ ચીદ."

ખાલી હાથે બજારમાં ગએલા હે મ્હારા વ્હાલા બેટા! મ્હને તો ડર લાગે છે કે, તું ત્હારી પાઘડી પણ સલામત લાવવાનો નહીં. જે ખેડુતે પોતાનું ખેતર કાચું ને કાચું ખાવા માંડયું, તેને ખળી કરવાના પ્રસંગે કણુસલાંજ ચુંટવા પડશે. માટે મિત્ર, ભાઇ, વિશ્વાસુ, જેનું આપણે અન્ન ખાતા

હોઈએ તે, અને જે પોતાનો આશરો શોધતો આવેલો હોય, એટલાંનો દ્રોહ કરી વિશ્વાસઘાત કરવો નહીં. અપકારી માણુસને યશ, સ્થાન, ને સુખ ક્યાંથી હોય બેટા! અપકારી માણુસ ભરોસાને પાત્ર નથી. કૃતઘ્નપણાના પાપનું પ્રાયશ્ચિત છેજ નહીં. જે માણુસ ભકત છે, જે સેવા ઉઠાવનારો છે, જે "હું તો તમારોજ છું" એમ કહીને આશરે આવે, એ ત્રણ પ્રકારના શરણાંગત મનુષ્યોનો તો સંકટમાં પણ ત્યાગ ન કરીએ બેટા! "ખાને પીનેમેં મેં, ઔર લરનેમેં મેરા ભાઈ," એ વાત બનવાની નથી. ભાઈ ભાઈઓનો, બ્હેન બ્હેનોનો, ભાઈ બ્હેનોનો એક બીજાનો પક્ષ હશે તો શત્રુઓ જખ્ખ મારશે. પક્ષ તુટી જશે તો, બાજુ તુટી જશે તો, નહીં તેવાને હાથે તમે હાર પામશો. કવિ બુલાખી કહે છે;

> "હોય વાડ તો વેલો ચડે, આશ્રય વગર અળગો પડે;
> સકળસૃષ્ટિમાં એમ સદાય, પક્ષ વિનાનો પાછો જાય.
> ધણી તણી માનેલી ધેણુ, કહેશે નહિ કહેવાનાં કહેણુ;
> બીજાથી ન કશું બોલાય, પક્ષ વિનાનો પાછો જાય.
> હિમાયતીની ધરધવી જાત, ઐરાવતને મારે લાત;
> બીજે બાથ કદી ન ભરાય, પક્ષ વિનાનો પાછો જાય.
> ખીલા વણુંથી કુદે ભેંસ, કરવો એમાં શાનો કલેશ,
> મોટા પક્ષ તણો મહિમાય, પક્ષ વિનાનો પાછો જાય."

દીકરા! પરાણી મળી એટલે ગાડી કરવા તૈયાર થઈ નહીં જા. તું કહેશે કે; **"પરાણી તો પડી જડી, હવે રહ્યું સહેલ; એક જાઇએ ગાડી, ને બે જોઇએ બેલ."** પરંતુ જે સાદાં ઘરમાં સાદી જીંદગી ગુજારવામાં મજા છે, તે જુદું ઘર માંડવાની હોંસ રાખવામાં હોતી નથી. આપણા ઘરમાં હાલ ચાર દીવે ચાલે છે, પણ ભાઈઓ જુદા પડયાથી દરેકને ઘેર જૂદા જૂદા ચાર દીવા કરવા પડશે. જુની તવારીખો વાંચતાં તને જણાશે કે, કેટલાક લોકો ન્હાનાં ઝુંપડાંમાં ને સાદાં મકાનમાં રહેતાં હતાં. સાદાં માદાં કપડાં પહેરતાં, ને સાદો ખોરાક લેતાં; તેમ છતાં તેવાંજ લોકો દુનિયામાં મહાન પુરૂષો થઇ ગયાં છે. દીકરા! તેં પ્લેટો જેવા મહાન ફીલસુફ વીશે વાંચ્યું હશે, કે તે અતિ સાદો હતો. પ્લેટો શબ્દનો અર્થજ પીપ અથવા પેટી થાય છે. પ્લેટોનું મકાન પણ પીપ અથવા પેટી જેવુંજ હતું. મહાન કુદ્રતનું અવલોકન કરવા સારૂ તે આ પેટી જેવાં ઘરમાંજ બેસતો હતો. જગતના ઇતિહાસ તરફ જોવાથી જણાશે કે જગતના મહા પુરૂષો આવાં ન્હાનાં સાદાં ઝુંપડાં કિંવા પેટી જેવાં ઘરમાંજ વસતા હતા. માટે તું આપણાં ન્હાનાં ઘરમાંજ સંપથી સુખમાં રહે. કોના ઘર ને કોના બાર! આજે છે ને કાલે નહીં. સેખ સાદી વાજબી કહી ગયા કે,

"હરકે આમદ એમારતે નૌસાખ્ત;
રફતો મંજલ બ દીગરી પરદાખ્ત.
વાં દીગર પોખ્ત હમચની હવસી;
વય એમારત બસર ન બુરદ કસી."

જે કોઈ કે આ પૃથ્વી પર આવ્યો, તેણે એકાદ નવીન મકાન બાંધ્યું ખરૂં, પરંતુ તેણે જ્યારે પોતાની સફર પૂરી કીધી ત્યારે તે મકાન બીજાના હવાલામાં ગયું. વળી તે બીજા આવનારાએ પણ તેજ રીતે હાયવાય કીધી, પરંતુ પેલી ઈમારત તો કોઈથી પણ પૂરી થઈ શકી નહીં. ત્હારાં બાપીકાં મકાનનો ત્હારો હિસ્સો તને મળશે કે નહીં, તેની રાત દહાડો તું અમસ્થી ચિંતા રાખી, દેશાવર ધંધે ચાકરીએ જવાનો ભય રાખે છે, એ ભય તકલીફી છે બેટા. રૈનેસના કાઉન્ટ અને કાઉન્ટેસ મીટા ને મીટનને પેટની છોકરી માટેનને શહેનશાહ શાર્લામેને પોતાની દીકરી કરી રાખી હતી. તેણી "ભયના કિલ્લા"ની શોધમાં નિકળી હતી. પરંતુ તેણીને તો જણાયું કે, "ભયનો કિલ્લો" (Fear-fortress) જેવો કોઈ પણ કિલ્લો હસતી ધરાવતો હતોજ નહીં. મગર છેવટે તેણીએ તે "ભયનો કિલ્લો" શોધી કાઢીને કહ્યું હતું કે; "જેઓ ભયભિત ને બિકણ હોય છે તેમના મસ્તકમાંજ એ કિલ્લો આવેલો છે; અને જે કોઈ બહાદુરીથી અને નિર્મળ મનથી તે કિલ્લાની આગળ જેવો જાય છે, તેવોજ તે કિલ્લો હવામાં ઉડી જાય છે!" આ ઉત્તમ માસલો ખુબ મનન પૂર્વક યાદ રાખજે દિકરા. તું ભાઈને પારકો ગણે છે ને પારકાને પોતાનો સમજે છે. શા વાસ્તે, કે તું ભાઈને "ભયના કિલ્લા" જેવો સમજે છે. ખરૂં છે કે, પરાયો ને પારકો હોય તે છતાં જો તે આપણને હિતકારી હોય છે તો ભાઈ કરતાં આલા લાગે છે, અને મા જન્યો ભાઈ હોય તે જો ભુંડું કરે છે તો મોટો ભાઇ નહીં પણ મોટો ભય થઈ પડે છે. જોકે આપણને દર્દ કે રોગ થાય છે તે દર્દ તો આપણા પોતાના દેહનું છે, આપણું પોતાનું છે, તોપણ તે દુઃખ દઈને આપણું અહિત કરતું હોવાથી આપણે તેને દુશમન જેવું લેખ્યે છિયે, અને તેજ દર્દનું, તેજ રોગનું જે ઓસડ છે તે તો પરાયે ઠેકાણે વન જંગલમાં પાકે છે, પરંતુ તેનાથી આપનો રોગ દૂર થતો હોવાથી, તે આપણું હિતકારી ઠરે છે. પરવરદેગારે જે કાંઈ તને આપ્યું છે તે ઉપર શુકર ગુજારી કરી હાલની નેઆમતનો આભાર માન. ભાઈ બ્હેનોને કિંવા માબાપને નાફરમાન થઈ છુટો પડીશ, તો તું કુતરાંને તોલનો થઇશ. અરે! કુતરા કરતાં પણ તું નબેતર થઇ પડીશ; કેમકે કુત્રા જેટલો પણ તું નિમકહલાલ નહીં લેખાઇશ. કતય છે કે;

"સગેરા લોકમએ હરગેઝ ફરામોશ ન ગરદદ, ગર ઝની સદ નોબતશ સંગ;
અગર ઓર્ત્રે નવાઝી સીફલએરા બ કમતર ચીઝ, આયદ બા તો દર જંગ."

કુતરાને જો તું એક ટુકડો નાંખીશ, તો તે ત્હારી સેવામાં એટલો તો જાંફેશાંનીથી હાજર રહેશે, કે તું તેને ગમે એટલો હાંકી પણ કાઢીશ તોએ તે ત્હારા ટુકડા થકી બેવફા થવાનો નથી. પરંતુ જો એક નીચ, કુદ્રતની બક્ષેશો ને ન્યામતોનો અનાદર કરનારા નાસ્તિક સાથે તું આખી જીંદગીભર મોટાં એહેશાન ને આભાર કરશે, મગર તે ત્હારી મેહેરબાનીમાં જરાક જેટલી ખામી આવશે તો તે ત્હારી જોડે બેવફા, નીમકહરામ, અને અપકારી થઇને લડાઇ જગાડવાને ચુકશે નહીં. મ્હારા ડાહ્યા દીકરા! આજનો બોધ જવાન્યાઓને ખાસ જરૂરનો હોવાથી મને લંબાણ કહેવું પડ્યું છે, તે ઉપર ખુબ વિચાર કરજે.

---

# મ્હારા દીકરાને–ફરમાન ૮ મું.

---

"Fathers alone a father's heart can know ;
What secret tides of sweet enjoyment flow
When brothers love ! But if their hate succeeds,
They wage the war, but 'tis the father bleeds."

—YOUNG.

મ્હારા પ્યારા દીકરા!

ઘડી ઘડી તું કલબોમાં ખાઈ પી આવીને પોતાના ભાઈઓ સાથે મારામારી કરે છે, એ મ્હને જરા થઇને પણ પસંદ નથી. ખાતાં પીતાં તો રાવણના કુવા ખાલી થાય. વળી દારૂ તાડી જરા જરા કરતાં તું વધારી મેલીશ તો ત્હારી દેહ લથડી પડશે, ને તું અનેક શારીરિક પીડામાં પડીશ. ત્હારી કલબ બદલી દે. એવી ખાઉ ઉડાઉ સંગત આપણા ગ્રહસ્થ ઘરાંણાને ન છાજે. ત્હારો ખોરાક અને ત્હારી સંગત એ બે જો શુદ્ધ હશે તોજ તું સુખી થઇશ. ત્હારૂં ખાનપાન ખરાબ અને દુષ્ટ સંગત હશે તો તું દુઃખી દુઃખી થઇને મરીશ. આવી સેલાણી કલબ તું ત્યજી દે. દીકરા! શું તું હલકા માણસને પસંદ કરે છે? ત્યારે તું પણ હલકટ ખવાસનોજ હોવો જોઇએ દીકરા! શું તું શ્રીમંત દોસ્તોની સંગતી ચાહે છે? ત્યારે તો તું પણ આ જગતની મિથ્યા માયાનો શોખીનં હશે. દીકરા! શું તને મોટી પદવી અને ખેતાબોવાળા મિત્રો ગમે છે? ત્યારે તું પણ ખુશામદિયો ને ચાપલુશીખોર હોવો

જોઈએ. શું તું પ્રમાણિક, બહાદુર, અને હિંમતવાન મિત્રોને ચાહે છે? ત્યારે તો હું છાતી ઠોકીને કહું છું કે; તું પણ તેવો સત્યવાદી હઈશ!

"રાસ્તી બ મુજબે રજાએ ખુદાસ્ત,
કસ ન દીદમ કે ગૂમ શુદ અઝ રહે રાસ્ત."

સત્ય એજ પરમેશ્વરની રજામંદીનું કારણ છે. મેં તો સત્યને સીધે માર્ગે જનારા કોઈને પણ દુઃખી થઇ સંકટમાં સપડાયેલો આજ સુધી દીઠો નથી. જેના હિસાબના રોજમેળમાં જમા, ખર્ચ, અને શિલક બરાબર હોય તેને હિસાબ આપવામાં ડર કે ધાક હોયજ કેમ? પુત્ર સપુત નિવડે તો તેનો બાપ ઘડપણે સુખથી ઉંઘે, ને પુત્ર કપૂત પેદા પડે તો માબાપને પૂરેપૂરો પસ્તાવો થાય છે. એટલા માટે દીકરો કેવા સોબતીઓમાં ફરે છે, ને ખાવા-પીવાનો અંદાજો કેવો રાખે છે, તે સર્વથી પહેલાં માબાપે જોવુંજ જોઈએ. માટે હે દીકરા! જ્યોર્જ હર્બર્ટ કહે તેમ તમો Keep good company and you shall be of the number. સારી કલબની સોબત રાખો, અને તમે પણ તે કલબ પૈકીના એક ગણાશો. નાનપણમાં તો સૌ નાગાં ને ખાધરાં હોય, પણ દહાડે વારેના થઇએ ત્યારે મરજીયાત નહીં પણ ફરજીઆત શાણુ સલુકના થઈએ. નાટક, બહુરૂપીનો ધંધો, રાસ, ભવાઈ, તથા દારૂ, માંસ, લોહું અને ચામડું એનો વેપાર નહીં કરવો. તે કોને માટે છે? ગ્રહસ્થ ખાંદાન કુટુંબમાં એ ધંધાથી અવર આવે દીકરા. "આમ રસ ને ચામ રસ વધારેલો વધે." સેલાંણી ને લહેરી, સાદા ને ખપતા એવા મિત્રો, તથા છેલ છબીલી ને છટાક, તીખલી ને ટચાક સ્ત્રી મિત્રો સાથે જેમ તું ઓછો વહેવાર રાખે તેમ સારૂં બેટા.

उपचाराः क्रिया केलिः स्पर्शो भूषणवाससां ।
सह शय्या सनेचैव सर्वं संग्रहणं स्मृतं ॥

પરાઈ ઓરતને અત્તરની સીસી કે ફુલની થાળ વગેરે સુગંધી મોકલવાં, તેમની સાથે કૌતક પાડવાં ને હસવાનું કરવું, અલંકાર કે વસ્ત્રનો સ્પર્શ કરવો, એકજ બિછાના ઉપર કે એક આસને બેસવું એ સર્વ, પર સ્ત્રી સાથે વ્યભિચાર કે આડો વહેવાર રહેવાનાં ચિન્હો છે બેટા. એવી સંગતમાં તું ભમરની માફક લોભાઈ પડીશ તો અંતે ત્હારા જાનની પણ ખરાબી કરીશ. ગિરધર કવિ કહે; "ભમરા લોભી ફુલકા, કલી કલી રસ લેત; કમલ બિના બંધન નહીં, જો કબજા કર દેત." પારસમણિના મેલાપથી, તેને અડકવાથી, અંગસે અંગ લગાડવાથી, લોઢાનું સોનું બને છે, અને તે સત્સંગી લોઢાંનો તાર, સીતાર કે દિલરૂબાના સત્સંગ વડે સુંદર મધુર સ્વર કાઢવા મંડી જાય છે. માટે હે પુત્ર! સોવાર વિચાર કરીને એકજ કલબ સારી પસંદ કર. રાજા લુઈ ૧૪મો સૌથી ધિક્કારાયેલો ને હિણુ-

ચેલો (Detestable and detested) રાજા હોવા છતાં લોકપ્રિય, માનીતો સારો ચહવાયલો (Well beloved) કહેવાયો. તેનું કારણ માત્ર એકજ હતું કે તેની આસપાસના ઘણાક સોબતીઓ ચ્હવાયેલા ને લોકપ્રિય હતા. માટે જો ત્હારે આંગળી દેખાડવા જેવું ન કરવું હોય દીકરા, તો બુન્યાદજાદાઓ સાથે સલુકથી ફર, પરંતુ સેલાંણી ને સ્વછંદી નિરંકુશ સાથીઓને એકદમ તજી દે. એક વખતની નફ્ટાઇ ને સો વખતની તને નચિંતાઇ થશે. મ્હારૂં માન:

"અબ્ર ગર આબે ઝીંદગી બારદ:
હર્ગીઝ અઝ શાખે બીદ બર ન ખુરી.
બા ફરૂમાએ રૂઝગાર મ બર;
કઝ નએ બુરીઆં શકર ન ખુરી." (સાઆદી)

આકાશ ઉપરથી અગરજો અમૃત કાં નહીં વરસે, પરંતુ નેતરના ઝાડ ઉપરથી તું કાંઇ પણ ફલ ચાખવાનો નથી બેટા. હલકી બુન્યાદના દોસ્તો સાથે તું ત્હારો અમુલ્ય વખત એળે નહીં ગુમાવ, કાંકે ખપેટો ગુંથવાના વાંસમાંથી તને સાકર તો ખાવાને મળવાની નથીજ. માટે હે બેટા! તું શનીવારે "ગોલ્ડન નાઈટ" ગુજારી આવીને, મણ બે એક ખણ પીપલું પીને, નિર્દોષ ભાઇ બ્હેનો સાથે લડવઢ કરે છે, એ ત્હારી નઠારી કલબનેજ આભારી છે એક જાણીતા ખુની લુટારાને ફાંસી દેતાં તે મરતી વખતે શું બોલ્યો હતો, તે મેં કોઇ ઠેકાણે વાંચ્યું છે. તેણે માચડે ચઢીને મોટે સાદે મરતાં મરતાં જાત અનુભવનું ભાષણ કર્યું હતું કે; "બંધુઓ! આ જગતમાં ગુજારેલી મ્હારી જીંદગી વિષે અવલોકન કરતાં મને જે ખરેખરો અનુભવ થયો છે, તેનાથી તમ સર્વને વાકેફ કરવાની મ્હારી ફરજ સમજું છું. તમારાં દીકરા દીકરીને તમે એવી રીતે ઉધારીને ઉછેરજો, કે તેઓ નઠારી, દુર્ગુણી, ને દુષ્ટ સંગતથી હંમેશાં દૂર ને દૂર રહે. મેહેલ્લામાં રમતા છોકરાઓથી થતી માઠી અસરથી, ખરાબ સાથીઓથી, દુર્વ્યસની કંપનીથી, તમારાં દીકરાં દીકરીઓને બચાવવાં હોય, તો તમે તમારૂંજ ઘર એવું આનંદી, આવકારદાયક, ને આકર્ષિક રાખજો, કે તમારાં બચ્ચાંને ઘેરનો આનંદ પડતો મૂકીને બહારનો આનંદ ભોગવવાની લાલચ ન થાય!" બર્ટોલ્ડને પોતાના હલકી વર્ણના ગોઠિયાઓ સાથે જેમ કાંઈ અજાણું નો'તું, તેમ રાજા રાણી જેવાંઓ સાથે પણ તેને કોઇ રીતે અજાણું નો'તું, કાંકે તેને મનથી તો દુન્યામાં કાંઇ પણ ચીજ નવી નવાઇની જેવી તો હતીજ નહીં. નિર્જીવ વસ્તુને કે જીવદાર પ્રાણીને સર્વને તે એકજ લાકડીએ હાંકતો હતો, છતાં તેનું વણાઈ જતું હતું. એનું કારણજ એ હતું, કે તેના મનમાં ભેદાભેદ કે સ્પર્શાસ્પર્શનો કાંઈ બાધજ નો'તો. જો કોઇ તેને પુછે કે: "જગતમાં એકલો તુંજ સુખી કે? તો હાકારમાંજ ઉત્તર વાળતો, ને કોઈ પૂછે કે:

"જગત્માં એકલો તુંજ દુઃખી કે?" તો તેનો જવાબ પણ તે હાકારમાંજ આપતો! એનું કારણ એ હતું કે; તે સૌ સાથે ભેળાતો ખરો, પણ પોતાના અંગે કમળની માફક સંગત્‌ની કોઈ પણ અસર લગાડી લેતો નહીં. પણ હે દીકરા! તું તે પ્રમાણે વગર વિચારે ગમે તે કલબમાં કુદકા નહીં માર્યા કર, કોઈ દહાડો આખો પગ ભાંગી બેસીશ. કવિ કહે છે;

"કદિ વગર વિચારે મૈત્રિમાં ઝંપલાશો;
પ્રતિ દિન પસ્તાઈ દીલમાં દુઃખી થાશો.
ચતુર પુરૂષ ચેતો પ્રીતની એવી રીતિ;
પ્રથમ કરી પરિક્ષા તે પછી બાંધ પ્રીતિ."

ઘણીવાર તો ત્હારી બ્હેનોનો અને ત્હારા ભાઈઓનો બાપડાંઓનો કંઇએ વાંક કે અપરાધ હોતો નથી, બલકે દીકરા ત્હારોજ દોષ હોય છે, છતાં રખે તને નાનમ લાગે, તેથી તું ત્હારાં દિસનાં વ્હાલાંઓ ઉપર અરધી રાતે અકળાઇને અફાળ ઝીક કરે છે, કેમકે તું કલબમાં ખાઈ પીને કોઈ સાથે ચિથડાં ફાડી આવેલો હોય છે. માની લઇએ, કે ત્હારો વાંક નો'તા, તોપણ ગુસ્સાથી તપી જવામાં તને ત્હારો ભારી ખોરાક સહાય થાય છે. તું ત્હારાં વ્હાલાંઓને અનુકુળ થા. ત્હારાં એકંદર વર્તનમાં તું મન મોટું રાખી ઉદાર થા. સર્વ ભાઇ બ્હેનો પણ ત્યારેજ ત્હારાં મેલાપી રહેશે. તું ત્હારૂં ખાનપાન બદલી નાખ. ત્હારી જીભ કાતર રૂપ છે. ખાતાં કે બોલતાં બેઉ તરફથી તને વચમાં આણીને કાતરી નાંખશે. જીભને તું જેવો શોખ લગાડીશ તેવી તેને ટેવ પડી જશે. કેમ્બાયાના સુલતાનને વિષે કેહતી છે, કે તે ઝેર ખાઈનેજ જીવતો હતો! ઝેરના સ્વાદથી તે એવો તો ટેવાઈ ગયો હતો કે, તેના દમનો બાફ જો કોઈને લાગતો, તો તત્કાળ તે માણસનું મોત નિપજતું હતું! હમેશાં બને છે કે, મોટાં માણુસ જેવું આચરણ કરે તેવું કરવાની તલબ સર્વને થાય છે, તેમ સુલતાનનું જોઇને ઘણા લોકો સોમળ ખાવામાં મોટાઈ માનતા હતા. ડૉ. જોન્સન મોટો લેખક હતો, ને લંડનમાં જ્યારે સૈપ્રસના ટાપુમાંથી કાલીફલાવર આવી, ત્યારે નવી નવાઈ તરીકે તે તરકારી ખાવાનો જૉન્સનને બહુ ચરસ લાગ્યો હતો. તેનું જોઈને અકેક કાલીફલાવર રૂપૈયે બે રૂપૈયે પણ ઘણા લોકો ખરીદીને ખાતા હતા! ખાધાપીધામાં બેબંદાજો એ પણ દેખાદેખી અને ફેશનની ફિસિયારીનું કારણ છે. આ ઉપરથી કબીરજીએ એકવાર બળાપો કીધો હતો કે;

"મખ્ખી ગુડમેં ગડ ગઇ, પાંખ રહિ લપટાય;
સીસ પટકકે કર ઘસે, સ્વાદે દેહિ ગુમાય."

ગોળના સ્વાદ ઉપર માખ બહુ ભાવ રાખે છે. ગોળના લોચા ઉપર તે

બેસીને જે સમયે રસ ચુશે છે, તે વેળાએ તેની પાંખો ગોળના રસમાં લપટાઈ જાય છે. પછી આ બંધનમાંથી છુટવાને સારૂ હાથ ઘસી માથું પટકીને તેમાંજ મરણ પામે છે.જીભના જરા વારના રસ સ્વાદને લઇને જેમ માખી પોતાનો પ્રાણ ખુએ છે, તેવીજ રીતે મનુષ્યો નહીં ઈચ્છવા જેવા ભારે ખોરાકના સ્વાદમાં મસ્ત થઈને પોતાની તંદોરસ્તી ખરાબ કરીને દુઃખી ને રોગી થઇ પડે છે, અને વહેલા મરી પણ જાય છે. ગેવન, જેણે ૧૪૦ વર્ષની લાંબી ઉમર કાઢેલી કહેવામાં આવે છે, તેને માટે કહ્યું છે કે, એટલી લાંબી ઉમર દરમ્યાન પણ, કોઈએ દિવસ તેણે મંદવાડ ભોગવ્યો નો'તો! તેનું કોઇ દહાડો માથું પણ નો'તું દુઃખ્યું. તેણે પોતાના લાંબા અનુભવથી જુવાનિયાઓને એટલીજ શિખામણ આપી છે કેઃ–"હે પુત્રો! તમે પશુ કે જાનવરના જેટલી હદે, અથવા ઢંગધડા વગરના ટાહેલાં ખોરા પાજી લોકોની પેઠે સુસ્તીમાં, પ્રમાદમાં અને થાંથાપણામાં આળસાઈથી બેસી નહીં રહો. તમારી જીભને ગમે તે પીણા પીવાડવામાં, ને સ્વાદ લાગતી બધીજ વસ્તુ ખવાડવામાં તમારો જીવ ભરાવ્યા ન કરો. તમારાં શરીરનું બંધારણ ગમે એવું હોય, તોએ તમારી બુધ્ધિ અને અક્કલની સલાહ પ્રમાણેજ ખાવ પીઓ. તમને કિયો ખોરાક માફક આવે છે તેજ માત્ર તપાસો. તમારી હોજરી જે ખાનપાનને અનુકૂળ થતી ના હોય તે ખાદ્ય ખોરાકને તિલાંજલી આપો. તમને જે ખોરાક એકવાર નુકશાનકારક જણાયો, તેની અડાસે ફરી નહીં જાવ, ત્યારેજ તમને રોગરાઈ નડશે નહીં. ત્યારેજ મ્હારી માફક તમને વૈદ કે ડૉકટરની જરૂર પડશે નહીં. એધીઓ! તમે વ્હેલા દુબળા ને ઘરડા થઇ જાવ છો. તમે ખોરાકને ખાતા નથી, પણ ખોરાક તમને ખાય છે. એધીઓની ભુખ સૌથી વહેલી મરી જાય છે, જે ટેવને લીધે તેઓ પાછલે દહાડે મૃત્યુનેજ બધા નવાળા ખવાડે છે."

મ્હારા શાણા દીકરા! સર્વ પદાર્થો વાણીમાંજ રહ્યા છે. સર્વ વસ્તુનું મૂળ વાણીજ છે. જે છોકરાઓ ખાવાની વાનીની વડાઈ મારે છે, જે દીકરાઓ બડાઈના વચનો રૂપી ખોરાક ખાએ છે, જેઓ છાલકાપણાથી વડાઇના વચનની ચોરી કરે છે, તેઓ સઘળી વસ્તુની ચોરી કરે છે. માટે હે ભલા!

"જુબાં બુરીદેહ બકોનજી નીશસ્તે સોમુમ બોકૂમ;
બેહ અઝ કસી કે જુબાંનશ ન બાશદ અંદર હુકુમ."

જીભલડી કાપીને મુગો બહેરો થઈને એક ખુણે પડી રહેવું ભલું છે, જો ત્હારી જીભ ત્હારા કાબુ અને હુકમમાં નહીં રહેતી હોય તો. ખાધાની જાત જેમ સાત છે, તેમ બોલવાની પણ સાત જાત છે, ને પીણાની પણ જાત સાત કહી છે. ૧–વાંદર–પીપલું; ૨–સિંહ–પીપલું; ૩–ડુક્કર–પીપલું; ૪–ઉંદરુસી–પીપલું; ૫–મેંઢાં–પીણું; ૬–ચકલી–પીણું; અને ૭–કોહલાં–પીણું.

એના ચઢ ઉતર સાત દરજ્જા છે. દીકરા! વાંદરા પીપલું પીને વાંદરાની પેઠે કુદકા ને છલાંગ મારવા જેવું ના કર. સિંહ પીણું કરીને સૌ સાથે ખાઉં કરડું ખાઉં કરડું નો કર. ડુક્કર-પીણું કરીને ઉંઘરેટો ને ઉલટી કરનારો નહીં બનીશ. ગેઢાં પીપલું કરીને ત્હારા પોતાનાંજ ડહાપણ પ્રમાણે દોઢ ડાહ્યો ન થા, અને બોલવાનું પણ ભાન નહીં રહે તેવો અબોલો નહીં થા. વાયલ ચકલીના જેવું પીણું કરીને પી-પી-બસ પી-પી કરીને નસોસ ને નંખાએલો નહીં થા. બકરાં પીણું કરીને સ્ત્રી લંપટ નહીં થા. અને કોહલાં પીણું કરીને કપટી નહીં બન. વળી ફોપટાં પર ફોપટાંનું પીણું કરીને દયા માયા ઉપજાવે એવા ભુરપારા સાદે રડવાનું છોડી દે. બધાં પશુ પંખીના જીવન સાથે જોકે ત્હારી ખાધ ખોરાકીની મેં સરખામણી કરી, પરંતુ દીકરા ત્હારે શરમાવું જોઇએ, કે ત્હારા જેવાં માનવી કરતાં તો તેમનું જીવવું સુખી હોય છે. તેઓ ખાધામાં એકી નહીં પણ અંદાજી છે. તેમને કોઈ પ્રકારની ફીકર ચિંતા હોતી નથી. તેમની જીંદગી તો એકંદરે દુઃખ રહિત છે. ખાધા પીધાના બેઅંદાજ થકી પશુ પંખીને કાંસેલાં કહરાજેલાં આપણ જોતાં નથી. તું દર શનીવારે કલબની ફીનું ખાણું ખાઇ આવીને ત્હારાં સંબંધી વ્હાલાંઓને દુભવે છે, દુઃખી દુઃખી કરે છે, એ બરાબર ના કહેવાય. દીકરા! હવે તો તું દહાડે વારેનો થયો; ગ્રહસ્થ સંસારીને રોજ ઉઠીને ફીના ખાણાં ખાઇ લહેર ઉડાવવી એ ન છાજે. શાસ્રકારે કહ્યું છે કે;

ગૃહસ્થઃ પાલયેદ્દારાન્ વિદ્યામ્યાસયેત્ સુતાન્ ।
गोपयेत् स्वाजनानूंबधेनष धर्म्मः सनातनः ॥

જે મોટાં કુળનો ને ગ્રહસ્થ છે, તેણે તો પોતાની પત્નિનું પાલન કરવું; પુત્રોને કેળવણી આપી વિદ્યાભ્યાસ કરાવવો; અને પોતાનાં માણસોની તેમજ ભાઈ ભાંડુઓની રક્ષા કરવી, એજ ઉત્તમ મનુષ્ય ધર્મ છે.

"બાવાજી!" દીકરો ખીજાજ કરીને વચમાં પૂરાયો; "લેણા વિનાનું તો કોઈ પેટે પડતુંજ ના. હું ખાવા પીવામાં મ્હારી જીભના સ્વાદોથી કદાપિ બેઅંદાજી થતો હઈશ, પરંતુ મ્હારી બ્હેનો ભાતભાતનું જે ગમે તે મ્હને કહી સંભળાવવામાં જીભનો શું અંદાજો રાખે છે, કે તમે એકલો મ્હને ને મ્હનેજ ઠપકો આપ્યા કરો છો? વળી મ્હારા ભાઈઓ ગાળબોલ કરવામાં પોતાની જીભનો શું અંદાજો રાખે છે?" દીકરા! આમ ઉશકેરાઈ નહીં જઇશ. મ્હને તો બેઉ આંખ સરખી છે. જીભના ઉચ્ચારણ-સ્વાદ વીશે તો મ્હારે તને ને તેમને બહુ બહુ કહેવાનું બાકી છે. કવિ કહે તેમ,

"રસના રસ નાહે કહું, જેસો એસો એહ;
રસ બલ બધત સનેહ વે, રસબલ બધત સનેહ."

જીભના રસ જેવું વિષ સરખું ઝેરી વચન, તેનાં જેવું ઝેર તો દુન્યામાં એકે નથી દીકરા. વછનાગ, અફીણ, સોમલ, સર્પ ઇત્યાદિ જનાવરોનાં ઝેરનું બળ તો માત્ર માણસોનોજ વધ કરી નાખે છે, પરંતુ જીભનું વાણીરૂપી વિષ તો ધતરૂપ સ્નેહ તેમજ વ્હાલરૂપ સ્નેહ બંનેનો વધ કરે છે. એટલે કે, કડવાં વચનથી તો ધત કહેતાં ઘીનાં ભોજનનો વહેવાર પણ ભાંગે, ને પ્રીતનો વહેવાર પણ તુટે. દીકરા! એને હું હવે બીજે અર્થે સમજાઉં છું તે સમજ. જીભમાં મિઠાં વચનરૂપી રસ જે અમૃત, તે અમૃતના જેવું અમૃત તો દુન્યામાં બીજું ઉત્પન્નજ થયું નથી. સાક્ષાત અમૃત તો પ્યારનો ભંગ કરે છે, કેમકે એ અમૃત થકી તો ઘણા ઘણાના સ્નેહનો ભંગ થયો છે, અને અમૃત મેળવવા માટે વેર પડયાં છે. જૂઓ, કે અમૃત થકી તો ચંદ્ર સૂર્યને અને રાહુને, તથા ગરૂડ સાથે ઇંદ્રને, તથા દેવતા અને દૈત્યને, અને માંહોમાંહે પણ અસુર ઇત્યાદિ ઘણાને નેહ–સ્નેહનો ભંગ પડી વેર વસ્યાં છે, પરંતુ જીભનાં અમૃતથી તો પ્યારનું, સ્નેહનું, પ્રેમ ને પ્રીતનું બળ વધ્યાજ કરે છે. માટે જે સારૂં માગે, સારૂં ઇચ્છે, તેણે તો સદા મધુર વચન બોલવું, કદિએ કડવાં કટુક વચન ઉચ્ચારવાં નહીં જોઇએ બેટા. ગાળગલોચથી, હુજતી તકરારોથી, અને કડવાં મેહણાં ટોણાંથી જેઓને કડવો અનુભવ થયો છે, તેઓ તો એવા મિઠાસથી કામ લે છે, કે તેમના સર્વ કાર્ય ફળિભુત થયા વિના રહેતાં નથી; અને તેમના શત્રુઓ, હરીફો, વેરીઓ તથા દુશમનો ઉલટા તેમના પગ પર માથું મૂકીને માફી માગે છે. કબીરજીનું વચન છે કે; "ગારી મોટા ગ્યાન હય, જો રંચક ઉરમેં જરે; કોટી સંવારે કામ, બૈરી ઉલટા પાઉં પરે!" દીકરા મ્હારા! આપણા અહુનવદ ગાથામાં કહ્યું છે કે; "યે અષાઉને વહિશ્તો, ખએતૂ વા અત વા વેરેઝેન્યો અઇર્યમ્ના વા અહુરા વિદાંસ વા થ્વક્ષંઘહા ગવોઇ, અત હવો અષહ્ય અંઘહત વંઘહેઉશ્ચા વાસ્ત્રે મનંઘહા." જે શખ્સ સદ્દગુણી માણસો સાથે સારી રીત વાપરે છે, જે કોઇ પોતાનાં સગાં સંબંધી અને ભાઇબંધો સાથે, ધંધાદારી બંધુઓ સાથે, ચાકર જેવા તાબેદારો સાથે પણ મિઠાસથી ભલાઇ રાખે છે, તથા ડહાપણથી કરીને પોતાની આસપાસનાં સર્વ પ્રાણીઓની પરવરશી કરે છે, તે શખ્સ ભલાં અને સત્યવાદી કામો કરવાજ જાણે પેદા થએલો હોય છે. માટે હે દીકરા! આ સર્વ સંપાદન કરવા થકી તું સત્સંગ પકડ. સબુરી, ડહાપણ ભર્યો વિચાર, સમતાનાં વચનો એટલાં ત્રણ સદાચરણનાં લક્ષણો છે. એ બધો સત્સંગનોજ પ્રતાપ ને સત્સંગનોજ વસ્તાર છે. કહ્યું છે કે; પુનમના ચંદ્રમામાં સઘળી કળા જેમ એકઠી થાય છે, તેમ સઘળાજ સદ્દગુણો સત્સંગમાં ને સંત સંઘમાં એકઠા મળે છે. સત્સંગથી અજ્ઞાનીને જ્ઞાન ને મૂર્ખાને માન મળે છે. અધમ પણ સત્સંગથી ઉંચા પદને પામે છે. માટે સેખ સાહેબનો કોલ પાળજે કે,

"યારે નાપાયદાર દોસ્ત મદાર; દોસ્તીરા ન શાયદ ઈ ગદ્દાર.
નીકો બદ ચું હમીન બેબાયદ મૂર્દ; ખુન્ક આં કસ કે ગુએ નેકી બુર્દ."

જે યાર, કે સર્વદા ટકી નહીં રહે, તેની સંગતમાં રહીને તેની મિત્રતા નહીં રાખ. હે બેટા! આ બેવફા દુન્યા દોસ્તી કરવાને જ્યારે લાયક નથી, ને ભલા કે ભુંડા સર્વ સાથીઓને જ્યારે મરવું તો નકકી છે, ત્યારે ભલો તો તેજ કે જે આ દુન્યામાંથી નેકીનો કોથળો ભરી લઈ ચાલ્યો જાય. દીકરા! ખોટે માર્ગે ખરચાએલી કોડીને પણ હજાર મોહોર જેવડી ગણીને પાછી કાઢી લેજે. વખત પર સમો આવી પડે ને કરોડ રૂપ્યા ખરચી નાખવાને જે કોઇ હાથ છુટા મૂકે, તેને "રાજસિંહ" કહ્યો છે. આટલું ખર્ચી દેવા છતાં લક્ષ્મીજી તેને છોડી જતાં નથી. ધનને વાપરવામા ને રક્ષણ કરવામાં રાજાએ પણ કાળજી રાખવાની છે, તો પછી ત્હારો મ્હારો શો હિસાબ? ખાઈ ફેડવામાં આવક કરતાં ખર્ચ જો તું વિશેષ કરે તો મ્હારા તો શા આશરા, પણ હિમાચલ પણ ખૂટી જાય. તું ત્હારા બાપની આવક જાણ્યા વિના ઈચ્છા મુજબ ખાવા પીવામાં ખર્ચ કરશે તો કુબેર જેવો હું ધનવાન હુઉં તો તે પણ દરિદ્રી થઇ જઈશ. કેટલાક લોકો માત્ર એકજ વાની ખાઈને રહે છે. કેટલાકો માત્ર એકજ જાતનું ધાન્ય કે એકજ પ્રકારનો ખોરાક ખાઈ રહેનારા આવે છે; તેઓ જન્મભર માત્ર એકજ ચીજનો, એકજ વાનીનો નકકી કરી રાખેલો ખોરાક ખાઈને તંદોરસ્ત ફરે છે; જેમને Monophagons કહેવામાં આવે છે, તેઓ કવચિતજ માંદા પડે છે. જીભને જેવો ચસ્ટો ને ચરસ લગાડે તેવું તે માગે. સુમાત્રાના બાટા લોકો, અને ફીજી ટાપુના રહેવાસીઓ એક જમાને માણસનુંજ માંસ ખાતા હતા! પણ આજે તો ત્યાંના શુદ્ર રહેવાસીઓ પણ જો અમથું મેંઢાં ગેટાંનું માંસ ખાય છે, તો હિંદીવાનો તેમની છીંટ કરીને "ખાનેવાલા" એ નામથી તેમને કહીને તેઓને દૂર રાખે છે! દીકરા, હદમાં રહીને મોજ કરવાની મનાઈ હું તને નથી કરતો. તને આરગનના જેવો પેટભાળુ થવા નથી ફરમાવતો. એ આરગન તો ઓષડના દોઝ પણ પૈસા ખર્ચવાની બિકથી ઓછા પીતો'તો! ઓષડના ચાર્જીસ જો વધારે લેવામાં આવતા તો તે પોતાની મંદવાડ પણ છુપાવતો હતો! તેના જેવો તને થવા હું કદિ નહીં કહું દીકરા. તે તો જેમ તેમ કરતાં થોડી થોડી રાખી રાખીને દવાઈ પીને પોતાનો રોગ લંબાવતો હતો, પણ પૈસા ખરચતાં તો તેનું શરીર ખરેખર કાંપતું હતું! આંખને ભાવે તે મોઢાંને ભાવે. કેમકે આંખને સુખ તો કાલજાંને ટાઢક પડે છે. વ્હોરા લોકમાં જેણે ઘણાં દેવાળાં કાઢયાં હોય તેને ત્યાં લોકો હોંસે હોંસે દીકરી આપે છે. આરગનની પેઠે સ્વભાવ તો તણખલે બળે એવો, પણ કરે શું? બાપરવાની એવી મનાઈ. પરંતુ હું પૈસાદાર બાપનો દીકરો છું એવું બતાવવા ખાતર ફીના

ખાણુંમાં ત્હારે હવે પછી જવાની જરૂર નથી. પૈસાના પૈસા જાય છે, ત્હારી તબીયત બિગડે છે, ને ઘરમાં કજીઆ જાગે છે. લંડન શહેરમાં ને ત્યાંનાં પરાંઓમાં એવાં ઘણાં મોટાઈખોરાં કુટુંબો પોતાની ટેબલ ઉપર માત્ર દેખાડવા સારૂ દારૂની બાટલીઓ રાખે છે. દારૂ પીવા ન ગમે તો લોકાચારને લીધે પણ અમથી વિસ્કીની બાટલી ખાલી વખતે મૂકી રાખે છે. રખે ચાકરો ને બટલરો બહાર જઈને વગોણું કરે, એ ડરથી થોડોક દારૂ ન છુટકે પીએ છે પણ ખરા!

દીકરા! ટુંકમાં કહું છું કે; ખાધાપીધામાં અંદાજે રાખજે; તું તંદોરસ્ત રહેશે. કલબ પસંદ કરતાં બહુ વિચાર કરજે; લોકમાં તું કીર્તિ મેળવશે. જીભનો બોલવા ચાલવામાં સારો ઉપયોગ કરજે; તું સર્વદા સુખી રહેશે.

## મ્હારા દીકરાને–ફરમાન ૯ મું.



"Every man is a missionary now and for ever, for good or for evil, whether he intends or designs it or not. He may be a blot, radiating his dark influence outward to the very circumference of society; or he may be a blessing, spreading benediction over the length and breadth of the world: but a blank he can not be."
—CHALMERS.

**મ્હારા ડાહ્યા દીકરા!**

તું શરમને ખાતર ગુન્હા ના કરતો. તું ચકુનમનો માર્યો અપરાધી મા થઈશ. તું ગભરાટના સમયે પણ અસત્ય ના કહીશ. તું ભલો કહેવડાવવા અર્થે અન્યાય ના કરીશ. તું કેળવાયલો કહેવડાવવા થકી બાપદાદાઓનું અસલ ના ત્યજીશ. તું વડો કહેવડાવવા થકી નમ્રતા ના છોડીશ. તું જાણુકાર હોવાનું ડોળ મા ઘાલીશ. તું હોય જૂદો ને દેખાડે જૂદો એવો નહીં થઈશ તું ગેરવાજબી તમાચો સહન નહીં કરતો. તું હિચકારો વિચાર મનમાં આવે ત્યારે એક અપવાસ પાળજે. તું ના હિંમતનો શબ્દ ઉચ્ચારે ત્યારે બે અપવાસ કરજે. તું બાયલું કર્મ કરે ત્યારે તો ત્રણ અપવાસ પાળજે. તું બે વચની ના થઈશ. ગરીબાઈને પકડી બેસતો ના; ભૂખ્યો મરીશ. ઘણોજ દોલતમંદ થવા તળપીશ નહીં; ત્યારે પણ ભૂખેજ મરીશ. કીનાખોર વાઘને છેડવા કરતાં ડાહ્યા સિંહની પૂછડી તાણવી. જોકે સિંહના જોર કરતાં કાંઈ વાઘનું બળ વિશેષ નથી, તોપણ ચાર પહેલવાનો સિંહને બચડી શકશે, મગર આઠ પહેલવાનો

વાઘને દબાવી શકતા નથી; કાંકે તેનામાં કીનાનું ઝનુન અધિક હોય છે. એટલા થકી કીનાખોરથીજ સંભાળજે. કીનાખોર વાઘ પોતાના શિકારી ઉપર બહુ તીક્ષ્ણ દ્રષ્ટિ રાખે છે. શિકારીની સહેજ ગફલતી જણાય છે તો તેની પાસેનાં હથિયારોનીએ દરકાર વિના તે વાઘ તેના ઉપર તુટીજ પડે છે. એવાં ઘાતકી કીનાખોર મનુષ્યનો ભરોસો નહીં કરીશ. કવિ કહે છે;

"ઘાતકી ઘાટ ઘડે ઘણા, ખાતકી કરતાં છેક;
નીચમાં નહીં ડર કે દયા, પાપી પ્રાણી એ એક."

ત્હારા શેઠ, ત્હારા રાજકર્તા, ત્હારાં માબાપ, અને ત્હારા ગુરૂનો હુકમ ઉત્થાપીશ મા. શહેનશાહ ઈરેકલ્યસે એક સરદારને મોતની સજા ફરમાવી હતી, કેમકે તેની જોડે ગએલો તેનો સાથી ગુમ થયો હતો. શહેનશાહે ફરમાવ્યું કે; "તેં ત્હારા સાથીને મારીજ નાંખ્યો છે, માટે ત્હારે પણ મરવુંજ જોઇએ; જા! ફલાણા સરદારને હાથે ત્હારો પ્રાણ લેવાડું!" આ જો-હુકમને માથે ચઢાવીને પેલો સરદાર "ખુની-સરદારને" મારી નાંખવા સારૂ શહેર બહાર લઈ જાય છે એવામાં રસ્તેજ પેલો ગુમ થએલો કહેવાતો નાઇટ મળી ગયો! આથી ત્રણે જણ ખુશી થતા પાછા પાદશાહની આગળ આવ્યા. પરંતુ ઘાતકી ઈરેકલ્યસે પેલી સજા માફ કરવાને બદલે ઉલટા ત્રણેવ જણને મારી નાંખવાનો ઘાતકી હુકમ કીધો! કાં? તો કહે: "પહેલા સરદારને મારી નાખવાનો હું હુકમ આપી ચુકેલો હોવાથી મ્હારૂં બાદશાહી ફરમાન કદિ પાછું ફરી શકેજ નહીં! બીજો સરદાર પહેલા સરદારને મ્હારા હુકમ મુજબ મારી નહીં નાખતાં પાછો ફર્યો, એટલે મ્હારી આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું, સબબ તેને પણ મારવોજ જોઇએ. અને ત્રીજાને એટલાજ કારણસર મારી નાંખવો, કે તેની મોકાણમાં બે જણાના ફોકટમાં જીવ જાય છે!"

દીકરા! એવા હુકમને તાબે થઇશ નહીં. વગર વિચારે હુકમ કરવો એ તો વગર નેમે નિશાન માર્યા બરાબર છે. નેમ ટાંકયા વિના મારેલો ફટકો જેમ વ્યર્થ જાય છે, તેમ વગર વિચારે કરેલો હુકમ નિરર્થક થઈ પડે છે. જે શખ્સ જ્યારે ઇચ્છા કરે ત્યારે તને પજવી ખિજવીને ક્રોધ કરે, તેજ ત્હારા સંસારનો શિક્ષક થઈ પડશે, અને તેના જો-હુકમને તોડવો હોય ત્યારે તું ધૈર્ય પકડીને સબુરી રાખજે. શાયરની નશિયત છે કે;

ચુન ફરોમાની બ સખ્તી તન બઅજ્જાર અંદર મદેહ;
દુશમનાંરા પુસ્ત બર કુન, દુસ્તાંરા પુસતીન.

દીકરા! જ્યારે ત્હારા ઉપર આવું ધર્મ સંકટ આવી પડે ત્યારે પોતાનાં શરીરને તું દુઃખી ના કરતો; તને પોતાને ઈજા નહીં આપીશ. આવાં ધર્મ સંકટ વેળાએ તું દુશ્મનોનું ચામડું ઉખેડજે, તથા દોસ્તોનાં કપડાં પહેરી

લેજે, અને અવસ્તાના એજમતી કલામ ભણજે કે; "નેમસ્ચા યા આર્મઇતિશ ઈજાચા!" ભલા વિચાર અને ભલી ભલાઇની આબાદી-નેજ હું નમન કરૂં છું! દીકરા! જો તને શેઠ થવાનું મળે તો કોઈ કોઈવાર બન્ને આંખ આગળ બેઉ કાનનો પડદો કરીને આંખઆડા કરજે, ને આંધળો થજે. ત્હારા હાથ હેઠળના નોકરોની કસુરો તરફ ઘણીવાર પીઠ ફેરવજે. ગુપ્ત વાતો પ્રસિધ્ધ કરીશ મા. ત્હારા એલમનાં બાંકાં ફુકીશ મા. ભુંડાં કૃત્યોમાં કોઇને પણ સહાય થવાનો વખત આવે ત્યારે નફ્ફટાઇ પકડીને ના કહીશ તો નચિંતાઈ થશે. પરંતુ ગુસ્સો કરીને કાંઇ કહેતો ના. ગોળે મરે તેને ઝેરે ના માર્યે. જે વાતની શરૂવાત તું કરી શકે પણ છેડો ના હોય તો તેવી વાત કરતાં તું મુગો થએલોજ ભલો. કબીરજી કહે કે;

ગલા ગુસેકા કાટ લો, મિયાં કેહેરકુ માર;
પાંચો બકરી જબે કરો, તબ પાવે દિદાર.

દીકરા! ત્હારા ક્રોધનું ગળું છેદી નાખ. ત્હારાં અંતઃકરણનો કહેર કાપી નાખ. ત્હારી પાંચે બકરીઓ કહેતાં પાંચેવ ઇંદ્રિયોને જબે કર. એટલું કરશે તો તું દાદારના દિદારનાં દર્શન જરૂર કરીશ. ત્હારાં ચિત્તને ચલાયમાન ન રાખતાં ત્હારી વાણી સર્વદા મધુર રાખજે. હની-સોપમાં કાંઇ મધ ભરેલું હોતું નથી, તેમાં નાળિયેરનાં તેલ શિવાય મધનું તો ટીપું સરખું પણ આવતું નથી, તોએ તે ખુજળીનો ખિજવાટ દૂર કરતું હોવાથી એ સાબુ મધ જેવો મિઠો કહેવાય છે; તેમજ તું મધુર વાણીથી મર્દ છતાં સૌની માવતર કહેવાઈશ. કાળુ માછલીના કૉરા તે કાંઇ મોતીની માવતર નથી, તોએ તેને Mother of Pearls યાને મોતીની માવતર કહી છે. મધુરતાવાળાનો કોઈ શત્રુજ હોતો નથી. જેથી તેને ભય રાખવાનું કાંઇ કારણજ હોતું નથી. કોડીની કિંમતના મનુષ્યની ભુલો ઉપર ઢાંક પિછોડો તો નહીંજ કરીશ, તોપણ અસત્યથી દૂર રહેજે, ને ક્રોધ કરીને બોલીશ મા; તેમ પરાઇ વાતમાં પણ માથું મારીશ ના. ત્હારી સ્તુતિ કીર્તિ સાંભળવા માટે ત્હારા કાન બહેરા કરજે. વડોદરામાં એક ઉસ્તાદ ગવૈયો નામે ઈનાયત હુશેન કરીને હતો. તે ઉત્તમ પ્રકારે બીન વાજીંત્ર બજાવતો હતો. કોઈ ગમે એવો ન્હાનો માણસ પણ જો તેને ઘેરે બીન સાંભળવાની ઇચ્છાથી જાય તો તે કાંઈપણ સંકોચ કે આનાકાની વગર તેને બીન વજાડી સંભળાવતો, પરંતુ જો કોઇ તેની સ્તુતિ કે વખાણ કરવા માંડે તો તુર્તજ તે બીન બજાવવાનું બંધ કરી દેતો. જો અમીર ઉમરાવોની પણ મિજલશ મેહફીલ મળી હોય, ને તે ગાવા બેઠો હોય, અને ઉંચે તાનશૂરે ગાતો હોય, એવામાં જો કોઇ મીજ-લશી "વાહ! વાહ!" કરી દેતો, તો તે બીન વાજીંત્રના તારને જાણી જોઇને નખ્ખી મારીને તેનો તાર તોડી નાખી કહેતો કે; "બસ ખલાસ! હો ચુકા!

વાહ-વાહ હો ગઇ! અબ સુનનેકા કયા રહા?" આમ બોલીને મિજલશમાંથી તે ઉઠી જઈ ગાણું બંધ પાડતો.

"દર બસ્ને બ રૂએ ખુદ ઝે મર્દુમ; તા અએબ નગુસ્તરંદ મારા;
દર બસ્તે ચે શુદ આલેમુલ ગએબ? દાનાએ નેહાંનો આશકારા."

મેં જગતના લોકોથી મ્હારા પોતાના મૂખ ઉપર દરવાજો ઢાંકયો છે, જેથી કરીને લોકો મ્હારી એબ નહીં જાણે. પરંતુ તે દ્વાર ઢાકયું શા કામનું? જો ગુપ્ત વાતનો જાણનારો પરમેશ્વર સર્વ છુપા કે પ્રગટ ગુણદોષો જાણે છે, તો વાખવાખી કે બદનામી શા અર્થની છે?

દીકરા! તું કદિ પણ નરોજયો, બેઠા બેકાર, અને ધંધા ધાપા વગરનો રહીશ મા. કોઇ પણ ધંધો એજ પુરૂષનો ખોરાક છે. પહેલે પ્રથમ તો ધંધો ન્હાનો કે નજીવો જણાય, પરંતુ તે નિર્જીવ ધંધામાંથીજ તું મોટો થઇ શકીશ. પ્રખ્યાત આર્કરાઇટે પ્રથમ હજામના ધંધાથી જીંદગીની શરૂઆત કરી હતી. સર હમફ્રી ડેવી એક દવા બનાવનારને ત્યાં ચાકરી કરતો જણાયો હતો. "બરમીંગામનો પિતા" બોલ્ટન એક બટન બનાવનારનો બેટો હતો, અને બટન વેચવાના ન્હાના ધંધાથી તેણે શરૂવાત કરી હતી. વોટ જેવો એન્જીન શોધક લુહાર-સુથારનો દીકરો હતો, ને પ્રથમ લુહારી-સુથારી કામ કરીને આગળ વધ્યો હતો. આવા ગરીબ માબાપના બેટાઓએ પ્રથમ ન્હાના ધંધાથીજ શરૂઆત કરી આજની સુધરેલી દુન્યા બનાવી છે. દીકરા! આ દુનિયામાં જાણવા સમજવાના ઘણા ઘણા વિષયો પડેલા છે, અને તે બધા વિષયો એક માણસ જાણી શકતો નથી, તેમજ બધીજ બાબતમાં સર્વ મનુષ્યની બુધ્ધિ એક સરખી સરોબરી કરી શકતી નથી, જેથી બધાંથીજ કાંઇ પ્રખ્યાતિ મેળવાતી નથી. પરંતુ દરેક માણસે પોતપોતાની શકિત મુજબ કોઈ કોઇ એક ચોક્કસ બાબતમાં તો કુશળતા મેળવવીજ પડે છે. મહાન એપીલીસ કહી ગયા છે કે; મેં મ્હારી આખી જીંદગીમાં એક પણ દહાડો એકાદ હુન્નરમંદીની એક પણ લીટિ કાઢયા શિવાય પસાર કર્યો નથી, અને મ્હારી કીર્તિ તથા લાયકી આ મ્હારી ખંતનેજ આભારી છે. "**રોજની એક લીટિ તમને મહાન લેખક બનાવશે!**" એ તેનું સુત્ર હતું. દીકરા! કાંઇને કાંઈ પણ ઉદ્યોગ કરજે, આળસુ બેસતો ના. આળસમાં પણ જીવનનો નાશ કરનારાં જીવજંતુઓ હોય છે. આળસાઇના જીવડાને શરણ થનારનું જીવન વ્યર્થ છે. ફીરદોશી કહે તેમ,

વગર મર્દે બી કારો બીસ્યાર ગુયે;
ન માન્દશ નઝદે કસી આબરૂયે.

નરોજીયા, કામધંધા વગરના અને જેઓ બકબકારો ને ચકચકારો કરનારા હોય છે, તેમની ઇજ્જત કે કીર્તિ કોઇની પણ આગળ નકાચી નથી. માટે

હે દીકરા ! નરોજીયો રહીને કોઈની પાસે હાથ ઓળવા જઇશ મા. હાથ ઓળવાનો વખત આવે તો તું મુએલો ભલો થશે. ખુદાને ભુલી જઇને, મણિ સરખું માન ત્યજીને, ગરીબ કે અનાથ થઇને, કોઇની પાસે માંગવા જવાની નીચ બુધ્ધિ રખે રાખતો. જેમ વગર માંગેલું દુઃખ અને મૃત્યુ વખતસર આવી મળે છે, તેમ સુખ ને સંપદ પણ વખત પાકશે ત્યારે અનાયાસે એની મેળે આવી પહોંચશે; માટે ખુદા ઉપર વિશ્વાસ રાખી ઉદ્યોગ કર્યોજ જાજે બેટા.

"હરિ બિસરી મતિ માન તજી, જિન મતિ કુરૂ કો નીચ;
મિલિ હે ત્યોં સુખ સંપદા, જ્યાઁ અયાચ દુઃખરીચ."

કેમ્ટન વણકરના ધંધામાંથી વધ્યો હતો. વેજવુડે કુંભારનો ધંધો કરવા પછીજ મોટાઇ મેળવી હતી. જ્યોર્જ સ્ટીવનસને દરરોજ માત્ર બે પેનીના પગારે ગાયના ગોવાળિયાનું કામ કીધું હતું. તે છેક ૧૮ વરસની ઉમર સૂધી તો વાંચી પણ નો'તો જાણતો; પણ ખંતીલા ધંધાથી પંકાઇ ગયો. ફેરાડે અને ન્યુકોમન એ બન્ને લુહારનો ધંધો કરીને આગળ વધ્યા હતા. વોટે પ્રથમ મીકેનીકલ એન્જીન્યર તરીકે વૈત્રું કર્યું હતું. હેન્રી કોર્ટ જેણે સાંચાકામની સુધરેલી નવીન યુક્તિઓ કરી આપી આખી બ્રિટીશ શહેનશાતને નિહાલ કરી નાખી છે, તે ઇંટ પાડનારા પંજાવીનો દીકરો હોઇ, પોતે પણ ઇંટ પાડીને આગળ વધ્યો હતો. હન્ટમેન જેણે Cast steelની શોધ કરી તે સાધારણ ઘડિયાળીના પેશામાંથી આગળ વધ્યો હતો. ડાલટન પણ વણકર બાપનો વણકર બેટો હતો. બ્રીંડલે, ફુલફર્ડ, મરોટ, નૈલસન એ લોકો છુટક મજુરી કરનારા મજુરોમાંથી મોટા કારખાનાવાળા થયા હતા. બેટા ! તેં તો એવી સંસારની લીલી સુકી વેઠી નથી, તેથી હું છું ત્યાં સૂધીજ નરોજ્યો વહેવાર ચાલશે, પણ યાદ રાખજે, કે જેના સીર ઉપર સંકટ પડે તે તો વગર પગે પણ પર્વત ઉપર ચઢે, અને હાથ હાંલ્લી કરે. તું ત્હારા વખતની કિંમત કર. જે જવાનીનો વખત તું ગુમાવીશ તે વખતને હજારો હજાર વર્ષ પણ પાછો આણી આપશે નહીં. ન્હાની નોકરીમાં કે ન્હાના ધંધામાં પડી જવા માટે સો વાર વિચારના વમળમાં ઘોળાયા કરતો ના. એકદમ ધંધામાં જોડાઈ જા, પછી નવાં ખેતરો તને ત્યાંથીજ સુઝ પડશે. બરલીનમાં મોટા અમીર ઉમરાવના છોકરાઓ પણ ભાડુતી ગાડી હાંકવાનો ધંધો કરતાં શરમાતા નથી. લંડનના મોટા બાગોના માળીઓ નાઈટ, બેરોનેટ, માર્કવિસ, અને એમ. પી. પણ કેટલીક ગમ કામે વળગ્યા છે. અમેરીકામાં તો ખાંદાન કુટુંબના કુળિન ગ્રહસ્થો પણ છુટક વેચાણ કરવાના, ગાડી ફેરવવાના, અને બીજા હલકા કહેવાતા ધંધા પોતાના નામ બદલીને પણ કરે છે.

"ચું જુઇયદ કસી રાહે બાએસ્તગી;
હુનર બાયદો શર્મો આહેસ્તગી."

કોઈપણ પુરૂષ જ્યારે દુન્યા સંસારને લાયકનો રસ્તો ખોળતો **હોય** ત્યારે તો તેનામાં લાયકાતભર્યું નામ, હુન્નર મંદીનું કામ, અને **ધીરતાજ** હોવી જોઈએ. **સાઇર્સફિલ્ડ** નામનો પ્રસિધ્ધ અમેરીકન કોટિયાધિશ કાંઈ પહેલેથીજ શાહુ વેપારી નો'તો. પહેલાં તો ફાટેલાં ચિથડાં વેચવાના ધંધાથી શરૂઆત કરી હતી. એ રીતે પ્રત્યેક મનુષ્યની કીર્તિની સુગંધ તેના ઉદ્યોગ અને પ્રમાણિક વહેવાર રોજગારથીજ પ્રસરે છે. આવી ઉદ્યોગી જીંદગી ત્હારા **પ્રમાદની** જડ કાઢી શકશે. ઉદ્યોગી જીવનથીજ તું મિત્રોની માયા ને સ્નેહિઓનો સમાગમ પ્રાપ્ત કરીશ દીકરા. ત્હારામાં એલ્મ હુન્નર કેવોક છે તે પણ ત્હારી નોકરી કે ત્હારો ધંધોજ ઉઘાડાં પાડશે. મજુરી કરતાં શરમાવાનું નથી. શરમ તો નરોજ્યા નકામાને હોય. આપણા કરોડપતિ કાર્નિગી કહેતા કે, "કરોડો રૂપૈયા મ્હારા હાથમાં ઉછળે છે તેમાં હું મોટાઈ માનતો નથી, પરંતુ જાત મહેનતે પાંચજ શિલીંગ જ્યારે મ્હારી મજુરીના મહેનતાણામાં પહેલ વહેલી મ્હને મળી, તે વેળાની મ્હારી મોટાઇ ને મગરૂરી આજની કોટિયાધિશ સ્થિતિમાં મ્હને કોઈ દિવસે પણ મળી નથી. મ્હારી એકજ અઠવાડિયાંની મજુરીની પેલી પાંચજ શિલીંગને હું આજે પણ આભારી છું. આજે મ્હારી ગમે એવી મોટાઇ હોય, પણ પહેલવહેલાં તો મેં મજુર લેખે, ગુલામી વૈત્રું ભારે મજુરી મહેનતથી કર્યું હતું!" સંતોષીને સંતાપ કેવો? ઉદ્યોગીને શરમ કેવી? પાપ કરે તે પવિત્ર કેવો? નિર્ધનને સુખ કયાંથી? અકરમીને ઉદ્યોગ શેનો? હુન્નરમંદને દુઃખ બળાપો કેવો? ડો૦ **જોન્સન** બહુ નિર્ધન હતો. તે જ્યારે પહેલ વહેલો **લંડન** ગયો ત્યારે તેની સોડે ખિસામાં માત્ર એકજ ગીની હતી. ઘણી મહેનત મજુરી કરીને તેણે પોતાની અનાથ સ્થિતિને હરાવી દીધી; અને છેવટે પ્રજાએ પણ તેની કદરદાની કરીને તેને પાંચ પૈસે સુખી કર્યો. તે કહી ગયા છે કે; "લોકો કંઈજ કદર કરતાં નથી એવાં રોદણાં રડવામાં આવે છે એ બધું ખોટું છે. ગુણવાન ઉદ્યોગીને મેં કદિએ અંધકારમાં પડી રહેલો દીઠો નથી. જે કેટલાંક લાયકાતવાળાં ખુણે પડીને દુઃખો સહન કરે છે, તેમાં તેમનોજ દોષ છે." ઉંચાં કુળનું, ખાનદાન કુટુંબનું, અને મોટે ઘેરના હોવાનું અભિમાન ધરીને જે ઘણાકો ભૂખે મરે પણ મજુરી કરતાં લજવાય છે, તેઓને મેં તો દુઃખીજ દહાડા પસાર કરતા દીઠા છે. માટે હે દીકરા!

"ઉંચા દેખ ન રાચિયે, ઉંચા પેંડ ખજૂર;
પંખી ન બેઠે છાંયડે, ફલ લાગો પન દૂર."

**(કબીરજી)**

આપણાં પુરાણાં, જાહોજલાલીવાળાં, ને માનવંત ઉંચાં ખાનદાનથીજ પ્રસન્ન રહેવાતું નથી. ઉંચું કુળ કાંઇ ભૂખ ભાંગતું નથી. તાડનાં કે ખજુરીનાં

ઝાડો તો બહુ ઉંચાં હોય છે તેને શું લગાડે ? કોઈ પંક્ષીઓ પણ તે ઉપર ઝાઝાં બેસતાં નથી. ખજુરાં ને તરફડાં ઉંચે લાગેલાં હોય છે તે પંખીઓને શા ખપનાં ? રંડાપો ભોગવે તે સતી શેની ? શેઠાઈ મોટાઈમાં સાચાઈ કેમ ? પટલાઈમાં સાલેસ કોણ હોય ? દરિદ્રિને ડહાપણ કેવું ? ગુણ વગરનું રૂપ શા કામનું ? વિવેક વિનાની વિદ્યા કેવી હોય ? જેને વહેવાર નથી તેને વેપાર નથી. જે કુળનો અભિમાની છે તે તો ભૂખ્યો કુતરો છે. પરવારતો, નરોજ્યો, બેઠાબેકાર તો મોટો ચોર કહેવાય. પોતે ઉદ્યમ ન કરતાં બકબકારો ને ચકચકારો કરવામાં પોતાનો વખત તો ચોરે છે, પરંતુ ઉદ્યમીના કિંમતી વખતની પણ તે ચોરીજ કરે છે. તું ત્હારાં પોતાનાં નામથીજ ઓળખાજે, ત્હારા બાપદાદાનાં કે ત્હારા સપુતના નામની બરકત ઉપર જીવવા કરતાં તો મોતજ માંગજે. ત્હારા ગમે એવા નામાંકિત પુત્રના નામથી ઓળખાવવામાં જેમ તું વડાઇ લઈશ નહીં, તેમ ત્હારા બાપના નામથી પણ નામવર થવા માંગીશ નહીં. તું ત્હારાંજ ખભાંથી, ત્હારાજ સાહસથી, ને ત્હારીજ લાયકાતથી તને પોતાને ઓળખાવજે. કહે છે કે, સર **પી**રોજશા **મ**હેતાના પિતાજી મી૦ **મે**હેરવાનજી મહેતા કલકત્તાથી ઘણે વર્ષે **મું**બઈ આવ્યા હતા, અને લગ્નની મીજલશમાં એકવાર બિરાજેલા હતા. એક શેઠિયાએ તેમને કોઇ દિવસે દીઠા નો'તા, જેથી તેમના તરફ આંગળી બતાવીને પાસે બેઠેલા બીજા ગ્રહસ્થને પુછ્યું કે; "આ શેઠ કોણ ?" પેલા ગ્રહસ્થે કહ્યું; "શેઠ **પી**રોશા **બે**રીસ્ટરના બાવા." આ સાંભળીને શેઠ **પી**રોશાના બાવાજી છેડાઈ પડીને પેલા ગ્રહસ્થને કહેવા લાગ્યાઃ—"મ્હારા સાહેબ ! **મે**હેરવાનજી **મ**હેતા કહેતાં શું થયુંચ ? મ્હારી છતી ઓળખ આપવાને બદલે **પી**રોશા **બે**રીસ્ટરના બાવા તરીકે શા માટે ઓળખાવો છો ?" ઘણાઓને પોતાના ખાનદાનના અગર સગપણના મોટાં માણસની ઓળખ આપીને કામ કાઢી જવાની ખોટી કટેવ પડેલી હોય છે; પરંતુ પોતાનું મહત્વ, પોતાની લાયકાત, અને પોતાની કિંમતથીજ પોતે પોતાને લાયક પૂરવાર કરવામાંજ શોભા છે. બીજાંની મોટાઈથી અને પારકાની કિંમતથી પોતાની કિંમત અંકાવતાં દરેકે શરમાવું જોઈએ. મદ્રાસમાં બી. એ. થએલો એક મદ્રાસી ત્યાંના કલેકટરની ઓફિસમાં કલાર્કની જગોની ઉમેદવારી કરવા ગયો હતો. કલેકટરે તેની લાયકાત પુછી ત્યારે પહેલાં પોતાની લાયકાત કહેવાને બદલે તે બોલી ઉઠયોઃ—"સાહેબ હું સર અમુક તમુકનો જમાઇ થઉં છું, માટે મહેરબાની કરીને મ્હને ખાલી પડેલી જગોએ રાખો !" કલેકટરે છેડાઈ પડીને કહ્યુંઃ—"મને વિસ્મય લાગે છે કે, સર અમુક તમુકને કોઇ બુધ્ધિશાળી લાયક જમાઇ નહીં મળ્યો, કે ત્હારા જેવા બેવકુફને જમાઇ શોધી કાઢયો ? સર અમુક તમુકનો જમાઈ, એ કાંઇ ત્હારી લાયકાત

ના કહેવાય. એ કાંઈ ત્હારી સર્ટીફીકેટ નથી. જા, હું ત્હારા સસરા સાથેજ વાત કરીશ!"

"કબીરા! ત્હાં ન જાઈએ, જહાં કુલકો હેત;
સાધુપનો જાને નહીં, **નામ બાપકો લેત!**"

હે કબીર! જે જગાએ બાપદાદાના ઉંચાં કુળની મોટાઇ, હલકાઈ, છાલકાઇ, અને બડાઈ માર્યા કરવામાં મોટાઈ સમજવામાં આવતી હોય ત્યાં કદિએ જઈશ મા. જે પોતાના સદાચરણી લક્ષણો રાખતો ના હોય, અને પોતાના દુર્ગુણો છુપાવવા સારૂ પોતાના બાપદાદાનું પુજ્ય નામ જરા જરામાં આડમાં આપ્યા કરતો હોય તેની તું સોડ પણ સાધીશ મા. સાચા જવાને તો પારકાં ધનની કે પારકાં નામની બેપરવાઈ બતાવવી. પોતાનાજ કામમાં હંમેશ ઉદ્યમી ને ઉદ્યોગી રહેવું. જેટલો પૈસો મળ્યો હોય તેનું રક્ષણ કરતા જવું, ને પોતાનાં ખભાંથી તેમાં વધારો કરવો. એજ કલ્યાણનાં લક્ષણો છે. હાજત નહીં વધારવી એજ દોલત વધાર્યા બરોબર છે. બ્રેથરટન કહે કે; My richness consisted not in the greatness of my possessions, but in smallness of my wants.

દીકરા! ઓસ્ત્રીયાના માજી શહેનશાહે ચીનીકામનું કારખાનું પોતે કાઢયું હતું, અને ત્યાં તે મજુરની માફક વૈત્રું કરતાં શરમાતો નો'તો. મહાન સેનાપતિ લોર્ડ કલિંગઉડ, પોતાના સ્કોટ નામના ચાકરની સાથે ઝાડો રોપતો, અને પાણી જવાના ઉભાર ખોદતાં લજવાતો નહીં. બગીચાની વાડ પણ પોતે કરતો હતો. એમાં શરમાવાનું શેનું? ટ્રેફાલગરની લડાઈ ખલાસ થવા બાદ કોઈ મોટો અમલદાર લોર્ડ કલિંગઉડને મળવાને ગયો; તો તેને ખબર આપવામાં આવી કે, તે તો જંગલમાં કામ કરવા ગયો છે. વળી પેલો અમલદાર તે જંગલમાં ગયો, તો ભયંકાર જંગલના એક નાળાં આગળ તે પોતાના મજુરો સાથે જમીન ખોદવાનું કામ કરતો દીઠામાં આવ્યો હતો. વસંત રૂતુમાં દર સાલો સાલ ચીનનો આગલો શહેનશાહ ખેતરમાં જઈ પોતાને હાથે હળ ફેરવતો હતો. આગલા ચીનાઇ શહેનશાહો પણ પોતાના "ખુદાઈ કુટુંબ"નું અભિમાન ઉતારવા આમ હળે ખેડતા હતા. શહેનશાહનું જોઈને હજારો મોટા અમલદારો પણ ખેતી કરવા મંડી જતા અને સારો પાક લાવતા. શહેનશાહની સાથે શહેનશાહજાદાઓ અને અમીર ઉમરાવો પણ ખેતીનું કામ કરવાને લજવાતા નો'તા. ગરીબ માબાપથી, ગરીબ હુન્નર ધંધાથી, અનેથોડી આવકથી કોઈએ માણુસે શરમાવું જોઈતું નથી. અનીતિમાન જીંદગીથી, અક્કલને બુરે માર્ગે વાપરવાથી, લુચ્ચાઈથી અને બેકાર રહેવાથીજ શરમાવાનું હોય છે. લેપેડીટ મોલ્ડનો પ્રિન્સ માખણ વેચવાનો અને ખેડાં વેચવાનો ધંધો કરતાં શરમાયો નથી. ઈટનો

પંખાચો ચલાવતાં પણ તે પ્રિન્સ લજવાયો નથી. બેટા! "કુટુંબને ખરાબ લાગે," એમ સમજીને આવતા ધંધા ચાકરીને "પાછાં જાવ!" એમ ત્હારે કદિએ કહેવું નહીં. "મ્હારે લાયકનો ધંધો મળતો નથી" એવી ફરિયાદ કદિએ ત્હારે કરવી નહીં. હંમેશના ફરિયાદ કરનારા પુરૂષને કદિપણ સુખશાંતિ કે સંતોષ મળતો નથી. બાપદાદાની કીર્તિ ઉપર જીવનારાઓ વિષે મ્હને શંકા રહે છે. મોટાં કુળના અભિમાની અને આપ બડાઇ મારનારાઓથી તું પણ દીકરા ચોંકેલો રહેજે. ઘણાં સડેલાં કોહેલાં લાકડાં પૂરવામાંજ ઘણી લાંબી ખપી જાય છે. સાદી સાહેબે શિખામણ કહી છે.

"ન બીનદ મેદદઈ જુઝ ખીશતનરા;
કે દારદ પરદએ પીન્દાર દર પીશ.
ગરશ ચશમે ખુદા બીની બે બક્ષદ;
ન બીનદ હીચ કસ આજેઝતર અઝ ખીશ."

જે કોઈ અભિમાની અને આપ બડાઈ કરનારો હોય છે તે તો પોતાના શિવાય બીજા કોઇને પણ દેખી શકતો નથી. તે ધણી તો પોતાની બુધ્ધિની આંખ્યો ઉપર સર્વથી કાળો કુટુંબી ગર્વનો પડદો ઢાંકીનેજ ફરે છે. જો કદાપિ પ્રભુને નજરો નજર જોવાની આંખો પણ તેને આપવામાં આવે તો તે પોતાના જેવો વગર વિસાદનો, તુચ્છ, અને નગળો જૂએ પણ નહીં, ને જાણે પણ નહીં. દીકરા! It's better to be a big man in a little job than a little man in a big job. મોટા કારભારમાં ન્હાનો રહેવા કરતાં ન્હાના કારભાર વેપારમાં તું મોટો થઇ શકે એજ બેહતર છે. તું ખડતળ ધંધો કરીશ તો લાંબી જીંદગી ભોગવીશ. ન્હાના ધંધામાં તું એબ નહીં માનીશ તો તે ન્હાનો ધંધો તને દુધે પુને ને દેહે ઠર જીવનો રાખશે. સઘળા ધંધામાં ખેતીનો ધંધો તંદોરસ્ત છે. ખેડવૈયાની જીંદગીની સરાસરી બીજા ધંધાદારીઓનાં જીવનની સરાસરી કરતાં ચઢિયાતી આવી છે. ખેડુત વર્ગ જ્યારે સરેરાસ ૬૫ વર્ષનું વય ભોગવે છે, ત્યારે બેસીને ધંધો કરનારા દરજીઓની ઉમરની સરેરાસ ૪૦ની આવે છે. પરચુરણ વૈત્રાં કરનારા વેપારીઓ ૫૭ વરસ જીવે છે, ને ગધાવૈત્રું કરીને કોલસાની ખાણમાં ધંધો કરનારા ૪૫ વરસ જીવે છે. ઘરના સુખી ઘરવાળા, મીલકતદાર, અને બેઠકથી વેપાર કરનારા ૫૦ વરસની સરાસરી ઉમર ભોગવે છે. દીકરા! આજના બેઠા ખેંકાર જવાનો બાપાદાદાની પુંજી ઉપર તાગડ ધિન્ના કરતા જોઇ મ્હને અફસોસ થાય છે; માટે તું હરગીઝ એમ કરીશ મા. અમે પેદા કીધું તેથી કાંઈ અમે તવંગર થયા નથી; પણ અમે જે બચાવ્યું તેથીજ પાંચ પૈસે સુખી છિયે. જેટલું અન્ન પાચન થાય તેટલાંથીજ લોહી ને ચરબી આપણામાં વધે

છે. આમાનું તું જેટલું વાંચેલું યાદ રાખશે તેથીજ તને લાભ થશે, પણ જો મ્હારૂં આ સર્વ લખેલું તું પચવીશ નહીં તો તે કાંઈ કામનું નથી. કહેવું તો સહેલ છે, પણ ત્હારે અમલ કરવો એ સહેલ વાત નથી. કવિ ટેનીસન કહે છે તેમ તું ભલો થવામાંજ ત્હારૂં ખાંદાંની ખમીર બતાવીશ. It is only noble to be good. તું દુષ્ટ નિકળીને ત્હારાં અશો નેઆંગાંનોને ભુંડું બોલીશ કે ભુંડું બોલાવીશ તો ત્હારો જન્મ એળેજ ગયો સમજવો; તું નરકેજ જશે.

"બુઝોર્ગસ ન ખાંનંદ એહલે ખેરદ;
કે નામે બુઝોર્ગાં બ ઝેશ્તી બરદ."

જે કોઈ છોકરો પોતાના બુઝોર્ગ વડવાઓના નામને અપમાન પમાડે, તથા તોછડાઈથી તે ભલાં નામને બદનામ કરાવે, તેવા દુકતાને ડાહ્યાં માણસો સપુત કહેતાં નથી.



# મ્હારા દીકરાને—ફરમાન ૧૦મું.



"The bravest trophy ever man obtain'd,
Is that which o'er himself, hath gain'd."

EARL OF STERLING.

બાપના જાન! વ્હાલા નૂરેચશ્મ!

આજે મ્હારે જે કાંઇ કહેવું છે તે તને તેમજ ત્હારા ન્હાના ભાઇઓને સાથે રાખી કહેવું છે, તેટલા માટેજ આજે બીજી બે આંખોને ખાસ હાજર રાખી છે. દીકરાઓ! આજે તમને "વીર સાધવાનો એલ્મ" મ્હારે શિખવવો છે. આજે પારસીઓના જવાન્યાઓમાં મોટે ભાગે રૂમેટીઝમ, ગાઉટ, સંધિવા અને નજલાનોજ રોગ શાથી દીઠામાં આવે છે? આજે જરા જરામાં યુવકોને લકવો શાથી થઇ આવે છે? આજે ૧૨–૧૫ વરસના પારસી પોરિયાઓને મગજે ગાંડપણ શેંનું લાગી જાય છે? આજે માથું ફરવાની, ફેર આવવાની, ચક્રી ભમરી આવવાની, અને આંખે ચક્રી આવી જઇ તમ્મર આવવાની ફરિયાદો શાથી વધી પડી છે? દીકરાઓ! એ સર્વનો એકજ જવાબ છે, કે આપણા આગલા બાપદાદાઓ "વીર સાધવાનો જે એલ્મ" જાણતા હતા તે ઇલમ આજના છોકરાઓ બીલકુલ જાણતા નથી. "બાવાજી!" ન્હાનો ચેકુશ બોલી ઉઠયો; "વીર સાધતાં કંઇ સૌને આવડે કે? એ તો મંત્ર યંત્ર જાણતો હોય, ભુત ડાકણનો ઇલમ જાણતો હોય, કામણ દુમણની માહિતગારી

હોય, મૂઠ મારવાની અને વશીકરણની વિદ્યા જે કોઇ જાણતું હોય તેનાથીજ વીર તો સધાય, સૌ કોઈથી કાંઇ વીર સધાય બાવા?"

અરે બેટા! વીર એ કાંઈ અનદીઠ ભૂત પિશાચ નથી. વીર સાધવા એટલે વીર્ય સાચવવું. જેણે "ગધા પચીસી"માં પોતાના વીર્ય રાજાનું જતન કર્યું હોય તેણેજ વીર સાધ્યા કહેવાય. જવાનીમાં જેણે ધાતુ સાચવવા શ્રમ લીધો તેણે પોતાની અરધી જીંદગી વધારી. જેણે બ્રહ્મચર્ય સાધ્યું તેણે બ્રહ્માનેજ વશ કીધા. शौचानां परमं शौचं तपसां च परं तपः સૌથી ઉત્તમમાં ઉત્તમ શૌચ અને સર્વથી ઉમદામાં ઉમદા તપ તે વીર સાધવાનો નિયમ છે; માટે વીર સાધો, બેટાઓ! વીર સાધો: દીકરાઓ! તમારી ૨૫ વરસની ઉમરની મુદતને અમે ઘરડાઓ "ગધ્ધા પગીશી" એટલાજ માટે અનુભવપૂર્વક કહીએ છિયે, કે એ ઉમરમાં આપણા શરીરમાં રહેલો રાજા, આપણા શરીરમાં લોહીએ ફરી ફરીને જે ઉત્તમ ચિકાસ ને સત્વનો રસકસ તૈયાર કરેલો, જે તત્ત્ આપણાં જીવનનો આધાર છે, તે લાખ રૂપ્યાના મૂળનો રસ બરબાદ કરવામાં, હર પ્રકારે વ્યર્થ ખરચી નાખવામાં, આપણે ગધેડાજ બની જઇએ છિયે. પાછલે દહાડે જે તત્વ સત્વનું આપણને ઘણુંજ કામ પડે છે, તે આપણે થોડીક મીનીટના રસાનંદમાં પાણીને મૂળે ખપાવી દઈએ છિયે. અને આજકાલ જીવનની દોરી ટુંકી થવાનાં, અકાળ મોત નિપજવાનાં, અને દુઃખ દર્દ વધી પડવાનાં એકલાં ને એકલાં એજ એક કારણને તમે દોષ દઈ શકશો. જુવાનીમાં એ ઈલમ વીશે સમજાવવાને આકાશ ઉપરથી ફરેસ્તાઓ કાં નહીં ઉતરી આવે, તોએ જવાંનીના બહારમાં ને જોબનના જોરમાં, તે ફરેસ્તાઓની પણ શિખામણ અમે માની નહીં, અને બીજાઓ આજે અમારી તે વેળાની વયમાં છે, તેઓ કદિ પણ માનતા નથી; પરંતુ આજે ઘડપણે હાથ દુઃખ્યો, પગ દુઃખ્યો, કળતર થઇ ને કમ્મર રહી ગઇ, ત્યારે અમે પસ્તાવા સાથે વિચાર્યે છિયે, કે તે ઘરડાં વડાંનું માન્યું હોત તો સર્પના આ કાતીલ ઝેરથી અમે કેવા બચી જાત!

"હરગીઝ એમન ઝે માર ન નીશસ્તમ;
તા બેદાનેસ્તમ આંચે ખસ્લતે ઉસ્ત;
ઝખ્મે દંન્દાંને દુશમની તીઝસ્ત;
કે નુમાયદ બ ચશ્મે મરદુમ દુસ્ત."

સાપમાં જે જે દુર્ગુણો છે તે જો હું પ્રથમથીજ જાણુત તો હું તેનાથી નિર્ભયપણે નચિંત રહેત નહીં. આપણો જે શત્રુ બહારના લોકની દૃષ્ટિએ મિત્ર માલમ પડે છે, તેના પણ જખમ કરવાના દાંતો તો ઘણા અણિયાળા ને તેજી હોય છે. માટે બેટાઓ! તમારા બાપે જે ગલીએ જતાં કાંટા ભોંકાવાનો અનુભવ લીધો છે, તે અનુભવ લેવા તમે થોભશો મા. અનુભવ લેવાને ખાતર કોઈ

ઝેર ચાખતું નથી. બેટાજી ! હું કહું છું તે સત્ કરીને જાણજો, કે બ્રહ્મચર્ય પાળો અને વીર્યનું રક્ષણ કરો તો તમારી દેહ ત્રાંબાંની થશે, અને ડોકટરના ઓશિયાળામાં તમને રહેવું પડશે નહીં. તમારૂં આયુષ તમે ટુંકું કરવા, કે લાંબા આયુષના થવાને ચ્હાશો તો તે વીર્ય સાધવાથી કે નહીં સાધવાથી તમે ઇચ્છશો તેવું બની શકશે. तपेसु वा उत्तम बंमचेरं । નાના પ્રકારનાં સઘળાં તપોમાં ઉત્તમ તપ તે બ્રહ્મચર્ય એટલે વીર્ય સાધવાનો હુન્નર છે. જટા વધારીને ટીલાં ટપકાં કરીને "ઓં-ઓં-ઓં-ઓંમ" પુકારી ભિક્ષા માંગવા સારૂ ટેહેલ મારતા ફરે, એજ કાંઈ બ્રહ્મચારી નથી. દીકરાઓ ! તમારા બાપ થતાએ ૩૯ વર્ષની ઉમર થતાંજ એ વ્રત પાળ્યું, અને તે વ્રત પળાવવામાં પરમાત્મા અનુકૂળ થયા, અને તેની કૃપાથીજ સંજોગ એવા આવી મળ્યા, કે મેં અખંડ બ્રહ્મચર્ય પાળ્યું છે, તેના ગુણ મેં અનુભવ્યા છે, માટેજ તમને ઠોકી ઠોકીને કહું છું, કે એજ બ્રહ્મચર્ય જો મેં ગધાપચીસીમાં પાળ્યું હોત તો આજના કરતાં પણ બહુ કાળ સુધી સૂર્ય નારાયણ સામે ટગર ટગર જોતો ઉભો રહેવાને હું શકિતમાન થાત ! શરીરનું સત્વ જે વીર્ય, એજ પુરૂષાર્થનો પાયો છે. લોહીના ફરવાથી જે કસ ખેંચાયો છે એજ ચૈતન્ય છે. તમારૂં વીર્ય એજ તમારૂં જીવન છે. માટે ગધાપચીસીમાં હાથરસ વિગેરે નાદાનીના મરગરજાન ગુન્હા નહીં કરતાં બ્રહ્મચર્ય જરૂર પાળજો, અને તમારા સાથીઓ પાસે પણ એજ વ્રત પળાવજો. દીકરાઓ ! નથી તમને તમારા માસ્ટરોથી એ વિષય ઉપર સમજાવી શકાતું; નથી તમારી માતાથી ઉઘાડી રીતે તમને નશિયત આપી શકાતી; નથી કોઇ ધર્મગુરૂ પ્રગટ પાડીને આ ખાનાખરાબી વીશે સમજાવી શકતો; ત્યારે છેવટે નાચારીએ એ અવશ્યની ફરજ બજાવવાનું તમારા બાપને હિસ્સે આવ્યું છે. બ્રહ્મચર્ય નહીં પાળવાથી શારીરિક રોગો તમને બહુ ભોગવવા પડશે. છોકરાનું વીર્ય પરિપકવ થયા પહેલાં, રસનો કસ પાકયા પહેલાં, કાચી ઉમરમાં તે સત્વ ગુમાવી અનેક પ્રકારે વીર્ય ખલિત કરવાથી દુન્યામાં જે સત્યાનાશી વ્યાપી રહી છે, તેવી ખાનેખરાબી બીજા કોઈ પણ દુર્ગુણથી થઇ નથી. બેટાઓ ! તમે બુન્યાદજાદાઓ છો, તમે બુન્યાદનાં ફરઝંદો છો, તમે તમારા બાપની આટલીજ નશિયત પાળશો તો જરૂર સુખી થશો. તમે મ્હારૂં કહેવું નહીં માનો તો તમે તમારી બુન્યાદને ઝાંખ લગાડશો. સાદી સાહેબનો પણ કોલ છે કે;

> "પરતવે નીકાં ન ગીરદ, હરકે બુનિયાદશ બદસ્ત;
> તરબીઅત ના એહેલરા ચું ગેર્દેગાં બર ગુમ્બજસ્ત."

જે બેબુન્યાદ હોય તે બુન્યાદજાદાઓની સોડ નહીં સાધવાનો. નઠારાં બીજવાળો માણસ ભલાં માણસોની સોબતમાં ગમે એટલો કાં નહીં ફરે તોએ

નેક માણસોની પ્રકૃતિ તે નહીંજ પકડવાનો. વાસ્તે, જેમ ગુંબજ ઉપર અખરોટ ઠરી શકતી નથી, તેમજ ભુંડા જવાનોના અંતઃકરણમાં સારી ખસલતની કેળવણી કે નશિયતના ફાયદા ભરેલા શબ્દો ઠરી રહી શકતા નથી. જો મેઘલો નિર્મળ પાણીને ઠેકાણે પથરાનો વરસાદ વરસાવે તો તેનો દોષ કોને દઈશું ? ચંદન સમજીને શરીરે ચોપડિયે તેજ જ્યારે આગની લાહે થઈ લાગે તો તેમાં તમારાંજ પાપ જાણજો. જો આંબો પોતેજ થઈને પોતાને લાગેલી કેરીઓ ખાઈ જાય તો તેનો ચોર કેમ પકડાય ? દીકરાઓ ! તમારા શરીરરૂપી કુવાનું અમૃતપાણી જે તમારૂં અમુલ્ય વીર્ય, તે તમારો દેહરૂપી કુવોજ સોસી લે, તો તે પાણી વગર તમે કેમ જીવી શકો ? જો બાપ થઇને દીકરી ઉપર કુદ્રષ્ટિ કરે તો તેનો બચાવનાર કોણ ? જો પોતાનીજ પ્રિયા થઈને સ્વામીને ઝેર આપે તો તેનું રક્ષણ કોણ કરે ? જેને અમૃત સમજીને પીવામાં આવે તેજ જો ઝેર નિવડે તો તેનો દોષ કોને આપશો ? દીકરાઓ નાનપણથીજ તમે હવસી કુતરા ના થશો. બેટાજી ! બાળવયમાં નઠારા છોકરાઓની સોબતમાં તમે અકુદ્રતી રીતિઓ વાપરીને તમારાં ઘાડાં વીર્યને પાતળું પાણી જેવું તુચ્છ કુચા જેવું કરી મેલશો ના. તુલસીદાસની શિખામણ છે કે;

"કાતિક માસકે કૂતરે, તજેં અન્ન ઔર પ્યાસ;
તુલસી વાંકી કયા ગતિ, જીસકે બારે માસ ?"

કુતરાં બાપડાં એકજ માસ પોતાનું વીર્ય ખપાવી નાંખીને હડકાયા થઈ જાય છે, અને તેમના વાળ ખરી પડી, ચાંદાં ચાંદાં ફૂટી નિકળે છે, અને તેમને આખે શરીરે કીડા કચકચે છે. જો માત્ર એક માસની હવસી મજાના આટ આટલા તેમને ભોગ રોગ ભોગવવા પડે છે, તો જે યુવકો બારે માસ કાછડી છુટા થઈ, સ્ત્રી લંપટી અને વિષય ભોગી રહે છે, તેમની કેવી દશા થતી હશે, તેનો હે બેટાઓ ખૂબ ધ્યાનથી વિચાર કરજો. પડેગી જબ બુજેગી. બ્રાઝીલનો રાજા દોમ પેદરો ૧લો ઘણો મજબુત બાંધનો હતો. એક પ્રસંગે બોટમાં બેસીને બે હજુરિયાઓ સાથે તે દરિયાઈ સહેલ કરતો હતો એટલામાં; "દેહ સૌથી સારી કોણ વાપરી શકે ?" એવો પ્રશ્ન નિકળતાંજ તેણે બન્ને લઠ્ઠ હજુરિયાઓને અકેક હાથમાં સાહીને દરિયામાં તેમની મૂંડી ઝબોરી કાઢી, અને બન્નેને અકળાવીને બહાર કાઢયા. તે વખ્તે તેણે કહ્યું; "જે બંધિયાર રહે છે તે નિર્બંધોને આમ ગુંગળાવી શકે છે!" માટે બેટાઓ ! થોડી પળની મજાને ખાતર, દૂરથી સુંદર દેખાતી સુંદરીઓ ઉપર ભુલેચુકે પણ નજર બગાડશો મા. વીર સાધવા હોય તો કોઈપણ સ્ત્રી તમારી નજરે પડે કે તુર્તજ, જેમ સુર્યને દેખીને ઝટ તમે તમારી આંખ બંધ કરી દો છો, તેમ તમારે આઘું પાછું જોઇ મનને મારવું. દયારામે

શિખામણ કહી છે કે;

"સિમલ સુમન સ્ત્રી સૈલ લગિ, રમ્ય સમર બત દૂર;
કૃષ્ણ સુસમ સરવત્ર ઈક, લખિ અસમિય હજૂર."

શીમેલ્લીનું પુલ, સ્ત્રીઓ, પર્વત, યુધ્ધ સંગ્રામ, એ ચારેવની વાતો દૂરથીજ રળિયામણી, સુંદર, અને રમ્ય લાગે; પરંતુ પાસે ગયાથી ભયંકર અને સુગ લાગે એવી કચવાટ પેદા કરાવનારીજ હોય. વેગળેથી કે પાસેથી સઘળી રીતે જૂઓ તો રૂપાળી કાંઈ સ્ત્રી નથી, પણ રૂપાળો એકલો પ્રભુ છે, માટે પ્રીત કરો તો હજી તે માશુકની કરો દીકરાઓ! પોતાનો વ્યાર નિરોગી નિવડે, પોતાનાં સંતાંનો લાંબા આયુષવાળાં થાય, પોતાનાં ફરઝંદો જોરાવર બાજુ જેવાં થાય, એવું જોવાની ઈચ્છા રાખવાવાળાં મા બાપે પોતાનું જ આચરણ પહેલે શુદ્ધ રાખવું જોઇએ. કુદ્રતી રીતે બાળકો પોતાનાં માબાપને પગલે ચાલે છે. તેમનું જોઇને બધું અનુકરણ તેઓ કરે છે. દીકરાઓ બાપનું જોઇને ને દીકરીઓ માયનું દેખીને તે પ્રમાણે વર્તન રાખે છે. જેણે સંસારની વિભૂતી તજી દીધી હોય તેણેજ વિભૂતી ધરી એમ કહેવાય. જે કામાતુર અને હવસી બને છે તેને કોઇની બીક કે લાજ શરમ પણ રહેતી નથી. કામાતુર મનવાળો છોકરો પોતાની ધાતનો ખોટે માર્ગે બિગાડો કરીને મગજે ખસેલો થાય છે. પોતાની મણીના બગાડાથી મગજની ચંચળતા ખોહી બેસવે તેનાથી અભ્યાસ થઈ શકતો નથી, ને તેનામાં હિચકારાપણું દાખલ થાય છે. તેને મગજે જરા જરામાં ફેર આવી જાય છે, ને માથું ભમે છે. કબીરજીનો કોલ છે કે;

"કામી અમૃત ન ભાવહિ, બિખ્યા લીની શોધ;
જન્મ ગમાયો ખાધમેં, ભાવે ત્યું પર બોધ."

જેને પોતાના હવસ ઉપરજ હવેરાપણું લાગી રહે છે, જેનું મન વિષય ઉપરજ નાનપણથી વખ વખ થયા કરે છે, તેને તો જે ખરૂં અમૃત તે પસંદ આવતુંજ નથી. તેને તો હર બ્હાંને વીરને કાઢી મૂકવા ઉપરજ લાલચ થયા કરે છે. તે તો કોઈપણ ભોગે બસ ભોગ ભોગવવા ઉપરજ મન કર્યા કરે છે. આમ કરી કરીને તે પોતાના મૃત્યુના આવવા પહેલાં પોતે થઇનેજ મોતનાં ડાચાંમાં વહેલો વહેલો દોડી જાય છે. એવા હવસીને વહેલો મરવા ગમતું નથી, છતાં કવખતે વહેલોજ મરતો હોવાથી, મરતી વખ્તે તેને હદથી બહાર દુઃખ લાગે છે. મરો એ હવસ! બળો એ વીર્ય વેદના! જળી જજો એ વિષય રસ!

જહિ યાતુમઈતિ અપ-દ્વરત! જહિ કખરેધઈને અપ-દ્વરત=હે બદ જાદુગરણી! તું મ્હારી આગળથી ઝટ નાબુદ થઈને નાશ પામ! ઓ ખરાબ ખોરેહવાળી ઘાતકી સ્ત્રી! તું મ્હારી આગળથી ત્હારૂં કાળું કર! આજનો જવાંનિયો ઘડી ઘડી બોલે છે કે; "મ્હને તો શરદી લાગી ગઈ!" મ્હને

ખરૂં પુછો તો શરદી તેમને લાગતી નથી, પણ તેઓજ પોતાનાં ચુસાઈ રહેલાં શરીરને લીધે શરદીને લાગી પડે છે. દર્દ કે રોગ રાઈ તેમને વળગતાં નથી, મગર તેઓ પોતે થઈનેજ રોગરાઈ કે દર્દને હાથે કરીને બાઝી પડે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે:—

शीलं प्राणभृतां कुलोदयकरं शीलं वपुर्भूषणं
शीलं शौचकरं विपम्द्‌यहरं दौर्गत्यदुःखापहम् ।
शीलं दुर्भगतादिकन्ददहनं चिन्तामणिः प्रार्थित
व्याघ्रव्यालजलानलादिशमनं स्वर्गापवर्गप्रदम् ॥ १ ॥

માણસોનાં ખાંદાંનનો ઉધ્ધાર કરનારૂં તે તો શીલ સાચવવાનું મંત્રજ છે. શરીરની રક્ષા કરનારૂં તે વીર્યજ છે. પવિત્રાઈ આપનારૂં અને આફતોની આંશાંની કરનારૂં બ્રહ્મચર્યજ છે. દુર્ગતિમાંથી ઉગારનાર તે વીરની સાધનાજ છે. કમનસીબીના મૂળને ઉખાડી નાંખનાર તે શીલજ છે. ખરૂં ચિંતામણિ તો તેજ છે. વાઘ, સાપ, રેલ, કે આગના ઉપદ્રવો શીલ સાચવનારને નડતા નથી. સ્વર્ગે લઈ જઈને મૂકિત આપનાર પણ ઇંદ્રિઓ બંધ રાખવાનો એલમજ મુખ્ય છે. દીકરાઓ! મારા ઉપર વિતેલી તમને કહું છું. હું દુઃખી અને સંતાપ સંતાપે કાયર થએલો, રિપુઓથી ઘેરાઇ ગયો, ત્યારે મેં બ્રહ્મચર્ય વ્રત લઇ લીધું, અને મેં સુખનોજ અનુભવ લીધો. હીર વિજય સુરિએ ૧૩ વરસની ઉમરમાંજ વીર્ય સાધના કીધી, જેથી કરીને અકબર બાદશાહને બોધ આપવામાં તેમનોજ વિજય થયો. શંકરાચાર્ય, ભિષ્મ, હેમચંદ્રાચાર્ય, વિગેરે વીર રત્નોએ આગલા કાળમાં વીર સાધ્યા હતા, તે બીજું કંઇજ નહીં, પણ એ ઉત્તમ વીર્યનુંજ રક્ષણ કર્યું હતું. મી૦ બાલ્ફરે અને લોર્ડ કિચનરે છેલ્લી સદીઓમાં બ્રહ્મચર્ય વ્રત પાળવાથી તેઓ કમાલ કરી રહ્યા. દીકરાઓ! વીર્ય કાંઇ સ્ત્રી સંગ એકલાંથીજ ખલિત થતું નથી. નોવેલ, નવલ કથાઓ વાંચેથી, નાટકો કે સીનેમામાં નાગા ઉઘાડા દેખાવો દેખવા માત્રથી, પ્યારની માત્ર વાતો સાંભળેથી, તમને એક ઘડીની મજા અને સુખ મળીને પછી હમેશનું અત્યંત દુઃખ ખમવું પડશે. જેની ધાત એકવાર પાણી સમાન પાતળી થઇ જાય છે, તે કોઈ દહાડો નિરોગી રહેતો નથી. હાથ દુઃખ્યો, પગ દુઃખ્યો, માથું દુઃખ્યું આદિ અનેક ફરિયાદો કરતો તે રહી જાય છે. ચતુર હોય તે ચેતી લેજો, હાથરસ આદિથી મગજે ખિસી જવાય છે. જરથોસ્તી ધર્મમાં ગુલામબારગીના ગુન્હાને એટલા માટેજ મરગરજાન ગુન્હા ગણેલો છે. સૃષ્ટિક્રમ વિરૂદ્ધના આવા જે ગુન્હા છે, તે માટે બ્રિટિશ સરકારે પણ મોટી શિક્ષા ફરમાવી છે. આવા અપચારોથી અપકીર્તિ થઇ નરકમાં પડાય છે. એ બધી નરકની ખાણો છે. જેણે વીર્યનું રક્ષણ કર્યું તેણે

સંસાર ઉપર જીત મેળવી જાણજો. રાવણનાં માથાં કપાયાં, ચંદ્રને મ્હોટું લાંછન લાગ્યું, ઈંદ્રના સતનું ભંગ થયું, અને એક સો કૌરવો માર્યા ગયા, તે સર્વનું કારણ એજ, કે તેમણે વીર્ય સાધના ન કરી. માટે

નયન બાન સમાલો પ્યારો, પર ઘર સ્નેહ ન કીજીએ;
જીન બુંદસે માનક ઉપજે, સો પર ઘર કયું દીજીએ?

જે જવાન ઉત્તમ પંક્તિની જીંદગી ગુજારવા ચ્હાતો હોય, તેણે પોતાના મનને આવી હલકી વીર્ય ખલિત કરવાની ક્રિયાથી જરૂર બા જરૂર દૂર રાખવું. પ્રૌઢતામાં આવતા જવાનોને પ્રથમ તેમના બાળ–સોબતીઓ તરફથી આ રસ ચરસ સારૂ ખોટી અને નાશ- કારક સલાહો મળે છે. આંધળો આંધળાને દોરે છે; અને પછી બન્ને અંધકારમાંજ અથડયા કરે છે. કમનસીબે ન્હાના છોકરાઓ પોતપોતામાં એની ને એનીજ વાતો રસ લઈ લઈને ચલાવે છે, અને બેસમજપણે વીર્ય ખલિતના હુન્નરોનીજ ચર્ચા ચલાવે છે. છેવટે તેઓ એક બીજાને કાયમનું મહા મોટું નુકશાન કરી બેસે છે. ખરૂં જોતાં તો આવી બાબતમાં સારે માર્ગે છોકરાઓને દોરવવાની ફરજ બાપને માથેજ છે; પરંતુ આવી નજીશ વાતોમાં ન્હાના દીકરાઓને સલાહ આપતાં બાપોને લાજ લાગે છે. મગર એ લાજ એક કોરે મુકીને બાપે દીકરાને વીર સાધવાનો એલમ શિખાડવાની પહેલી જરૂર છે. કેટલીકવાર જૂદે રસ્તે સલાહ આપવા જતાં જે માર્ગ ન્હાના બેટાઓએ કોઈ દહાડો દીઠેલો નહીં, તેજ આડા માર્ગનો જાણી જોઈને અનુભવ અપાઈ જાય છે, ને કાલનો દુકાળ આજેજ આવી પડે છે.

બેટાઓ! તમારી મણી એજ તમારો આત્મા છે, ધાતુ વગર આત્મા રહી શકતો નથી. બેટાઓ! તમારૂં વીર્ય ઘટ હશે, તો તમારૂં મસ્તક મજબુત રહેશે. તમારૂં વીર્ય પાણી જેવું પાતળું થશે, તો ભેજું લાપસી જેવું નબળું પોચું પડી જશે. તમારાં ભેજાં ઉપર જો બાલ ઉગેલા હોય અને તેને ઓખ- વીને તોલતાં તે બાલ જેટલાં વજનના થાય તેટલા વજનની કિંમતનું તમારૂં વીર્યનું માત્ર એકજ બુંદ છે. સાચવો, સાચવો, તમારી જવાનીમાં ધન ને ધાતુ સાચવો; નહીં તો જેમ ટરકીનો સુલતાન ધાતુ નિચવી નાંખીને પાછળથી જ્યારે શરીરની કળતર તથા મગજની ભમરીથી કાયર થઈ ગયો, ત્યારે પોતાનાં અસલ વીર્ય પાછાં મેળવવા માટે કોન્સન્ટેન્ટીનોપલ આપી દેવા નિકળ્યો હતો! મણી ધોવાઈ ગયાથી તે ચિડીયેલ ને ખાઉં કરડું સ્વભાવનો થઈ પડવાથી દરબારના સઘળા હકીમોને હુકમ કરનો કે, "તમે સૌ સૌ પોતાના ઇલાજ સાથેજ અજમાવીને મ્હારી કળતર નરમ પાડો!" એમ કરતાં દુઃખ નરમ નહીંજ પડતું તો બધા હકીમોને બરતરફ કરીને બીજાજ બરખેલાફ કરી દેતો. દીકરાઓ! તમને સમજાવું છું, કે તલમાંથી તેલ કાઢી લીધા પછી જેમ તલ

પોતાની સ્થિતિથી બદલાઈને તુચ્છ કુચા જેવી હાલતમાં મૂકાય છે, તેમજ તમારૂં આ સત્વ નિચવાઇ ગયા પછી તમે તુચ્છ કચરા જેવા થઈ પડશો. કબીરજીએ દ્વીઅર્થિ બોધ દીધો છે કે;

ધમન ધમતી રહે ગઈ, બુજ ગએ અંગાર,
એરન ઠબકા રહે ગયા, જબ ઉઠ ચલે લુઆર.

જે લુહાર હતો તે તો ચાલી ગયો, અને જે ધમણ પુંકયા કરતી હતી તે તો બંધ પડી ગઈ; અને ધમણ બંધ પડી એટલે જે અંગારા હતા તે બુજાઈ ગયા; જેથી એરન ઉપર પડતા ધબકારા પણ નરમ પડી ગયા. એનો બીજો એક અર્થ એવો છે કે, મનુષ્યના શરીરમાં જે વીર રાજા હ્તો તેને તો તમે હવસી બની બનીને નસાડી દીધો, અને હવે તો પોકળ પુક્કા જેવું તમારૂં શરીર રહી ગયું. શરીર રૂપી ધમણ પુક્કી પડી ત્યારે જઠરાગ્નિ સુસ્ત મારી ગયો, એટલે પાચન શકિત ઘટી ગઈ, કેમકે તે પચવનારો જે અગ્નિ (વીર્ય) તેજ ઠંડો પડી ગયો, જેથી જવાનીના જોબનમાં પથ્થર મહિંથી પાણી કાઢે એવું ત્હમારૂં જોમ ને જોર તે ઠંડુંગાર પડી ગયું. અને વળી ત્રીજે અર્થે એમ, કે આવી રીતે વીર્યનું રક્ષણ નહીં કરવાથી, આત્મા આ દેહમાંથી ચાલ્યો જાય છે ત્યારે દેહમાં ચાલતો ધમણરૂપી શ્વાસોશ્વાસ બંધ પડી જાય છે; જેથી જીવનનો અગ્નિ ઓળાઇ જાય છે, અને નાડી જે ધબકારા મારતી હતી તે બંધ પડી જાય છે. ભાવાર્થ, કે **વીર્ય ધોવાઇ ગયાથી તુર્ત મોત આવી ઉભું રહે છે.** વીર્યને ભેજા સાથે મુખ્ય સંબંધ છે. મગજ એ વીર્ય ઉત્પાદક કોથાર છે. જેથી વીર્ય ખલિત કર્યા કીધાથી પહેલી અસર મગજ ઉપરજ થાય છે. વીર્ય એક-વાર જો આછું પાતળું થઇ ગયું, તો માત્ર ઘોડેસ્વારી કરવા જેટલી ઘડી પણ સચવાતી નથી. જીવ તેમાં ને તેમાં વખવખ થતો હોવાથી સાધારણ "અરેબિ-યન નાઈટસ" કે "બાગો બહાર" જેવી ચોપડી વાંચતાં પણ સ્ખલિત ક્રિયા થઈ જઈ જુવાનો તવાઈ જાય છે; અને એકવાર વીર્ય ગળતરમાંજ પડયું, કે વધુ ગળતર થવાને માર્ગેજ ભેજું દોડે છે, જેથી નીતિનાં કે ધાર્મિક પુસ્તકો વાંચવાને બદલે "કોક શાસ્ત્ર" કે "અનંગરંગ ગ્રંથ" જેવા વિષયી વિષયોના કફોડાં ચોપડાંજ વાંચવાની તલબ થયાં કરે છે. અને પછી "પેલી! અરે પેલી!"ના વાહિયાત વ્હેમમાં જવાંનો પોતાને પણ ભુલી જાય છે. ગુલેસ્તાનમાં કહ્યું છે તે કાંઇ ખોટું નથી કે;

"ન આં ચના બ તુ મશગુલમ અએ બેહેસ્તી રૂએ;
કે યાદે ખીશતનમ દર ઝમીર મીઆયદ.
ઝે દીદનત ન તવાંનમ કે દીદે બરદુઝમ;
વગર મુકાબેલે બીનમ કે તીર મીઆયદ."

એ બેહેસ્તના જેવા ચહેરાવાળી વ્હાલી ! હું જ્યારે ત્હારો રૂખસાર ને મુખરો જોવા માંડું છું, ત્યારે હું તેના ઉપર એવો તો હવેરો બાવરો બનીને દિવાનો થઇ જાઉં છું, કે મ્હને પોતાને વટીક તેટલો વાર તો હું ભુલી જાઉં છું. સામેથી મ્હારો પ્રાણ લેનારો આવતો તીર જોકે હું નજરો નજર દેખું છું, કે એ તીર આવે છે અને તે મ્હારી આંખને વિંધી નાંખે એવી રીતનો તું તીરંદાજે મ્હને માર્યો છે, એમ હું નજરે જોઉં છું; તોપણ ત્હારા હવસમાં દિવાનો પડેલો જે હું, તે મ્હારી આંખો તેટલો વાર પણ બંધ કરી દેવાની વટીક દરકાર રાખતો નથી. નારદ મૂનિ કેવા ટોલ્લાં ફોડાવનારા હતા, કેવા દ્રૌપદી જેવી સતી સ્ત્રીનું હરણ કરાવનારા હતા, તોપણ તે મૂક્તિગામી કહેવાયા, ને મહામૂનિ કહેવાયા, તે એકલું વીર્ય સાધીને માત્ર બ્રહ્મચર્ય પાળવાથીજ. ડો. મેલવીલ કીઠ કહે છે કેઃ—"છોકરાઓ ! તમારૂં આ વીર્ય, તમારાં આ બીજ તમારાં હાંડકાંને મજ્જા જેવું છે. એ વીર્ય તમારાં ભેજાંનો ખોરાક છે. તમારી એ ધાતુ તમારા સાંધાનું તેલ છે. તમોને શ્વાસનો મિઠાસ એ તમારી ધાતથીજ છે. તમે જો મનુષ્ય હો, તો જ્યાં સુધી તમે પૂરાં ૩૦ વર્ષની ઉમરના થાવ નહીં ત્યાં સૂધી આ ઉત્તમ પદાર્થનું એક ટીપું પણ બગાડશો ના. ૩૦ વર્ષ પછી પણ જો એને વાપરો, તો તે સંતાન પેદા કરવા માટેજ વાપરજો, જેથી ઉત્પન્ન થનારાં બાળકો બેહેસ્તના જેવા આશિર્વાદ પામશે, અને પાછો જન્મ લઇ બેહેસ્તમાં રહેવાને તૈયાર થશે." વ્હાલાઓ ! વીર્ય ગુમાવવાની બદગોઇ જગત્માં વ્હેલી પથરાઈ જાય છે. ઘરનાં કાતરિયાં ઉપર ભરાઇ બેસનારા, સંદાશમાં ઘોંધાઈ રહેનારા, અને એકાંત એકલા ફરનારા છોકરાઓ ઉપર તકેદારી રાખતાં, તેમની આવીજ ઍબની બદગોઇ ફેલાતી તમે અનુભવશો. ચેતો, કોઇના પણ દીકરાઓ ચેતો ! આ તમારી હલકી વાત ઉંઘાડી પડવાની, અને તમારી મુખમુદ્રા ઉપર તેનો છાપ, આપોઆપ તમારા ઉપરનાં બોહતાનનું કારણ થઇ પડવાનો. આરબ લોકોમાં એવા હાથરસી હવસીઓ વિષે સાધારણ રીતે બોલવામાં આવે છે કે;

"વ એન સલમોલ એનસાંન મેન શૂએ નફ્સેહી;
ફ્મેન શૂએ જનેલ મોદઇ લેસ યસલેમો."

છોકરાઓ ! તમે તમારા વિષય હવસ ને નફ્સની છુપી બદીથી સલાંમત રહી શકવાનું કરશો ખરા; પરંતુ તમારા વિષે નબળો કિંવા નઠારો વિચાર લઈ જનારાઓની બદગોઈ કે તોહમતથી તમારાથી સલામત રહી શકાશેજ નહીં. તમારૂં મોઢુંજ ગવાહી પૂરશે. તમારો વાસ મારતો પસીનોજ સાક્ષી પૂરશે. તમારૂં ગંધાતું ને વાસ મારતું મોઢુંજ કહી આપશે, કે તમે ખરાબ ઈલતમાં ફરો છો. જેમ દિવસ ઉગતો પણ છાનો રહેતો નથી, જેમ રાત પડેલી પણ છુપી રહેતી નથી, તેમ સ્ત્રીની પ્રિત અને અનીતિની રીત છુપી રહેતી નથી.

કાંદા અને લસનની વાસ છુપી કેમ રહી શકે? રાગ ગાનારો ગવૈયો છાનો રહે નહીં, અને શરીરમાં શુધ્ધ રોગ છે કે અશુદ્ધ રોગ છે તે પણ છાનો રહેતો નથી. ખરાબ ઇલતના, ગરમીના, વીર્ય સ્ખલિતના, બધા રોગોની છબી બસ આવી આવીને મોઢાં ઉપરજ આવી પડે છે. બેટાઓ! વીર્ય એજ ઘડપણની લાકડી છે. છેકથી છેક વેર તેજ જવાબ દેશે. માટે

पूर्व्वे वयसितत् कुर्य्यात्येन वृद्धः सुखं वसेत् ।
यावज्जीवेन तत् कुर्य्यात् येनामुत्र सुखं वसेत ॥

બાળવયમાં તમારે એવી રીતે શુધ્ધ વર્તન રાખવું, કે ઘડપણની અવસ્થામાં તમે સુખમાં રહી શકો. વળી જીવો ત્યાં સુધી એવું શુધ્ધ આચરણ રાખો, કે મુવા પછી પણ તમે સુખથી રહી શકો. દીકરાઓ! આજે ઘણું થયું, પણ થોડું કરીને જાણજો; હજી તો મ્હારે તમને મગજમાં મારી મારીને વીર સાધવાનો ઇલમ આપવો છે; કેમકે જગત્નાં સઘળાં દુઃખોનું, સઘળા રોગોનું, અને સઘળી આફતોનું એજ કારણ મને તો જણાયું છે, કે વીર્યની રક્ષા કુમળા છોડવાઓ કરતા નથી તેથીજ સંસાર દુઃખ રૂપ થઇ પડયો છે, અને તે વીશે બીજી વખ્તે સમજ પાડી હું તમને નવી નવી વાત કહીશ.

## મ્હારા દીકરાને-ફરમાન ૧૧ મું.

"O happy land of love!
By mortal feet untrod, or eye unseen;
Whene'er I think of thee, this changing life,
Seems like a weary dream."

WESTNESS.

મ્હારા બેટા! બેહેસ્ત કોણે છારવ્યું? સ્વર્ગનો અધિકારી કોણ, અને નર્કનો અધિકારી કોણ ગણાય, એ વિષે આપણે રોજના બોધ વાંચ્યે છિયે, પણ આ જીંદગીમાં સુખ પામી આવતી જીંદગીમાં દુઃખ પામવાનું શાથી થાય છે, તેમજ આ જીવનમાં દુઃખ પામી આયંદેના જીવનમાં શ્રેય થાય એવું શું કર્મ કરવું જોઇએ, અને વળી આ લોક તેમજ પરલોક બન્નેમાં સુખ કિંવા બન્નેમાં દુઃખજ દુઃખ પ્રાપ્ત કરવાના અધિકારી શી રીતે થવાય, તે વીશે માત્ર એક વાર્તિક બોધથી આજનું ફરમાન તને આપું છું. દીકરા! ભોજ રાજાની અનેક વાતો તો તેં સાંભળી હશે. તે રાજા દાનેશ્વરિ હતો. કવિઓનો પોશીંદા હતો.

નવું નવું જ્ઞાન મેળવવામાં તે મોજ માનતો હતો.* એ મે અંતકીનો તો મોટો ખરીદદાર હતો. ઈશ્વર શોધક લેખે તે લાખો લાખ રૂપૈયાની સખાવતો કરતો હતો. દરરોજ તેની દરબારમાં પાદ્દપૂર્તિઓ મૂકાતી. પ્રતિરોજ ગુપ્ત ઉખ્યાણું મૂકવામાં આવતાં, અને ઉખ્યાણા ઉખેડનારને તથા પાદ્દપૂર્તિઓ ઉકેલનારને તે મોટાં ઈનામોથી નવાજી નાખતો હતો.

એક દિવસે તેને સ્વર્ગના અને નર્કના અધિકારીઓની પરિક્ષા કરવાનું મન થવાથી એક બ્રાહ્મણને બોલાવી કહ્યું: “હે મહારાજ! અણુહિલ્લ પાટકપૂરમાં જઈને મ્હારા આ ચાર સવાલોના જવાબ લઈ આવો. ૧—અત્ર છે પરત્ર નથી. એટલે અહિં છે પણ ત્યાં નથી. ૨—પરત્ર છે અત્ર નથી. એટલે ત્યાં છે પણ હ્યાં નથી. ૩—અત્ર છે પરત્ર છે. એટલે અહિંયાં પણ છે ને ત્યાં પણ છે. અને ૪—અત્ર નથી પરત્ર નથી એટલે અહિં પણ નથી ને ત્યાં પણ નથી.” ભોજરાજાને હાથે લખેલા આ ચાર પ્રશ્ન લઈને તે બ્રાહ્મણ અણુહિ-લ્લપૂરમાં ભીમદેવ પાસે આવી ઉપલાં ચાર વચનો મૂકી બોલ્યો: “હે રાજન! આપના નગરમાં મહા મહા વિદ્વાનો ને પંડિતો વસે છે, તો આ પ્રશ્નોના ઉત્તર અપાવો.” ભીમદેવે પેલા બ્રાહ્મણને ઉતારો આપી નગરમાં દાંડી પિટાવી કે; “ભોજરાજાના ચાર પ્રશ્નોના જે કોઈ ખરા ઉત્તર આપશે તેને મોટું ઈનામ મળશે!” જીવ જવાનો સોદો ધારીને કોઈ પણ વિદ્વાન કે પંડિત આગળ આવ્યા નહીં. પરંતુ એક વેશિયાએ આવીને હિંમતથી ભીમરાજાને કહ્યું: “મહારાજ! ભોજની દરબારમાં મને મોકલો તો હું બધા જવાબ બરાબર કરીશ; ખરા ઉત્તર ના આલું તો આ રહ્યું મ્હારૂં માથું!” ભીમે તેણીની માંગણી સ્વીકારી તેને પેલા બ્રાહ્મણની સાથે ભોજની દરબારમાં મોકલી આપી. સાંજ પડતાંમાં, તેણી સોળેશણગાર બની ઠનીને જાણે આકાશમાંથી પરી ઉતરી આવી હોય નહીં શું, તેવા ઠાઠથી ભોજરાજાની દરબારમાં આવી રાજાને મુજરો કરી ઉભી રહી. તેણીની આંખ આગળથી એક એવું ઘરેણું પહેરેલું હતું, કે તેની સોનાની સાંકળીનો છેડો તેણીના કાનમાં ખોસેલો જણાતો. આ વિચિત્ર ભુષણ જોઈ ભોજે આંગળીથી ઈસારતમાં પુછયું કે આ શું? ચતુર ગણિકા ચેતી ગઈ, કે આ પહેલી પરિક્ષા લે છે; જેથી બોલી: “એ તો આંખો અને કાનો માંહોમાંહે વાતો કરે છે મહારાજ! આંખોને કાનો કહે છે કે; અમે તો કાંઈ વર્ષોથી ભોજરાજાની સ્તુતિ સાંભળતા હતા, પણ હે આંખો! તમે આજ સૂધી કમનસીબ હતી, તે જૂઓ! આજ તે ભોજ રાજા!” આવું ઉત્તમ સ્તુતિ વાકય સાંભળીને ભોજે ગણિકાને એક લાખનું ઇનામ આપી પુછયું કે, “તું દરબારમાં શું ઈનસાફ લેવા આવી છે?” ત્યારે તેણી હાથ જોડીને બોલી: “જી હુઝુર! આપના ચાર સવાલના જવાબ આપવા અણુહિલપૂરથી ભીમદેવે

ભેળી છે!" ભોજરાજા ચકિત થઈ ગયો, કે જે પ્રશ્નના ઉત્તર ભલભલા વિદ્વાનો ને પંડિતો આપી શકતા નથી, તે પ્રશ્નોના ઉત્તર આ પાપમાં ડુબેલી, અનીતિનું હાંલ્લું, ને વિષય રસની ખાણુમાંથી કેમ અપાશે! આમ છતાં કહ્યું કે, "બાલ મ્હારા પ્રશ્નના તું શું ઉત્તર કહે છે?" ગણિકાએ આસપાસ દીઠું તો એક નાકે એક તપસ્વી બેઠો હતો, અને બીજે નાકે બેઠેલા એક જુગારી જેને તેણી ઓળખતી હતી, તેને પણુ દીઠો; ત્યારે તેણી એક પછી એક ઉત્તર આપવા લાગી, જેને હું વિસ્તારીને તને સમજાવીશ બેટા તે ગણિકા બોલી કેઃ

પહેલા પ્રશ્નનો ઉત્તર "**હું પોતેજ છું!**" જૂઓ મહારાજ! કાનને ખુશ કરવાને મ્હારે ત્યાં હું પાંચે પહોર ગાનતાન ને રંગરાગ કરૂં છું, તેમ બીજાઓનાં ગાનાં બજાનાં પણુ દરરોજ સાંભળીને હું પુષ્કળ આનંદ મેળવું છું. વળી નાસિકા ઇંદ્રિની તૃપ્તિ સારૂ પુલના હાર નિત મ્હારા ગળામાં ને માથામાં ઘાલી ફરૂં છું. રકમ રકમનાં અત્તરો ને સુગંધી તેલો શરીરે લગાડીને જીવને ખુશ ખુશ કરૂં છું. આંખે ટાઢક પડે એવાં અનેક પ્રકારનાં આભુષણો ને અલંકારો પહેરૂં છું, ને ઉત્તમ રંગબેરંગી વસ્ત્રો પહેરીને મ્હારા જીવને સુખ દેખાડું છું. અને બીજી બધી મજા કરૂ છું. આ રીતે આ પૃથ્વી પર જે જે જાતનાં પ્રભુએ સરજ્યાં છે તે તે સર્વ સુખો હું એકલી ભોગવું છું. પરંતુ એ સર્વ **અત્ર છે, તત્ર નથી.** આ દુન્યામાં આવાં ઘોર પાપોમાં પડીને હું જે જે વૈભવ ભોગવું છું, તેનો નઠારો બદલો પેલી દુન્યાંમાં મને મળવાનો હોવાથી જે સુખો અત્રે છે તે સુખો તત્રે નથી. આવી રીતે વળી બીજું પાપી કોણુ? "હું પાપી છું" એવાં તે કાંઈ લોકો પોતાને બારણે પાટિયાં મારે છે વારૂં?

પગ પછાડે પાની મોડે, કુવા કાંઠે અંબોડો છોડે;
છેડો કાઢી વા ઉરાડે, પતીત તે શું ઢોલ વગાડે?
આગે હીંડે પીછે દેખે, જમને હાથકા કંગન પસારે;
હાથ પસારકે પીઠ દેખાડે; પતીત તે શું ઢોલ વગાડે?

હે રાજન! દગો, અસત્ય વચન, લુટ, ચોરી, મદિરા પાન, વગેરે જે જે અનીતિ બીજાં લોકો માટે દુષણ કહેવાય તે અમારાં તો ભુષણુ ગણાય છે. ગણિકાની જીભે મિઠાસ હોય પરંતુ હૃદયમાં તો પાળી હોય છે. બોલવું નરમ નરમ હોય છે, પરંતુ દિલ તો કઠણ વજ્ર જેવું હોય છે. આવી ગણિકાને સારાં માણુસો તો જોતાંએ નથી, પરંતુ અનીતિમાનો તો ભજે છે. આવી પ્રત્યેક દુર્ગુણોથી ભરેલી જે હું, તે અહિં તો સુખ ભોગવું છું, પણુ નર્કમાં પડીને હું દુઃખજ પામનારી છું."

હે દીકરાજી! મ્હારૂં ખરૂં માનજો, કે જેઓ બીજાઓને દગા ફટકાથી દુઃખ દેવાનાં છટકાં માંડે છે તેઓજ અન્તે ને આખરે તો દુઃખી થાય છે. જે

શૂળી ઉપર બીજાંઓને ચઢાવવાનું છટકું જાલમ હામાને માંડયું હતું, તે ને તેજ શૂળીએ પહેલે પ્રથમ તો તેજ હામાન લટકયો હતો! બાઈબલમાં કહ્યું છે કે: "They that take the sword shall perish with the sword." જે સ્રીઓ બદફૈલીમાં ફરે છે તેઓ આ જગતમાં તો તાત્કાળિક સુખો ભોગવતી જણાશે, પરંતુ આખરનું સુખ, જે બેહેસ્તનું સુખ તે તો પતિવૃતા નારીઓનેજ મળવાનું. તેમને તો અત્ર પણ છે ને તત્ર પણ છે. આપણા ધર્મશાસ્રમાં "ઐવિસુથ્રેમ ગેહ"માં ગાવામાં આવે છે કે:

"નાઈરિકાંમ્ચ અષઓનીમ યઝમઇદે, ફ્રાયો-હુમતામ, ફ્રાયો-હૂખ્તામ, ફ્રાયો-હવરસ્તામ, હુશ-હામ- સાસ્તામ, રતુક્ષથ્રામ, અષઓનીમ, યામ; આર્મઈ-તીમ સ્પેન્તામ, યાઓસ્ચ તે ઘેનાઓ, અહુરમઝદ!" એટલે, પતિવૃતા અને અશો જે સ્રી મન, વાચા, અને કર્મમાં શુધ્ધ રહેલી છે, શિખેલી ભણેલી છે, પોતાના પતિ પ્રત્યે પતિવૃતા ને તાબેદાર રહે છે, સત્ય વચન આચરનારી છે, જેણી સપંદારમદ અમશાસ્પંદના જેવી છે, તથા સ્રી ફરેસ્તાઓના જેવી સુંદર શિકલની ફરેસ્તાઇ ખસ્લતની છે, તેવી સ્રીની, હે પરમેશ્વર! અમે જયાં ત્યાં સ્તુતિજ ગાઇએ છિયે. ત્યારે કહો દીકરા, કે પેલી ગણિકાને તો અત્ર છે પણ તત્ર નથી; ને પાકજાદ ઓરતને તો અત્ર પણ છે ને તત્ર પણ છે. બાઝંદી બાઈઓનું તો પૂર્વેની પુન્યાઈ પહોંચશે ત્યાં સૂધીજ બધું ખોટે ખોટું છતાં ખરાં રૂપે નિભશે, પરંતુ મરણ પછી તેઓ નર્કનીજ અધિકારી થશે. આ ઉપર શાયર ફીરદુશીનું વચન એવું છે દીકરા, કે

"હરાં ચીઝ કે આં બહરએ તન બુવદ;<br>
રવાંનશ પસ અઝ મર્ગ દુશમન બુવદ.<br>
અઝીં હરદુ ચીઝી ન દારદ દરીગ;<br>
કે બેહેરે નેઆમસ્ત યા બેહેરે તીગ."

બધી વસ્તુઓ વડે મનુષ્યના આ માટીના દેહને પુષ્ટિ મળે ખરી, પરંતુ જો તેના આત્માનું ક્ષેમ ન થાય તો તે આત્મા તે મનુષ્યના મૃત્યુ પાછળ શ્રાપો દેતો રહે છે. કઇ વસ્તુથી આત્માની ઉન્નતિ અને આત્માના પ્રગટીકરણમાં વૃદ્ધિ થાય છે, અને કઈ વાતે આત્મા અશાન્ત પડે છે, એ બાબતોની પેલા પોષાઇને માતેલા તાતેલા દેહવાળાને સમજ રહેતી નથી. માટે બાજંદાપણું દોજ-ખમાંજ લઈ જાય છે, એમ સમજીને અત્ર તેમ તત્ર બન્ને ઠેકાણે તમારૂં કલ્યાણ ઈચ્છવા સારૂ તમે નીતિમાન રહેજો બેટા. ઓરતોને પતિવૃતાપણુ અને મરદોને બ્રહ્મચર્ય એ અવશ્ય બેહેશ્ત તરફજ લેઇ જાય છે, એ નક્કી માનજો.

પછી પેલી ગણિકા ભોજરાજાના બીજા પ્રશ્નનો ઉત્તર દેતાં પેલા પેલે નાકે બેઠેલા તપસ્વી તરફ આંગળી બતાવી બોલી: "હે મહારાજ!

આપના બીજા સવાલનો જવાબ આ **તપસ્વી છે!** તપ જપ કરતાં એ બાપડાએ આ સંસારમાં તો બહુ ભુખ તરસ વેઠી છે, પોતાના શરીર ઉપર બહુ બહુ કષ્ટો ભોગવ્યાં છે, મોજમજા ને ગમ્મત કેવી થાય છે તેનો તો એ બાપડાને સ્વપ્નો પણ નથી આવતો. બચ્ચાં છોકરાંની મજાહ લેવાનું કે સુંદર અબળાઓની મોહિનીમાં મોજો મેળવવાનું તો એ કાંઇએ જાણતો નથી. સુખો ને વૈભવો તે કેવાં થતાં હશે તેનું એ બિચારાને ભાને હોતું નથી. પરંતુ ઘણાં કઠણ તપના પ્રભાવથી તથા કોઈ પણ પ્રકારનાં અશુભ કર્મો બળી ગયલાં હોવાથી એને તો મુવા પછી સ્વર્ગનું ઉંચામાં ઉંચું સુખ મળવાનું છે. એ તો પોતાની મહા પ્યારી પરમાત્માની જે ગોદ તેમાં સર્વદા શ્રેય પામવાનો છે. એટલા માટે એને **અત્ર નથી પણ તત્ર છે.**

વ્હાલા દીકરા! જેને ઇશ્વરનું લક્ષ લાગ્યું છે તેને અહિંનાં સુખો—તકલીદી ને તાત્કાળિક થોડા વખતનાં સુખો—સાથે શું કામ છે? તેને તો ત્યાંનાં મબલગ સુખોનીજ મજાહ ભોગવવાની બાકી રહે છે. માટે તમે પણ નિત ઉઠીને એજ પ્રાર્થના કરજો કે: "હે પ્રભો! કૃપા કરી, સર્વ કામનાનો, વિષય વાસનાનો, અને હવસી વાંચ્છાઓનો લય કરી, નિર્વિઘ્ને ત્હારાં રૂપમાં તું મને ખેંચી લઇ નિર્ભય કર!

ન ગુઈમય ખુદાયા! ઝરમ બખશો સીમ;
ગુનાહમ બે બખશા! કે હસ્તમ અસીમ.

હે પ્રભો! હું એવું નથી માંગતો, કે તું મ્હારા ઉપર સોનારૂપાંની રેલછેલ કરી નાખીને મ્હારી બોલબોલા કર! હું તો માત્ર એટલુંજ માગું છું, કે બસ મ્હારો ગુનાહ માફ કર, કેમકે હું તો પાપીજ ઠરી ચુકયો છું! હું સોનું લુટીને પાઇ પૈસાની ખેરાત કરનારો મ્હારાં જીગરને કેમ કરીને શાન્ત પાડું! I steal a goose, and give the giblets in alms!" હે મ્હારા કહેણુસરના બેટા! તને અત્ર સુખ નહીં મળે પણ તત્ર બેહેસ્તનું સુખ મળે એ ઇચ્છાથી તું સર્વદા રામ નામ યાદ કરતો રહેજે. અહુરમઝદની આરાધના કર્યો જાજે. હરિ નામનો મહિમા મોટો છે. હિંદુસ્થાનમાં માવત લોકો મસ્ત થએલા હાથીને "હરી-હરી!" કહીને શાન્ત પાડે છે. આરબ લોકો પોતાનાં છેડાયલાં ઉંટોને "હરે-હરે!" એવો સાદ મારે છે તો ઉંટો પણ શાન્ત પડે છે. ફ્રેન્ચ લોકો પોતાના શિકારી કુતરાઓને "હરે-હરે!" કરીને બોલાવે છે ત્યારે તેઓ પોતાનો જુસ્સો દબાવી દઇને તાબે આવે છે. જર્મન લોકો પોતાના તોફાન ઉપર ચઢેલા ઘોડાઓને "હરી-હર્ષ!"ના અવાજો કરીને હારમાં લાવે છે. અને આયર્લંડમાં તો પોતાનાં ઢોરઢાંકને "હરિષ-હરિષ!" કરીને બોલાવવામાં આવે છે. આ હરિ નામનો કેવડો મહિમા છે! એક યા બીજે રૂપે,

સ્વધર્મી કે પરધર્મી, સૌ હરિ નામનોજ ઉચ્ચાર કરી રહ્યાં છે, તો હે મ્હારા ડાહ્યા દીકરા ! તમે પણ ચાલતાં હાલતાં ગમે તો અહુરમઝદ કે યઝદાં, રામ કે હરિ ગમે તે નામે તે માલેકનીજ હરદમ યાદ કરતા રહેશો તો પેલા તપસ્વીની પેઠે કદાચ અત્ર નહીં તો તત્ર તો તમને અખંડ સુખ મળશેજ. આપણુ જરથોશ્તીઓના ધર્મશાસ્ત્ર "મેહેર યશ્ત"માં પરમાત્માએ પેગંબર જરથોશ્ત સાહેબને કહ્યું છે કે:

"ઉશ્ત અહ્માઇ નઈરે મઈન્યાઇ, ઉઇતિ અ્ઓત અહુરો મઝદાઓ,
આઇ અષાઉમ ઝરથુશ્ત્ર; યહમાઈ ઝઓત અષવ અંઘહેઉશ
દહમો તનુ માથ્રો !"

જે મનુષ્ય પવિત્ર, ઘણો નીતિમાન, ધર્મથી બીહને પોતાની ઇંદ્રિયોને કાબુમાં રાખનારો, ધર્મના ફરમાન પ્રમાણે ક્રિયાકાંડ કરનારો, એવા શખ્સની આબાદી થાય એવું, ઓ જરથોશ્ત ! હું સર્વદા ઇચ્છું છું. વળી કહ્યું છે કે:

"સાદ્રેમ અહમાઈ નઈરે મઈન્યાઇ, ઉઈતિ અ્ઓત્ અહુરો મઝદાઓ, આઈઅષાઉમ ઝરથુસ્ત્ર, યહમાઇ ઝઓત અનષવ અદહમો અતનુ માથ્રો." (મેહેર યશ્ત) હે જરથોસ્ત ! જે શખ્સ દીન ધર્મની ક્રિયા કરનારો, જેટલી જોઈએ એટલી બરસમ પાંથરનારો, અને લાંબી ઇજશ્ને કરનારો હોવા છતાં જો તે ક્રિયા કરનારો અશોઈ, પવિત્રાઇ, ને યકીનદારી વગરનો તેમજ અનીતિમાન હોઈ, દીનના હુકમ પ્રમાણે, પોતાની ઈંદ્રિયોને કાબુમાં રાખનારો ના હોય તો તેવા શખ્સને આ જેહાનમાં તેમજ પેલી જેહાનમાં સંકટ, દુ:ખ, અને વિપત્તિઓ વેઠવી પડે છે તેનો હું વિચાર કર્યા કરૂં છું. અર્થાત, આવા અધર્મી ને અનીતિમાન ધર્મગુરૂઓને પણ **અત્ર નથી તેમ તત્ર પણ સુખ નથી.** ઇંદ્રિયોને વશ ન રાખવી એ આપત્તિનોજ માર્ગ છે, અને ઈંદ્રિયોને વશ રાખવી એ સંપત્તિનો માર્ગ છે.

વળી પાછી પેલી ગણિકા ભોજ રાજાના ત્રીજા પ્રશ્નનો ઉત્તર દેતાં ભોજ તરફ આંગળી બતાવીને બોલી: "હે મહારાજ! આપના ત્રીજા સવાલનો જવાબ આપ પોતેજ છો! કેમકે અત્ર પણ આપને અરાઢ લાખ એકસો ને એંસી માલવો છે, ૧૪૭૭ મસ્ત હાથીઓ સ્થાનમાં ઝુલે છે, ૧૦ લાખ તેજસ્વિ ઘોડા અશ્વસ્થાનમાં બંધાયલા છે, ૭૦૦ સુંદર રાણીઓથી આપનું અંત:પૂર મ્હાલી રહ્યું છે, અને દરબારમાં મહાન ૯ રત્ન રાજદ્વારિઓ સઘળી વ્યવસ્થા રાખે છે, એટલે આપને **અત્ર તો સુખ છેજ, પરંતુ તત્ર પણ સુખજ છે.** કેમકે આપ નિરંતર લાખો રૂપૈયાનું દાન કરો છો, પ્રજાનું પાલણ કરો છો, જેથી આપે પુન્યનો ભંડાર ભર્યો છે. મહારાજ! દાન અનેક પ્રકારનાં છે. અભયદાન, સુપાત્રદાન, અનુકંપા, કિંચિત કીર્તિદાન, કન્યાદાન.

ગૌદાન, વસ્ત્રદાન, જ્ઞાનદાન, અન્નદાન ઇત્યાદિ ઘણાં છે, પરંતુ પાત્રદાન એટલે દાન જેને ઘટે તેવું આપવાથીજ દાનનો અર્થ સરે. કુપાત્રને દાન આપવાથી દાનનો અર્થ ના સરે. કુપાત્રને દાન આપવાથી પુણ્યને બદલે પાપ થાય છે. ખોળ પણ ગાયોનામાં દુધ થઈ જાય છે. દુધ પણ સર્પના મોંમાં તો વિષ થઇ જાય છે. માટે પાત્ર અપાત્ર જોઇને દાન કરવું એજ ઉત્તમ દાન છે. પ્રદત્ત અને પ્રભુકત એ બે વચ્ચે મહા ભેદ છે. પ્રદત્ત છે તે અનંત કલ્યાણ કરે છે, ને પ્રભુકત છે તે તો માત્ર વિષ્ટાજ છે. દાન ધર્મ તો માનવોને દાનવોની ઇંદ્ર પદ્વીએ પહોંચાડે એવું બળવાન છે. એવાં પાત્ર દાન પણ આપ કરો છો માટે આપને તો **અત્ર પણ છે, ને તત્ર પણ છે.**"

બાપને વ્હાલા પુત્ર! રાજ્યને અંતે તો નર્ક કહેલુ છે. કેમકે રાજાઓ હંમેશાં રૈયતને લુંટીને વૈભવો ઉડાવે છે, અનીતિમાં પોતાનું તન મન ને ધન અર્પે છે. જેટલાં પણ ભલાં કામો એક માણસ કરવા ધારે તો તે એક રાજા કરી શકે, તેમ જેટલાં પણ પાપો કરવા ધારે તો તે એક રાજાજ કરી શકે. અષ્ટલક્ષી પુસ્તકમાં राजानो नडते शौक्यं। એમ કહેલું છે. એટલા ત્રણ શબ્દના એક વાકય ઉપરથી આઠ લાખ શ્લોકનું એક અષ્ટલક્ષી પુસ્તક બનેલું કહે છે. તેમાં માત્ર એ **એક**જ વાકયના જુદા જુદા આઠ લાખ અર્થ કરીને રાજા વિષે સમજુત કરેલી છે! રાજાને શોક નડતો નથી, એવો તેનો અર્થ થવાથી રાજાઓ નિરંકુશપણે લાખો લાખ પાપો કેમ કરી શકે છે, તે આ ઠેકાણે કહી શકાય એવું નથીજ. આમ છતાં **નોશીરવાન** અદલ, **વિક્રમ, ભોજ, અકબર, રામ** આદિ ઘણા રાજાઓ થઇ ગયા છે, જેમણે દાન ધર્મ કરીને આ લોક અને પરલોકના સુખનું સાધન કર્યું છે, માટે એવા પરદુઃખભંજની રાજાઓને તો **અત્ર પણ છે ને તત્ર પણ છે. નોર્વે, સ્વિડન,** અને **ડેન્માર્ક**ના રાજા **ક્રિશ્ચિયન** બીજાના લક્ષણો, રાજાને અંતે તો નર્ક છે, એ વાકયનું ભાન કરાવે એવાં હતાં. તે શું નહીં કરી બેસે એ કોઈથી કહેવાતું ને'તું. ક્રોધી પણ એટલો બધો, કે બોલ બોલતાં માણસોના પ્રાણ લેવાનાજ હુકમો છોડતો. એકવાર પોતાનો જીવ શીકે મૂકી આવેલા મર્દે તેને ચટકો લગાડીને કહ્યું: "હે દુર્ગુણી રાજા! ભલાઈ કર ભલાઈ! મારવો હોય તો માર મને, લે આ ખંજર! પરંતુ તું જ્યારે ત્હારી પોતાની ઉપર સત્તા ચલાવી શકતો નથી, ને ક્રોધને સમાવી શકતો નથી, તો લાખો લોકો ઉપર તું હાકમી કેમ કરી શકે?" આ ચટકાથી રાજાની શુધ્ધ ઠેકાણે આવી, ને તે એટલો તો શાન્ત અને ધર્મી રાજા પાછલા વખતમાં થઈ ગયો, કે તેણે પણ અત્ર તેમજ તત્ર શ્રેય સાધ્યું. શાહનામામાં પાદશાહ અને વઝીરની ગોફતેગોનો એક દાખલો આપતાં **ફીરદુશી** કહે છે કે:

બદ ગુફ્ત કે અંદર જેહાં મુસ્તમંદ;
કુદામસ્ત બદ રૂઝો ના સુદ મંદ.
ચુનીન દાદ પાસુખ કે દર્વીશે ઝીરત;
કે નેહ કામ યાબદ ન ખુર્રમ બહીશ્ત.

બાદશાહે વઝીરને પુછયું કે, "જગત્માં હાજતમંદ, મ્હારા બરગસ્તે દહાડાનો, અને નબળામાં નબળો મનુષ્ય કીયો છે?" ત્યારે વઝીરે ઉત્તર દીધો કે: "ભુંડાં કર્મો કરનારો ભિખારી, જે અત્રે પણ પોતાની ઈચ્છા પાર પાડતો નથી, તેમ તત્ર પણ આનંદમય સ્વર્ગ તે મેળવતો નથી."

પાછી પેલી ગુણિકા ભોજના ચોથા પ્રશ્નનું ઉત્તર આપતાં પેલે નાકે બેઠેલા જુગારી તરફ આંગળી બતાવીને બોલી: "હે રાજન! અત્ર પણ નથી ને તત્ર પણ નથી, તે આ જુગારી છે! જુગારીનાં લક્ષણને લીધે અત્રે તો એ છાકટ, રંડીબાજ, ચોર અને વ્યસની રહે છે. પણ એના પાપોને લીધે તે જેહાંનમાં પણ એને દુઃખ શિવાય બીજું મળતું નથી. ધૂર્તના વ્યસનવાળાને ન રાતે ઉંઘ, ન દિસે ભુખ, હાય હાય કરતો માર્યો માર્યો ફરે છે. પાપ કર્મમાં નિરંતર મચ્યો પચ્યો રહે છે. જીવતે પણ દુઃખી અને મુવે પણ નર્કનો અધિકારી. એને આ લોકમાં કિંવા પરલોકમાં સુખની બીલકુલ આશા નથી. યોગ્ય સમયે ન થાય ભોજન, ન થાય દેવાર્ચન, ન આવે નિંદ્રા, ન સ્નાન કે દાન, એવી જુગારીની સર્વદા દશા છે, માટે એને **અત્ર પણ નથી તેમ તત્ર પણ નથી** મહારાજ!"

મ્હારા બેટા! દુર્યોધનની દરબારમાં દ્રૌપદી સતી જેવીના ચીર, પોતાના પતિઓ યુધિષ્ટિર અને અર્જુનની સમક્ષ, ખેંચાયાં; પાંચે પાંડવોનું રાજ્ય છિનવી લેવામાં આવ્યું; વનવાસ ભોગવવો પડયો; તેનું મૂળ એજ હતું કે, યુધિષ્ટિર ધુર્ત એટલે જૂવો કહેતાં જુગારમાં હારી ગયા હતા. નળ રાજાને જુગારની મોકાણમાંજ દમયંતીનો વિયોગ વેઠી વનોમાં રવડવું પડયું હતું. જુગારે આવા મહાન રાજાઓની પાયમાલી કરી તો સાધારણ મનુષ્યોનું સત્યાનાશ કેમ ના થાય? થાયજ. નળ રાજા પોતાના ભાઇ પુષ્કર જોડે જુગાર રમતાં પોતાનું રાજપાટ પણ હારી ગયા હતા. યુધિષ્ટિર ધર્મરાજા પણ કૌરવો જોડે ધુર્ત રમ્યા ને રાજપાટ ખોયું. હાર્યો જુગારી બમણું રમે છે. યુધિષ્ટિરે પોતાના ન્હાના ભાઈઓ સહદેવ ને નકુળને પણ જુગારમાં ગુમાવ્યાથી સામા પક્ષના શકુનિએ ધર્મરાજાને મ્હેણું માર્યું કે, "સાવકા ભાઇઓને જુગારમાં ગુમાવ્યા એ લજ્જા જેવું છે, તમારા સગા ભાઇઓને કેમ જુગારની મૂઠમાં પકડી રાખ્યા છે?" આ મ્હેણાથી બીજે દાવે યુધિષ્ટિરે અર્જુન, ભીમ, એમને તો જુગારમાં મૂકયા તો મૂકયા, પણ છેવટે પોતાની જાતને પણ જુગારમાં મુકીને હારી

ગયા ! એટલુંજ નહીં; પણ પટરાણી દ્રૌપદીને પણ આખરે હારી ગયા, ને ત્યારથી પાંડવોની પનોતી બેઠી. આ રીતે જુગારનાં વ્યસનની ખરાબી વર્ણવી શકાય એવી નથી. ફીરદુશી તુસી કહી ગયા છે કે :

અઝાં બુગઝરી ઓફ્લે આંરા શેનાસ;
કે અઝ પાક યઝદાં ન દારદ હેરાસ.
દેરીગ આયદશ બેહરએ તન ઝીતન;
શવદ ઝાર ઝૂહા, બે બંદદ દેહન.
હમ અઝ બેહરે જાનશ કે દાનેશ બુવદ;
ન દાનદ ન અઝ દાનેશી બેશ્નવદ.

હે સાહેબ ! સર્વથી નીચો તો તેનેજ ગણવો, કે જે પરમેશ્વરથી પણ બિહતો નથી. તે નીચ પોતાના ખુદના આત્માને પણ સુખ દેખાડતો નથી. તે પોતાની જિજ્ઞાસાને પણ તૃપ્ત કરી શકતો નથી. તે પોતાનું શુભ કે કલ્યાણ શેમાં છે તે પોતે તો જાણતોજ નથી, પરંતુ કોઈ સો શિખામણ આપે તો તેમાંની એક પણ તે ખાતરમાં લાવતો નથી.

પછી પેલી ગણિકાએ ભોજરાજાને મુજરો કીધો, અને રાજાએ પોતાના ચારેવ પ્રશ્નાના ઉત્તર બરાબર બંધબેસ્તા, એક ગણિકાએ આપવાથી પ્રસન્ન થઇ, લાખોનું ઇનામ આપવા માંડયું; ત્યારે તેણી બોલીઃ—" બંદે નવાજ ! મને પૈસાનો કાંઈ ટોટો નથી. મારી પાસે ગજા ઉપરાંત દ્રવ્ય છે. હું સર્વ દાન-ધર્મમાં આપીને કૃતાર્થ થવા ધારૂં છું. મને માત્ર ત્હારાં પુન્યાઈનો એક લાખમો હિસ્સો ઇનામમાં આપે તો બસ છે ! સખાવત, ખેરાત, અને દાનધર્મનાં સદાવ્રતથી ત્હારો તો શું પણ એક ગરીબમાં ગરીબનો ખજાનો પણ ખુટી જવાનો નથી. ઉલટો જેમ જેમ તું ખેરાતમાં ખર્ચશે તેમ તેમ ત્હારો ખજાનો વધશે. માટે મને એટલી પુન્યાઇની ખેરાત તું કરીશ તો તે ઇનામના બદલામાં તને અક્કલની એક બીજી વાર્તા કહીશ." રાજાએ પ્રસન્ન થઇ પવિત્ર મુખે વચન આપ્યું, ને પેલી વાર્તા સંભળાવવા ફરમાવ્યું. ગણકા બોલીઃ—હે રાજા ! અલ્લારખા નામે એક નિમાજી હતો. તે પાંચ વખત અલ્લાતાલાની દ્રઢ ભાવનાથી નિમાજ કર્યો જતો હતો. ઘણાં વર્ષ સૂધી ચાલુ નિમાજ કરવા છતાં તેને ખાવાને માત્ર અરધી રોટી મળતી. પેટે પૂરતું ખાવાનું તેને નહીં મળતું હોવાથી, હવેથી તેણે નિમાજ કરી રહ્યા બાદ પરમાત્માને અરજ કરવા માંડી કે; " હે માલિક ! હું ત્હારો નિમાજી ત્હારા ઉપરજ બેઠેલો બંદો, પેટ પૂરતું ખાવાનું મેળવતો નથી, હર રોજ અરધી રોટી ઉપરજ નિભાવ થાય છે, અને આ બજારૂ લોકો લપ્પન છપ્પન કરી પેટ ભરે છે તેમને ત્રણ વેર ખાવાનું તું પહોંચાડે છે, તો ત્હારા ન્યાયને આ કાંઇ જેવો તેવો કલંક લાગે છે વારૂ ?

હું તો **અરધી** રોટી ઉપર પણ શુકરગુજારી કરૂં છું, મગર ત્હારા અદલ ઇનસાફને લાંછન લાગે છે, માટે આયંદે મ્હને **આખી** રોટી આપતી કર !" દર રોજ આમ માગવા લાગ્યાથી, એક દિવસે તે રસ્તેથી ઝીબ્રાયલ ફરેસ્તાએ પસાર થતાં તેની કાકલુદી સાંભળી, એટલે પરવરદેગારની દરબારમાં જઈ અરજ ગુજારી કે; "બંદે નવાજ ! આપ ગરીબપરવર છો, અમુક તમુક ગરીબ નિમાજીને **આખી** રોટી કાં આપતા નથી ?" અલ્લાતાલાએ કહ્યું:—"હે ઝીબ્રાયલ! એમાં તું નહીં સમજે. એ અલ્લારખાની જીંદગી બહુજ લાંબી છે, અને એને માટેના ખોરાકનાં સાધનો મેં બહુજ ઓછાં નિર્માણ કરેલાં છે. જો આખી રોટી ખાય એટલું સઘળું દ્રવ્ય એને આપીશ તો એ બધું ખાઇ ફેડશે, ને પાછલે દહાડે ભૂખે મરશે ! ફરીથી જાય ત્યારે, એને તું પૂછજે કે, ત્હારે માટે નિર્માણ થએલું સઘળું સાધન એક્કી વખ્તે તને જોઇએ છે ?" ઝીબ્રાયલ આ હકીકત જાણીને પેલા નિમાજી આગળ આવી પૂછવા લાગ્યો. નિમાજી કહે; "અલ્લાતાલાને જઇને કહો, કે મ્હારી જીંદગી લાંબી છે તેની ચિંતા નહીં, જે આપવું હોય તે સઘળું એક્કી વેળાએજ આપી દ્યો !" ઝીબ્રાયલે પરમાત્મા પાસે જઇ આ વાત કરી. એટલે પરમાત્માએ ૩ થેલા ભરેલી અશરફી અલ્લારખાના ઘરમાં ખડી કરી દીધી. અલ્લારખા ખુશ થતો થતો તમામ ગરીબ ગુરબાંને અન્નદાન આપવા લાગ્યો, અને એક મોટું સદાવ્રત ખુલ્લું મૂકયું. દિન પર દિન હજારો યતીમો ને નાવારસ અનાથો આ સદાવ્રતું લેવાને અલ્લારખાને ઘેર ભેગા થતા, ને તે સર્વને તે અનાજ વહેંચી આપતો. બહુ દિવસે ઝીબ્રાયલ આ નિમાજીની ચર્યા નિહાળવાને આવી જૂએ છે, તો નિમાજીના ઘરમાં તો દરરોજ થેલા ભરી ભરીને અશરફી આવતી જોઇ, અને મોટા રાજાનું અન્નછત્ર ખુલ્યું હોય નહીં શું, એવી લોકોની ભિડાભિડ થતી જોઇ. ફરેસ્તો વિચારવા લાગ્યો; કે અલ્લાતાળાના કહ્યા પ્રમાણે તો આ નિમાજી થોડા વખતમાં ભૂખે મરવો જોઇએ તેને બદલે એને ત્યાં તો વૈભવ ચાલુ થયો છે! આથી પરવરદેગારની દરઘામાં જઇ ક્રોધ કરીને તે બોલવા લાગ્યો કે; "માલિક ! આપે મ્હને ખોટું સમજાવ્યું. પેલો નિમાજી તો ખૂબ આનંદમાં વિલાસ વૈભવ કરી રહ્યો છે. પોતે તો ભૂખો મરતો નથી, પણ ઉલટો હજારો ભૂખ્યાંની ભૂખ ભાંગે છે. એનો ભેદ શો છે બંદેનિવાજ?" પરમાત્મા કહે; "ફીરેસ્તા ! તું ભોલો ભટાક છે, ને પેલો નિવાજી બડો પાકો, ઠાવકો, ને ઉસ્તાદ છે. તું જા તલાસ કર, આટલો બધો વૈભવ બહારથી દેખાડે છે ખરો, પણ **એ તો હજી અરધીજ રોટી ખાય છે !** અરધી રોટી ઉપરાંતનું હું દરરોજ જેટલું વધારે તેને પહોંચાડું છું, તે તો સર્વ ગરીબ અનાથોમાંજ વહેંચી દે છે, અને મ્હારી પણ મહેનત એણેજ ઉપાડી લીધી છે. આ હજારો ગરીબોને છુટું છુટું મ્હારે દરરોજ પહોંચાડવું

પડતું હતું, તે હવે હું એકજ ઠેકાણે પહોંચાડું છું. એ નિમાજી વધારાની મ્હારી બક્ષેશમાંથી એક કોડી પણ વાપરતો નથી, એટલે એના લાંબા આયુષ પણ કાયમ વહેવાના, ને એની અરધી રોટી પણ ચાલુજ રહેવાની. ખેરાત કરનારને ત્યાં ખુટ પડેજ નહીં. જેમ જેમ દાનધર્મ કરે તેમ તેમ હું તેને ખાલી હાથનો રાખતો નથી, પણ વ-તું ને વ-તુંજ પહોંચાડું છું!" ઝીબ્રાયલે આવીને બારીક તપાસ કરી તો બરાબર એજ પ્રમાણે પેલો પાકો નિમાજી કરતો હતો. આ ઉપરથી હે રાજા! તું ધડો લેજે, કે જે બીજાને ખવાડીને ખાતો હશે તેને ત્યાં ખુટ નહીંજ પડશે. મ્હારા દીકરા! આ વાર્તા ઉપરથી તું અનેક પ્રકારના બોધ લઈ લે. તું અડધી રોટી ખાજે, ગરીબોને આખી ખવાડજે, અને પેલા નિમાજીની પેઠે લાંબી જીંદગી ભોગવજે!

## મ્હારા દીકરાને-ફરમાન ૧૨મું.



"Thrift of time will repay you in afterlife with a usury of profit beyond your most sanguine dreams; while the waste of it will make you dwindle alike in intellectual and moral stature, beyond your darkest reckonings."

W. E. GLADSTONE.

મ્હારા દીકરા! વખતનો સદ્ ઉપયોગ, ખંતીલી મહેનતમાં વાપરેલો વખત, ખોટી શ્રદ્ધાથી પણ એક ઇશ્વરનું ધ્યાન, કોઈ પરમેશ્વર નહીં જડતો હોય તો કલ્પનાથી પણ ઉભો કરેલો ત્હારો ઇશ્વર, દરેક વાતમાં ઉંડા ઉતરીને કરવી જોઈતી તપાસ, અને સ્વચ્છ કીર્તિ એટલું તને ત્હારી સંસારની શાળામાં મોનીટર થવાને યોગ્ય બનાવશે. સંસારની શાળામાં તો જેમની કીર્તિ પૃથ્વી ઉપર જ્યાં સૂધી રહે છે ત્યાં સૂધી તે સ્વર્ગમાં રહે છે, પણ કીર્તિ નાશ થયા પછી પૃથ્વી ઉપર પાછા જન્મે છે. સ્તુતિ કિંવા શાબાશી અને કીર્તિના શબ્દો જૂદા જૂદા મનના માણુસો પર જૂદી જૂદી અસર કરે છે. ડાહ્યા અને સમજુ માણુસને તે નંનાના કરે છે, મગરૂર મૂર્ખ અને ટચાક માણુસનું તો મગજ ફેરવી નાખીને ગાફેલ ને અવિચારી બનાવે છે. જેટલાં વર્ષ સર જમશેદજીનું કે શેઠ જમશેદજી ટાટાનું નામ જગત્માં યાદગાર રહેશે, એટલાં વરસની તેમની આ દુનિયાની જીંદગી ગણાશે. જરથોસ્ત પેગંબર કે નબી મહમદની યાદ જ્યાં સૂધી ચાલુ રહેશે; નોશીરવાન આદલની કે અકબર બાદશાહની યાદ

જ્યાં લગી રહેશે; ત્યાં લગી તેઓ જીવતાજ છે એમ સમજી લેવું. માટે

અગર યાદગારી કુની દર જેહાન;
કે નામત બુઝોર્ગી ન ગર્દદ નેહાન.

એ દીકરા, જો આ જગતમાં તું ત્હારી કીર્તિ કે યાદગીરી રાખી જશે તો ત્હારાં નામની આગળથી મોટાઇ કદિ પણ દૂર થશેજ નહીં. દીકરા! આ લોકમાં અપકીર્તિ એજ નરક ગણાય છે; તે સિવાય બીજું પરલોકમાં નરક નથી. મનુષ્યના દેહ શિવાય કાગડા, કુતરાનો દેહ તેજ નરક ગણાય છે. પ્રાણી જેવાં પણ પોતાની કીર્તિથી જીવે છે, તો તું મનુષ્યને તો કીર્તિ વિના જીવવું ફોકટ છે. રૂસ્તમ પહેલવાનના રખશ નામના ઘોડા, ને મહમદ પેગંબરના ઉંટ અને ઘોડાના નામ પણ હજી કોઇ ભુલી ગયું નથી. પુરૂષે પોતાનું નામ પ્રખ્યાત કરવાને દરેક ભલી કોશીશ કરવી સજાવાર છે બેટા. ડૉ૦ જૉનસને પોતાનું નામ જ્યાં સુધી ચારે બાજુએ પ્રખ્યાત ન થયું ત્યાં સુધી કોઈ પણ ગ્રંથપર પોતાનું નામ નાંખ્યું નહોતું. દીકરા! આજ કાલ ઘણાક લોક જનસેવા કરી કીર્તિ ખાટી જવાનું એટલા માટે પસંદ કરે છે, કે તેના મરણ પછી છાપામાં તેની જીંદગીનો હેવાલ છપાય ત્યારે એવા લેખો લખાય, કે "મરનાર ધમપછાડ ફંડ"ના સેક્રેટરી હતા; "મરનાર મ્યુનિશિપાલીટીની સબ કમિટી"ના સભાસદ હતા; "મરનાર ભડકા ફંડ"ના ટ્રસ્ટી પણ હતા; વિગેરે વિગેરે. દીકરા! એ કાંઇ ખરી કીર્તિ નથી. એ તો શ્રાવણનાં સુરસુરિયાં જેવો ઘડી ભરનો તમાસો છે. એ કાંઈ અખંડ કીર્તિ ના કહેવાય. એ તો નહીં ઝાડ ત્યાં એરંડો રૂખ બને છે.

ચાલુ ધાંધળિયા અને નિરંતર વ્યવસાયના જમાનામાં લોકો કીર્તિ અને યશની ખરી કિંમત બરાબર સમજતા હોય એમ જણાતું નથી; તેમ આત્મનિરીક્ષણની પાછળ થોડો ઘણોએ કાળ ગુમાવવાની તેમને બીલકુલ જરૂર જણાતી નથી. પીચ ફળને પુગ ચઢે છે ત્યારે તેની સઘળી સુંદરતા નાશ પામે છે, તેમજ ખોટું ડોળ ઘાલીને કીર્તિવંતમાં ખપવાના ઢોંગ કરનારાની ખરી ખુબી પણ લુંટાઇ જાય છે. શીતળા કરતાં ઢોંગ એજ તેના ચહેરાનો વધારે મોટો વેરી છે. "વરસોની મુદતની જેહમતથી રચેલી સંગીન ઉત્તમ ખસલત, તમામ જીંદગીના ભવનો ભોગ આપી પાર પાડેલું શ્રેષ્ટ કામ, કે જે કામ ફતેહમંદીથી વિખ્યાતિમાં આવે તે અગાઉ તેનો સ્થાપનાર તો નજર આગળથી ગુમ પણ થઇ ગયેલો હોય છે. એકાદ અતિ ઉત્તમ અને ચઢતા પ્રકારની નેમ બર લાવવા માટેનો દ્રઢ નિશ્ચય—કે જેવી નેમ તરફ સાધારણ લોક બીલકુલ ખેંચાતા નથી, અને જેવી નેમ કાંઈ એકાદ ભવમાં પરિપૂર્ણ થતી નથી—આવી ઉમદા બાબતો તરફ તો લોકો લગાર ટેક ભર્યો તિરસ્કાર બતાવી અને શકસુબેહનો

મોઢાં ઉપર ઘુમટો તાણી પતાવી દે છે, અર્થાત, એવી ઉંડાણ અને શ્રેષ્ટ બાબ-
તોની પેરવી કરવાની આળસાઈ કરે છે." માટે હે દીકરા ! દરેક વાતની તેહકીક
ઉંડા ઉતરીને તપાસ કરી સાબીત કરવાની ટેવ જરૂર રાખજે.

તા નીક ન દાની કે સુખુન એન સવાબસ્ત;
બાયદ કે બ ગુફ્તન દેહન અઝ હમ ન ગુશાઈ.
ગર રાસ્ત શુખન ગુઇ ઓ દર બંદ બેમાની;
બેહ ઝાંકે દરૂગત દેહદ અઝ બંદ રેહાઈ. (સાદી)

જ્યાં સૂધી તું એક વાતને સહી અને પાકી ચોકકસ જાણે નહીં ત્યાં
સુધી તે વાત બોલવા ઉપર ત્હારે મોહું ઉંઘાડવું નહીં જોઇએ દીકરા. અગર તું
સાચો શુખન બોલે અને તેથી બંધમાં પડે તે બેહતર છે, મગર જુઠું બોલ્યાથી
તું બંધમાંથી છુટકારો પામે તે પણ ભલું નથી. જો તું અવિચારી થઈને પાકી
પાહુરત વગર બોલતાં ત્હારી જીભ ઉપરની લગામ ઢીલી રાખીશ, ને ભડાક
દઈને વગર સાબીતીની વાત બોલી દઇશ, તો છેવટે તને પશ્ચાતાપ ને પરિતાપ
થશે. સત્યજ કહેજે. જે જુઠું કહે છે તે સમૂળે શુષ્ક થઇ જાય છે. ઓ બાપના
જાન ! હું કે ઉસ્તાદ કાંઈ ડાહી વાતો તને કહ્યે તે ઉપર જરૂર અમલ કરજે,
ને વાત કરવામાં અંદાજો જરૂર રાખજે. જે ખબર કહ્યાથી તું ફસી પડતો
હોય તે ખબર બીજાંને કહેવા દેજે, અને તું સાંભળ્યા કરજે.

બુલબુલા મોઝદએ બાહાર બેયાર ;
ખબ્રે બદ બબુમ બાઝ ગુઝાર.

રે મ્હારાં બુલબુલ ! તું તો વસંતના બહારની ખુશ ખબરીજ લાવ, અને બદ
ખબરી તો ઘુવડનેજ વાસ્તે રહેવા દે. તું દરેક માણસનો દરજ્જો ને મરતબો સમ-
જજે. ત્હારા કરતાં મોટાં માણસો સાથે ચાપલુસી કરશે તો બિગાડ થશે, ને
લાંબી ટુંકી વાત ડાહ્યા લોકો આગળ વગર તેહકીકે કરશે તો ખતા ખાશે; માત્ર
યા તૉકલ કરીને એવા વિષયમાં નસીબને ભરોસે ના રહેતો.

ડૉ૦ **શોરાબજી બામજી**એ એકવાર તા૦ ૩૧ આગષ્ટને દિને મ્હને
પૂછયું કે; "તમને શું પગાર મળે છે ?" મેં કહ્યું કે; "૬૫ રૂપિયા." હવે
એવું બન્યું કે તેમના ઇષ્ટ મિત્ર કવિ ખ. બ. ફરામરોઝે દૈવયોગે બીજેજ
દહાડે મ્હને મ્હારો પગાર પૂછયો. મેં કહ્યું કે; "મ્હારો પગાર ૭૦ રૂપિયા."
કેટલેક દહાડે આ બન્ને મિત્રોએ મ્હારી નોકરી વિષે વાતો કરતાં પગારની રકમ
હેરફેર પડી. પેલા કહે કે તમે સાચા નથી, ને બીજા કહે કે તમે જાણતાજ
નથી, મ્હને શોરાબજી દેશાઈએ પોતે કહ્યું ! છેવટે એવા ચુકાદા ઉપર તેઓ
આવ્યા કે; "શોરાબજી દેશાઈ એ બેઉને જુઠું કહ્યું !" કેટલેક દહાડે મ્હારી
મુલાકાત થતાં મેં તેમને ખુલાસો કર્યો કે; આપણ ત્રણે ખરા છિયે, કોઇ પણ

જુઠું કહેતા નથી. જૂઓ, યાદ કરો, ફલાણે દહાડે તમે મ્હને મ્હારો પગાર પૂછયો, તે દહાડા સૂધી રૂ૦ ૬૫ પગાર હતો, ને તેની બારવણે તા૦ ૧ સપ્ટેં-બરથી મ્હને ગ્રેડનું પ્રોમોશન રૂ૦ ૫) મળ્યું અને પગાર રૂ૦ ૭૦ થયો. તે દહાડે ભાઇ ખરશેદજીએ મ્હને પૂછતાં મેં સાચુંજ કહ્યું કે; મ્હારો પગાર રૂ૦ ૭૦ છે! આ રીતે પૂરી તપાસ કરવાને દીકરા તું વખત લેજે, ઉતાવળો પડતો ના; અને ત્હારો બધોજ વખત સારી રીતે પસાર કરવામાં મોટાઇ લેજે.

સખુન હમચુ કુફૂલસ્તો પાસોખ કલીદ;
બ પાસોખ બદ અઝ નીક આયદ પદીદ.

સવાલ છે તે એક તાળાં મિસાલ છે, અને જવાબ તેની કુંચી મિસાલ છે. કોઈની ખૂબી કે ખામી તેના જવાબથીજ જાહેર થાય છે. માટે પ્રત્યેક પુરૂષ સાથે પ્રશ્નોત્તરમાં સભ્યતા રાખજે. વાત, વાટ ને સાક્ષ એ ત્રણ તેહકીકવાળાંજ કામના. પાન, પટેલ ને પ્રધાન પણ પાકાજ કામના. નાર, ચાર ને ચાકર એટ-લાં તો કાચાંજ કામના. વહાણ, વરસાદ ને વેપારી એટલાં આવેલાં સારાં, પણ પરોણા, લગ્ન, ને શત્રુ ગએલાં સારાં. ભુત, ભરવાડો ને ભટ છેટેજ રહેલાં ભલાં. તાવ, તામસ, ને તમોગુણી જતો રહેલો ગુણી. ટાપસી, ચાડી, ને ગપનું બજારેજ જોર. કોળી, કોર ને ચોરનું રાત પડે કે જોર. નિંદક, સર્પ, અને વેશિયાનું બારે માસ જોર; પણ સરડા, સુથાર ને મોરનું તો જેઠ મહિનેજ જોર. બોલ, તોલ, ને મોલ તપાસ્યાં સારાં. વૈદ, વાલંદ, ને વેશિયા રોકડિયાં હોય. તેમ દોસી, જોષી ને વટેમાર્ગુ ફોકટયાં હોય. માટે કોઇ પણ બાબતમાં જ્યાં સવાલ જવાબ કરવાનો વખત આવે ત્યાં પૂરી તેહકીક કરજે. તું જાણતો હોય તે કરતાં અધિક જાણે છે એવા ફડાકા મારવાનું ધારણ કરીશ નહીં.

બસ કામતે ખુશ કે ઝીરે ચાદર બાશદ;
ચું બાઝ કુની માદરે માદર બાશદ.

ચાદર ઓઢેલી એક ઓરત સોહામણી દેખાય, પણ તું તે ચાદર ઉંચ-કીને જોશે તો તેમાં છુપાયેલી તો ત્હારી મમાઇ જેવી જણાશે. માટે છુપા-યેલા અને નબળા પુરૂષો કે નઠારી સ્ત્રી સાથે કદિપણ વહેવાર પાડીશ નહીં. ઘણાક વરસો ઉપર હિંદુસ્થાનમાં કસ્તુરચંદ નામનો એક વાણિયો મુંબઈમાં એક રેંકળા અને ટ્રામની અડફટમાં આવી ગયાના અકસ્માતથી મરી ગયો. આ વખ્તે એક યુરોપ્યને આ ભયંકર બનાવ દીઠો હતો, અને લંડનના કોઇ પેપરમાં આ તાજી ખબર તેણે વગર તેહકીકે નીચે મુજબ છપાવી દીધીઃ— "વિકટોર્યા ગાડીમાં બેસીને જતાં લૉર્ડ કેટરસનને અકસ્માત થવાથી તેઓ મરણ પામ્યા છે!" વળી પેલા પત્રકારે તે ખબરમાં પોતાના તરફથી વધારીને છાપી માર્યું કે; "તેમની લાસ લંડન લઇ આવવા સારૂ લેડી કેટરસન હિંદુસ્થાન

ઉપડી ગયાં છે!" આ ઓરંગો માર્યા પછી તે પત્રકાર પાછળથી બહુ હિણ-પસ્તીમાં આવ્યો હતો. ત્હારાં જીવનના યુધ્ધમાં તું હિંમતવાન બનજે, પણ ત્હારા વહેવારમાં જુઠા ઓરંગા મારતાં તું નાહિંમત થજે.

રૂખે મર્દરા તીરેહ દારદ દરૂગ;
બુલંદીશ હરગીઝ નગીરદ ફરૂગ.

વગર તેહકીકે કહેલું જુઠાણું મનુષ્યનું મોઢું કાળું કરાવે છે. આવાં તોલ્લામાર બોલનારાંને કદિએ મોટાઇ કે કીર્તિ મળતી નથી. સબબ જોખમ કે જવાબદારીના પ્રસંગે જોઈ વિચારીને સબુરીથી કામ લેજે. અરાઢે પુરાણ, આઠે વ્યાકરણ, સર્વ તું જાણતો હશે, પણ કોઈ પૂછે નહીં ત્યાં સુધીજ! બીજા પંડિતો કે વિદ્વાનો હોય છે તેઓની ગ્રહણશક્તિ ઉત્તમ હોય છે, જેઓ એક વાત સાચી કે જુઠી ઝટ પારખી શકે છે, વહેલા તત્વ ખેંચી શકે છે. પરંતુ એ ગ્રહણશકિત સૌનામાં હોતી નથી. તોપણ તું નિરંતર આગળ ને આગળ વધવાના પ્રયત્ન કરજે. પ્રખ્યાત પંડિત ગ્લાડસ્ટનને વિષે એવું કહેવાય છે કે; "તે એક પુસ્તકનાં પાનાં કાપતાં કાપતાં તથા ધીરે ધીરે પાનાં ઉથલાવતાં એમાં શું શું છે તે જાણી શકતો હતો. જન સેવક પાર્કરની પણ એવી જાતની શકિત હતી. કોઇ કોઈ વેળાએ વાતો કરતાં કરતાં તે એક આખું પુસ્તક વાંચી નાંખતો હતો. કોઇ કોઇ વેળાએ એક મોટાં પુસ્તકનાં પાનાં કાપતાં તે વાંચી નાંખતો હતો. એક દહાડો તે આવી રીતે એક ચોપડીનાં પાનાં કાપીને પૂરાં કરીને બોલ્યો હતો કે; "આ મેં વાંચી નાંખ્યું!" તેની મુલાકાતે આવનાર એક માણસ આશ્ચર્ય પામીને બોલ્યો; "હું ધારૂં છું કે આપે તે વાંચ્યુંજ નથી!" "ખાત્રીપૂર્વક તેહકીક કરીને મેં એ વાંચ્યું છે!" પાર્કરે કહ્યું; "આપ ગમે તો મ્હારી પરીક્ષા કરો." તે વેળાએ આવનાર માણસે પોતાના હાથમાં પુસ્તક લઈને તેને જેટલા પ્રશ્નો પૂછયા, તે સઘળાના જવાબ સંપૂર્ણ આપ્યા. આવનાર માણસ જોઈને આશ્ચર્ય પામ્યો. દીકરા! આવી અલૌકિક વિલક્ષણ શકિત ત્હારામાં છે નહીં, માટે તું આવો પ્રયોગ જ્ઞાની થયા શિવાય અજમાવીશ મા. ત્હારૂં દરેક કાર્ય હોંસ ને ઉલટથી કરજે, પણ બધુંજ માની લેવાની હોંસ ઉલટ ના રાખતો.

अद्भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति ।
विद्यात पोभ्यां भूतात्मा बुध्धि र्ज्ञानेन शुध्यति ॥

પાણીથી શરીર શુધ્ધ થાય છે, સત્યથી મન શુધ્ધ થાય છે, વિદ્યા અને તપસ્યાથી આત્મા શુદ્ધ થાય છે, અને જ્ઞાનથી બુધ્ધિ શુધ્ધ થાય છે.

જરમનીના શહેનશાહે પોતાના શાહજાદા ઍથમની શમશેર ઉપર એવોજ લેખ કોતરાવ્યો હતો કે; "દીકરા! તેહકીક કરનારો, બરહક બોલનારો, ને

સત્ય કહેનારો થજે!" લોકોને મોઢે કાંઈ તાળું દઈ શકાતું નથી; કેમકે હરણાં છે તે તણખાં જે મળે તે ખાય છે, જંગલમાં રહે છે, પાણી પીએ છે, ને કોઈનું કશું લેતાં નથી કે બગાડતાં નથી, તોપણ એવાં હરિણોને લોકો મારી નાખવા પણ ચૂકતાં નથી; તેજ પ્રમાણે સર્વ લોકોને રાજી રાખી ખુશી કરવાને કોઈ પણ સમર્થ નથી. એટલા સારૂ

સખુન ચીનો બીદાનેશો ચારેહગર;
ન બાયદ કે યાબન્દ પીશત ગુઝર.

ચુગલી ખોરા, મૂર્ખો અને ફરેબ બાઝી રમનારા લોકોને ત્હારી આગળ-જ આવવા દેતો ના, કે તેઓ તને ખોટી વાતોથી ભ્રમિત કરે. દીકરા! મોટાંની વાણી માનવી તો ખરી, પણ મોટા સંતની કરણી જોઈને તે પ્રમાણેજ આપણે ના કરવી. જૂઓ, કે રૂષભદેવજી તો પોતાની કૃતિથી કલ્યાણ પામ્યા, પણ તેમની પેઠે તેમનું આચરણ અને ગુપ્ત હારદ જાણ્યા વિના અરિહંત રાજા કરવા ગયા તો તેમનું અકલ્યાણ થયું, અને તેણે જૈન માર્ગ ચલાવી પોતાના પંથીઓને દુઃખ કર્યું.

કરબિ ખરી બડ બૈખરી, કરની કરનિ ન સંત;
રખતા બાનિ મનિ શ્રે લહ્યો, અશિવ કૃતી અરિહંત.

એટલા માટે વગર તેહકીકની વાત કોઈ કરે ત્યારે મૌન અથવા મૂગા રહી જોયા કરવું એ ત્હારો અસાધારણ સદગુણ થઈ પડશે. જીભને જીતનારજ જગત્‌માં મ્હોટો વિજય મેળવે છે. ત્હારામાં બીજાના જેટલું દૈવત ના હોય તો તું તેની નકલ કરવાને કુદી પડતો ના. કોઈની ઠઠ્ઠા મશકેરી પણ વણાઈ જાય ને કોઈનું મધુર બોલવું પણ હાંસીનું મૂળ થઈ પડે. ખુશ મશકેરી, ટપ્પા બાજી ને ઠઠ્ઠાબાજી એ તો રાજા પાદશાહોની પાસે બેસનારા માનકરીઓનો એક હુન્નર લેખાય છે, પરંતુ ડાહ્યા સુજ્ઞ લોકો એ હુન્નરને કપાલ ઉપરની એક ઍબ લેખે લેખે છે.

તુ બર સરે કદ્રે ખીશ બાશો વકાર;
બાઝીઓ જરાફત્ બન્દીમાં બોગુઝાર.

ભાઈ! તું ત્હારી આબ્રુ ઇઝતમાંજ ગંભીરાઈ રાખીને દહાડા પસાર કર, ને મશકેરી ઠઠ્ઠા તો ઠઠ્ઠાબાજો માટેજ રહેવા દે. કોઈની ગંભીરાઈની તારીફ થાએ છે ત્યારે આપણે ગંભીર થવા માગ્યે છિયેં કોઈ નકલી આનંદી પુરૂષની વાખવાણી થતી સાંભળીને આપણે પણ તેવા મશકેરા સ્વભાવના થવાની ઇચ્છા કર્યે છિયે. કવિની સ્તુતિ થાય ત્યારે કવિ થવા, અને લડવૈયાની વડાઈ સાંભળીને લડવૈયા થવાની ખાહેશ મનમાં કર્યે છિયે. રાજદ્વારિ પુરૂષોની વખાણુ થાય ત્યારે પોલીટિશિયન થવા

માગ્યે, ને આત્મજ્ઞાની પુરૂષની લોકો વખાણ કરતાં સાંભળી આપણે આત્મજ્ઞાની થવા ઇચ્છિયે. બીજો ક્રોધી થાઇને વખણાય ને નિંદાખોર થવામાં પુજાય, તેથી તું પણ તેમ ના કરીશ. આ રીતની આપણી ઢંગધડા વગરની ઇચ્છાઓ અને એવાંજ કારણોએ આપણે શાંત અને સુલેહના વખ્તમાં પણ આપણને પોતાને દુઃખી સમજ્યે છિયે. એ દુઃખનો મ્હારી પાસે દિલાસો નથી. એકસો વાર વિચાર કરીને એકવાર કામ કરજે.

क्रोध हेतौ सत्यपि क्रोधानुत्पत्तिः अक्रोध
किम्वा परोक्रोशे ताडने कृते सति प्राप्तो यः
क्रोधस्तस्य कालोपशमनम क्रोधः ॥

ક્રોધનું કારણ મળવાથી પણ ક્રોધ ન કરવો. અથવા કોઇએ નિંદા કરી અથવા કોઇ મારવા આવ્યો હોય તે સમયે જે ક્રોધ થાય છે, તેને શાંત પાડવો તેનેજ અક્રોધ કહેવામાં આવે છે; માટે ત્હારૂં પ્રત્યેક ન્હાનામાં ન્હાનું કામ ઘણી સંભાળ ને તેહકીકથી કરજે. હવે તને પ્રભુની હયાતિની પતીજ ન થાય તો ત્હારો એક નવોજ પ્રભુ પણ તું ઉત્પન્ન કરીને પ્રભુની પ્રભુતાને પિછાનજે; કાંકે સર્વ કાંઈ પ્રભુમાંથીજ નિકળ્યું છે ને નિકળે છે. તે માલેકની અપાર શકિત વીશે તું અવલોકન કરતોજ રહેજે; કેમકે તેનું અનંત ડહાપણ અને તેની અખુટ ખુદાવંદીની ખુબી પિછાનવાથી તને સંસારની શાળામાં હાડમારી જેવું નહીં લાગશે. મુબારક અને મોટા માલેકને ઓળખતો રહે; અને નહીંજ ઓળખાય તો ત્હારી શ્રધ્ધાથી તું ત્હારો નવો ઇશ્વર પેદા કર!

"To Man in this his trial state,
The privilege is given,
When tossed by tides of human fate,
To anchor fast in Heaven."

એક શિષ્ય હતો તે પોતાના ગુરૂ પાસેથી ઉતાવળે ઉતાવળે ભગવાનનાં દર્શન માગ્યા કરતો કે; "ગુરૂજી! મુજે ભગવાન દે દો! ઠાકોરજી દે દો ઠાકોરજી!" ગુરૂજી કહે; "દેઇંગે, કોઈ દીન દેઇંગે! એકાન્તકી બખત, પુરસદકી બખત દેઇંગે!" આમ શિષ્ય તો વારંવાર ભગવાન માગ્યા કરે. એક દિવસે સવારના પહોરમાં ગુરૂજી હાજતે ગયા. પેલે ચેલે વિચાર્યું કે; એકાંતનો વખત એજ છે, તેથી તે સંતાઈને પાછળ પાછળ ગયો. એક ઝાડને ઓથે ગુરૂજી ઝાડે ફરવા બેઠા, કે સામે જઇને ભગવાન માગવા લાગ્યો; "ગુરૂજી, એકાંતકા સમય હય, મીજે ઠાકોરજી દે દો!" આવી નિર્લજ ચાલ જોઇને ગુરૂને રીસ ચઢવાથી પાસે એક ઇંટરડો પડેલો હતો, તે તેના તરફ ફેંકીને બોલ્યા; "વખત એ વખત! લે આ ત્હારો ભગવાન!" ચેલો સમજ્યો કે એજ ખરા ભગવાન

મળ્યા અને તેમનું નામ "વખત બે વખત ભગવાન" છે! ખુશ થતો કે આ ઇંટરડા ભગવાનને શ્રધ્ધાથી બગલમાં મારી ચાલતી પકડી. ચાલતાં ચાલતાં એક શહેરમાં ગયો. તે શહેરના રાજાનો બહુજ ભલો રાજકુમાર તુર્તનોજ મરી ગયો હતો. શહેરમાં દાખલ થતાંજ શુકન થયા. હજારો લોકોની રડાપીટ ને કકળાટ સાંભળી આ સાધુ તેમને કહેવા લાગ્યો; "ક્યા હય? રોતે હો કયું? કૌન મર ગયા હય?" જ્યારે તેને રાજકુમારના મરણુની ખબર પડી, કે રાજાનો એકનો એકપૂરો ૨૦ વરસનો કુમાર મરણ પામ્યો છે ત્યારે સાધુ કહેવા લાગ્યો; "મેરે **વખત બે વખત** ઠાકોરજીકા જો મંદિર બન જાય, તો લડકા જીતા હો જાય!" આલાદોલાથી ભગવાન દૂર નથી. લોકોને વિશ્વાસ બેઠાથી રાજાને જ્યારે ખબર પડી ત્યારે તેણે સાધુને કહ્યું; "જો મ્હારો કુમાર સજીવન થાય તો શ્રી હરીનું મંદિર સોનાનું કરાવું!" સાધુ તો આ વચન સાંભળી એકદમ ગાંડા જેવો થઇ ગયો; અને ઠાકોરજીને સામે બેસાડી કાલા-વાલા કરવા લાગ્યો; "હે **વખત બે વખત** ભગવાન! એ મેરે ઠાકોરજી સાબ! એ લડકેકું જીતા કર દો, તુમારા મંદિર બન જાતા હય!" વારંવાર યકીનથી આમ પ્રાર્થના કરતાંમાં કુમારપુત્રે આળસ ખાધી ને ઉઠયો! રાજાએ સોનાનું મંદિર બંધાવી હીરાજડિત સિંહાસન ગોઠવાવ્યું, જેની ઉપર **વખત બે વખત** ઠાકોરજીને પધરાવ્યા. સદાવૃત ચાલુ થયું. મંદિરનો ખર્ચ ચાલવા લાગ્યો. ઠાકોરજીની શોભા વધી ને સાથે વળી મહંતની પણ શોભા વધી. પોતે પણ માથે મંડિલ, હૈયે હીરાનો હાર અને પગમાં સોનાની પાવડીઓ પહેરી. કેટલેક વખતે પેલા ગુરૂજી ફરતા ફરતા આ શહેરમાં આવીને પોતાના સંપ્રદાયના મંદિરનો ભંપકો દેખી અચરત થયા. ગુરૂને જોઇને ચેલાએ પ્રણામ કર્યા. ચેલાએ તો ગુરૂને ઓળખ્યા, પણ ગુરૂ કાંઈ ચેલાને પિછાને નહીં. ગુરૂ વિચારે, કે આ મહંત બહુ નમંતાઈવાળો છે, આટલો મોટો દરજ્જો છતાં જરાએ ગર્વ કરતો નથી. સહવાર થયુ કે ગુરૂજી સ્નાન કરી સિંહાસન ઉપર ચઢયા. પુજા કરવાની ઇચ્છાએ આમ તેમ ફાંફાં મારતા મૂર્તિ ખોળવા લાગ્યા. નિહાળીને જોતાં તો ઇંટરડા શિવાય બીજું કંઈ દીઠું નહીં. લાલજી પણ નહીં દેખાયા ને સાલિગ્રામ પણ નહીં દેખાયો; ત્યારે મોટેથી પેલા મહંતને પૂછયું કે; "મહંતજી, મહંતજી! ભગવાનકી મૂર્તિ કીધર હે?" ચેલો કહે; "અજબ હય! મેરેકુ ભગવાન દેખાનેવાલે આપ ગુરૂકુ અભી ભગવાન નહી દેખા જાતા હય! આપકે સામનેહી વો **વખત બે વખત** ઠાકોરજી હય, દેખોજી!" આવું નવુંજ નામ ભગવાનનું સાંભળીને ગુરૂ તો આભાજ થઇ ગયા. થોડી વારે લોહીનો ગોટ ગળી તે તો પાછા ફર્યા. ચેલો કહે, "ક્યું સેવા કર લીઈ કયા ગુરૂજી?" ગુરૂ કહે; "હાં. ભલા-કીઈ તો સહી." પછી જ્યારે

મહંતે પુજા શરૂ કરી ત્યારે ગુરૂજી પ્રભુને ઓળખવા પાસે ઉભા. જે ઈંટરડાને જોઈ પોતે પાછા ફર્યા હતા તેજ ઢખાળાંની પુજા થવા માંડી ત્યારે ગુરૂએ પૂછયું; "મહંતજી એ કાયકી મૂર્તિ હય?" ચેલો કહે; "કયું કાયકી હય! એ **વખત બે વખત** ઠાકોરજી આપને હી દીયે હયનેં! મુજકુ પિછાના નહીં કયા? મેં આપકા ચેલા, આપ જંગલ ગયે થે, ઔર મેંને કહા કે ઠાકોર દો, તવ એઈ **વખત બે વખત** ઠાકોરજી આપનેઇ ફેંકે થે. ઠાકોરજીને રાજાકા લડકાકુ જીતા કીયા તો રાજાજીને મંદિર બના દીયા, ઔર સદાવ્રત હી રાજાજીકા ચલતા હય. આપને કીસકી સેવા કીઇ?" ગુરૂજી મનમાં મુંઝાયા કે; જ્યાં સુધી શ્રધ્ધા, નિશ્ચય, ને યકીન નથી ત્યાં સુધી નારાયણનાં દર્શન થતાં નથી. સઘળેજ નારાયણ રમી રહેલો છે, તેને તો આવા પ્રેમી ભકતજ દેખે છે!" માટે દીકરા! "**વખત બે વખત**" જેવો પણ ત્હારો કોઈ ભગવાન ઉત્પન્ન કરજે. તે વિના બધું નકામું છે. ધીરજ વગરનો પાદશાહ, અને પરહેઝગારી વગરનો પંડિત વિદ્વાન એ પાદશાહત અને દીન ધર્મને માટે દુશમન જેવા છે.

બર સરે મુલ્ક આં મલેક ફરમાંદેહ;
કે ખુદારા ન બુઅદ બદએ ફરમાં બરદાર.

જે પાદશાહ ખુદાના હુકમનો તાબેદાર બંદો નહીં હોય તે પાદશાહત ઉપર હુકમનો ફરમાવનારો પણ ના હોજો! જેવો તું પ્રભાતમાં પથારી ઉપરથી બેદાર થાય તેવોજ તું પહેલાં પ્રભુનો વિચાર કરવાની ટેવ પાડજે. તેની સેવા ક્રિયા કરવાનું પ્રોગ્રામ નક્કી કરીનેજ જાગજે. તું રાતે ઉંઘે ત્યારે ત્હારાં આંખનાં પોપચાં પણ તે પ્રભુનેજ મિંચવા દેજે. ફીરદુશી સાહેબ કહી ગયા છે તેમ

દર અન્દીશએ દેલ નગુંજદ ખુદાય,
બહસ્તી હમ ઊ બાશ દમ રેહનુમાય.

પ્રભુ પ્રત્યેનો સંપૂર્ણ ખ્યાલ તો માણુસના મનમાં આવી શકતો નથી; તોપણ ત્હારાં જીવનમાં તેજ પ્રભુ તને ઉત્તમ માર્ગ બતાવનારો તો છે ને છેજ.

તુલસી તલબ ન છોડિયે, નિશ્ચે લીજે નામ;
મનુષ મજુરી દેત હે, કયું રાખેગો રામ?

દીકરા, હવે વખતનો સદઉપયોગ કરી ખંતીલી મહેનતમાં રોકેલા વખત વીશે પ્રથમ મેં તને કહ્યું તેનું જાણવું એ છે કે, આખરે સૌને મરવું તો છેજ, ત્યારે કીર્તિવંત કામો કરીને મરવા માટે વખતનો ઉપયોગ કરજે. યાકુબ લેસને ભારે જેહમત મહેનત ને દળદેસરી કરતો દેખીને લોકે કહ્યું કે; "આવાં કઠણ ને ભયંકર કામમાં તમે હાથ કાં ઘાલતા હશો? શા સારૂ ભયાનક મેદાનમાં ઝંપલાવતા હશો? વિશ્રાંતિ તો જરાએ લેતા નથી?" યાકુબ કહે:—"મ્હારી વ્હાલી ઉમર

એવા ધંધામાં હું ગુમાવવા ખુશી નથી, કે જે ધંધામાં તો હજારો હરીફો થઈ શકે; પણ હું તો એવાં કામ માથે લેવા માગું છું, કે મ્હારા તે ધંધાનો બીજો કોઈ હરીફ ઉભો થઈ શકેજ નહીં." લોકો કહેઃ—"પણ જે માથે ઉઠાવો છો તે મહાભારત ને હદપારનુંજ કામ આપ તો ઉપાડો છો નેં?" લેસ કહેઃ—"હું સમજું છું કે છેવટે તો મોતનો પ્યાલો પીવોજ પડશે. સૌ મળતી મ્હારી પણ આખર તો આવવાનીજ, પરંતુ હલકાં કામમાં નાશ પામવા કરતાં ભારેમાં ભારે કામમાં નાશ પામવું હું વધારે પસંદ કરૂં છું; અને એટલાજ માટે રાત દિવસ માથે લઈને મ્હારા ઉદ્યોગમાંથી હું જરાએ વિશ્રાંતિ લેતો નથી." દીકરા! મ્હારો જાત અનુભવ છે, કે ઓછી આવડ હોય તોએ બચપણથી કીર્તિ કે પ્રતિષ્ઠાની ઇચ્છા હોય તેની સાથે જો ખંતીલી મહેનત હોય તો પ્રતિષ્ઠા એની મેળેજ મળે છે.

પાદશાહ દારાએ એક વિદ્વાનને પુછયું કેઃ—"રાજ્યની શોભા ને શણગાર શાથી હોય? ઉત્તર દીધોઃ—"પ્રતિષ્ઠા સાથે જીવવાથી." પાછું પુછયું કેઃ—"પ્રતિષ્ઠાનું રક્ષણ શી રીતે કરી શકાય?" જવાબ દીધોઃ—દ્રવ્યને તુચ્છ ગણવાથી. જેને મનથી ધન તુચ્છ છે તેને માટે સૌ લોક પ્રેમ ને માન રાખે છે, ને જે ધનને પ્રિય ગણે છે તેને બધા તુચ્છ ગણે છે." માટે તું પણ પૈસાનો પુજારી નહીં થશે તો પ્રતિષ્ઠા પગે પડતી ત્હારી પાસે આવશે.



## મ્હારા દીકરાને-ફરમાન ૧૩મું.

My words fly above, my thoughts remain below,
Words without thoughts can never to Heaven go.
SHAKSPEARE.

મ્હારા દાના દીકરાજી!

આપણે આપણા દેખીતા દોસ્તોની મદદ ઉપર બેસી નહીં રહેતાં, કામ પડે આપણા અનદીઠ મદદગારોની સહાયતા લેવાને સર્વદા તત્પર રહેવું જોઈએ. તમે જે દેખીતો સત્સંગ કરો છો તે જેટલે દરજજે તમને સહાય થાય છે તેના કરતાં ગુપ્ત સત્સંગ તમને ઘણે દરજજે મદદ કરે છે એ ઠીક રીતે સમજો દીકરા. જો તમે ક્રોધના દુષ્ટ વિચારો કરશો તો આખી જગતમાં જ્યાં જ્યાં ક્રોધના દુષ્ટ વિચારો વસતા હશે, ચૌદે બ્રહ્માંડમાં જ્યાં જ્યાં ક્રોધી વિચારો ભમતા હશે, જે સર્વ પોતાના જેવા જાતભાઈઓને મળવા જવાની રાહ જોતા

બેઠા હશે, તે સર્વને ટેલીગ્રામ પહોંચી જશે કે, શોરાબજી દેશાઈના દીકરાએ નવસારી મુકામે ક્રોધ કીધો છે તેમને ત્યાં પરોણા ઉતરી પડો, ને તેમના વિચારને મદદ કરવા દોડી પહોંચો. દીકરા! તું આપણા નોકર ઉપર જેવો ગુસ્સે થયો કે ઉસ્માન સિપાઈએ કહેલું કામ નથી કર્યું, માટે જેવો તે આવે તેવો તેને ઠપકો આપું. એ વેળાએ માત્ર ત્હારો વિચાર એકલો હતો, પરંતુ બીજા ક્રોધી વિચારોને એકદમ તાર પહોંચી ગયાથી, યુરોપ–આફ્રિકા અને અમેરિકાના કે એશિયાના જે જે ભાગમાં ક્રોધના વિચારો પ્રસરેલા હતા, તેઓ ત્હારા વિચારને ટેકો આપવા હજારો માઇલ દૂરથી આવવા લાગ્યા; જેથી કરીને પ્રથમ તો સિપાઈને માત્ર ઠપકોજ આપવાનો એકલો ત્હારોજ ક્રોધી વિચાર હતો, પરંતુ બીજા દૂર દેશાવર રહેતા ગુપ્ત મિત્રો જેમ જેમ આવતા ગયા તેમ તેમ તું વધુ ઉશ્કેરાતો ગયો, અને હવે તો સિપાઈને તરેહવાર ભાંડ ગાળો આપવા લાગ્યો. વળી જેમ જેમ દેશાવરોથી દુષ્ટ વિચારો પરોણા આવતા ગયા તેમ તેમ ત્હારા ક્રોધને વિશેષ પુષ્ટિ મળી, એટલે ગાળ દેતાં દેતાં બેઠક ઉપરથી તું ઉઠયો, ને સિપાઈને એક તમાચો માર્યો. હવે જોઇ લ્યો. ઉસ્માન ક્રોધે ભરાતાં તેના પણ ગુપ્ત ક્રોધી મિત્રો કયાં કયાંથી આવી પહોંચ્યા. એવામાં ચીન–જાપાન–કાબુલ–જાબુલ બધે બધેના ક્રોધી જોડિયા ભાઇબંધો મદદમાં આવી લાગતાં, "હે નાપાક! સામે બોલ્યો?" આમ કહી તું તેને લાકડીએ બડફાટવા લાગ્યો, અને ઉસ્માનને પણ બહારથી ગુપ્ત ક્રોધ–મિત્રોની મદદ આવી પહોંચી એટલે પોતાના એકલદોકલ ક્રોધી વિચારને ટેકો મળવાથી તેણે પણ તુંને ગાળો દઈને ત્હારા ઉપર હાથ ઉંચકયો.! એટલામાં તો તુર્કસ્ટાન, અફગાનિસ્ટાન, ઈરાન વગેરે સ્થળોના ઝનુની ક્રોધોની કંપનીને ખબર પહોંચતાંજ બધા ત્હારી આગળ આવી ઉભા, એટલે તો જોઈજ લ્યો. કોઇ દહાડો માંકડ મારી નહીં જાણે એવો જે તું, તે પેલા ઉસ્માનનું ખૂન કરવાને કોપ્યો, અને વખત પર તેં ખૂન પણ કીધું!

વગર ખૂ બુવદ આન કે ખાનીમ ખીમ;
કે બા ઉ ન દારદ દેલ અઝ દીવ બીમ.

જે કાર્યથી માણસના દિલમાંનો દૈત્ય ડરેજ નહીં તે તો માણસનો પોતાનોજ બૂરો સ્વભાવ છે. કવિ શેકશપિયરે ખરૂંજ કહ્યું છે કે; "મેં ઉચ્ચારેલાં વચનો ઉંચે ચઢે છે ખરાં, પરંતુ મ્હારા વિચારો તો નીચેજ રહે છે. શુભ વિચાર વિનાના શુભ શબ્દો કદી સ્વર્ગ તરફ દોરી જતા નથી." ઘણાં સારાં ગણાતાં મનુષ્યોનો પોતાનાજ સ્વભાવ ઉપર કાબુ રહી શકતો નથી. હજારો લોકો ઉપર કાબુ ધરાવનારી હેરી પસીંથી પોતાનાજ ક્રોધ ઉપર કાબુ રાખી શકાયો નો'તો. લોર્ડ ક્રુસ્બી લાખો લોકો ઉપર કાબુ ધરાવતો હતો, પરંતુ તકરાર વેળાએ તે જરાક ગુસ્સો કરતાં કરતાં છેવટે તરિયા પાવ ઉપર આવી જઇ સ્વભાવ

ખોઈ દઈ અનિષ્ટ પણ કરતો હતો. જે ઇનશાનનો કુદ્રતી સ્વભાવ શાંત હોય તેનામાં દુષ્ટ વિચારોના કુસંગથી માથામાં મલિનતાએ જ્યારે પગ પેસારો કરવા માંડયો હોય, ત્યારે તેણે પોતાના વિચારો શુધ્ધ રાખવાને પોતાના મનમાં શુભ, સારા, સદગુણના અને ભકિતભાવનાજ વિચારોને આમંત્રણ કરી દેવું. દુષ્ટ વિચાર વિષે લગાર ખ્યાલ પણ ના કરવો.

अनर्थं मर्थतः पशयन्नर्थंज्यैवाप्य नर्थतः ।

इन्द्रियौ रजितैर्बालः सु दुःखं मन्यते सुखं ॥

જે માણસ ઈન્દ્રિય નિગ્રહ વગરનો છે, બાળકની પેઠે અકાર્યને કાર્ય, અને કાર્યને અકાર્ય રૂપથી જાણે છે, તે અત્યંત દુઃખને સુખજ સમજે છે. દીકરા! જો તું સામા માણસ પ્રત્યે પ્રેમ રાખશે તો તે માણસને લગતી સર્વ અનદીઠ વસ્તુ પણ તને પ્રેમાળ જણાશે. Love me, love my dog.

ઉપર જણાવ્યા પ્રમાણે તમે કીનો, વેર, નાહિંમત, ચિંતા, નાઉમેદી, નિરાશી, સંતાપ, હિચકારાપણું, વગેરે વગેરેનો માત્ર એકજ ભાઠો કે નબળો વિચાર કરશો તો જે તે બાબતના હજારો મિત્રો, લાખો લાખ પરોણા, હજારો માઈલો દૂર વેરથી, એટલુંજ નહીં, પણ ચૌદે બ્રહ્માંડમાંથી ઉતરી પડીને તમારા નઠારા કીધેલા વિચારને ટેકો આપી સહાય થતા હોવાથી, તમારૂં દુઃખ હોય તે કરતાં હજાર ગણું કે લાખ ગણું વધારી મેલશે. જ્યાં સુધી મનુષ્યની દાનત સારી ન હોય ત્યાં સુધી તેનું કોઈએ કામ સારૂં ગણાતું નથી. તેમજ શુધ્ધ વિચારથી અમલ કરતો ન હોય ત્યાં સુધી તેના બોલેલા બોલ શુધ્ધ ગણાતા નથી. તે માણસ તો આમજ ગણત્રિ કરે છે કે,

જેની દાનત પાક તેના હાથમાં ખાક;<br>
જેની દાનત ખોટી તેના હાથમાં રોટી.

પ્રભુની ગુપ્ત રહેલી દેણગીઓ પ્રાપ્ત કરવાને આપણો એકાગ્રહ નથી, એજ આપણો મોટો દોષ છે. પ્રભુ અતિશય આપવાને તત્પર છે પણ આપણે જ અતિ થોડાંથી નચિંત રહ્યે છિયે. માટે ડાહ્યા દીકરાજી! તમે એક પણ નબળો, માઠો, કે ખરાબ વિચાર કરશો મા. જરથોસ્તી ધર્મમાંજ નહીં, પણ સઘળા ધર્મમાં દુશ્મતને ધિકકાર્યો છે તેનું કારણ એજ છે. વાકયથી, મનથી, આંખની ચેષ્ટાથી, ખુલ્લી રીતે કે છુપી રીતે પણ કદિ દુષ્ટ વિચાર કરશો મા. જો કીધો તો નબળા પરોણાઓની ધાડ ને ધાડ ધશ્વરી આવશે. ભલા કે ભુંડા વિચારો દૂરના ભૂવનોમાં જઈ પોતાના સાથીઓને કેવી રીતે લાવે છે, તેનો ઇસારો ફ્રેરવરદીન યશતમાં કરેલો છે. "યાઓ હુઝબાતાઓ મઈન્યૂ પુતાઓ ફ્રેયુસેન્તે બરેષ્નવો અવંઘહે અષ્નો, અમેમ પઈધિમ્નાઓ હુતાસ્તેમ, વેરેથ્રને-મ્ચ અહુરધાતેમ, વનઈંન્તીમ્ચ ઉપરતાતેમ, સઓકામ્ચ બરત–અવરેતામ્ બરત

.—આયપ્તામ, અષઓનીમ ફ્રાફ્રીધામ ચેસન્યામ વહમ્યામ, અષાત હચ યત વહિસ્તાત.”—આફતના પ્રસંગે ને આપત કાળે આપણાં અશો ગુજરેલાં નેઆંગાનોના ફરોહરોને મદદે બોલાવ્યાથી તેઓ મીનોઈ જેહાંનમાંથી બહાર પડીને આકાશને મથાળે જાય છે, અને પોતાની સાથે સુંદર ઘાટના, હિંમત આપનારા, અમ ફરેસ્તાને, તથા બેહરામ ફરેસ્તાને, તથા ઘણી ફતેહો આપનારા વનઈન્તી ઉપરતાત નામના ફરેસ્તાને, તથા સુખ શાંતિ આપનારા, મુરાદ બર લાવનારા, અશો, તૃપ્ત થએલા, ઉત્તમ પ્રકારનું સત ધરાવનારા, ઇજશ્ને અને આરાધનાને લાયક થયેલા, સુખ આપનારા, સ્રઓક ફરેસ્તાને આમંત્રણ કરીને; સૌને સાથે લઈને તે અશોફરોહરો આપણી આફતમાં સહાય થવાને જરૂર આવે છે. એટલા માટે તમે જો દયાનો, પરોપકારનો, સુખ શાંતિનો, સહનશીલતાનો, હિંમતનો, ઉમેદનો, નચિંતાઇનો, નીતિ ધર્મનો, અને ઇશ્વર વિષેના સંબંધનો માત્ર **એકજ** વિચાર, જે **હુમત** છે તે તમારા મનમાં લાવશો દીકરા, તો યુરોપ, **એશીયા**, **આફ્રિકા**, **અમેરીકા**, અને ચૌદે બ્રહ્માંડમાં વસતા તે તે પ્રકારના ભલા વિચારો, જેઓ પોતાના ભાઇબંધ વિચારની રાહ જોતા હશે તે સર્વને તાર પહોંચી જશે, ને ધીરે ધીરે જેમ જેમ ખબર પહોંચતી જશે તેમ તેમ તે બધા પરોણા તરીકે તમારે ત્યાં જરૂરજ ઉતરી પડશે. મ્હને એનો પ્રત્યક્ષ જાતી અનુભવ થયો છે, તેથી આગ્રહપૂર્વક કહું છું દીકરા. મ્હારી ઓફીસના એક કારકુન ઉપર હું થોડા વખત ઉપર ઘણો ક્રોધે ભરાયો, એટલે ધીરે ધીરે ઘણો અનર્થ કરવાને હું ઉશ્કેરાયો. એવામાં મ્હારા ગુરૂનું વિચાર સંબંધી ઉપલું શિક્ષણ મને યાદ આવતાંજ મેં વિચાર કર્યો કે; જોઉં, મ્હારા મનને મારીને અંતઃકરણપૂર્વક દયાનો વિચાર કરી જોઉં તો ખરો, યુરોપ વગેરે ઠેકાણેથી દયાના વિચારો દોડી આવે છે? મ્હારી અજાયબી વચ્ચે દયાનો માત્ર **એકજ** વિચાર કરતાંની સાથે કયાં કયાંથી કોણ જાણે દયાળુ વિચારો ઉતરી પડયા હશે, કે હું તે કલાર્કને પતાવવા લાગ્યો, તેણે ગુસ્સામાં આપેલું રાજીનામું પાછું ખેંચાવી લીધું, ને જેમ જેમ ક્ષમા ને દયાના વિચારો ભેગા થતા ગયા તેમ તેમ તે કારકુનની આંખ્યો ઉપકારના ઉભરાથી ઉભાઇ આવી, અને છેવટે તો તે ગરીબ કલાર્કને મ્હારી શકિત માફક વગર સબબે મેં નાણાં આપ્યાં, અને એટલું કરતાંની સાથે મ્હારા જીવને કાંઈ એવી તો ટાઢક પડી, કે હું નહિં દર્શાવું એજ દર્શાવ્યા બરાબર છે. દીકરાજી! આ સિધ્ધાંત હસી કાઢશો ના. તમે પણ જરૂર આ અખતરો કોઇવાર અજમાવી જોજો. તમે આ પ્રયોગ કરશો એટલે તમને દુઃખને વખ્તે જરૂર ગેબી મદદગારોની મદદ મળશેજ.

ફ્રાન્સના રાજદ્વારી મંડળોમાં, કાયદા કાનુનની સભાઓમાં, એકવાર

જ્યારે ઘણોજ અંત્તર અને અત્તંશ વધી પડયાં હતાં ત્યારે ધર્માધ્યક્ષ લેમોરે-ટીએ બધાને એક કરવા અને સલાહ સંપથી પોતપોતાનું કાર્ય કરવા સારૂ એકત્ર કરવાનો બોધ આપતી વેળાએ આંખ મિંચીને એવા ઉદ્ગારો મનન પૂર્વક કાઢયા કે; "સામ્યપણું એ સર્વમાં સરસ તમારો ધર્મ, સહનસીલતા અને ક્ષમાનું જે તમારૂં બળ, આત્માનું જે શૌર્ય, અને સત્યનું જે પવિત્ર ભુષણ તેને કામે લગાડી એકેક માટે ભલા વિચારોનો પ્રવાહ છોડી ઐકય કરો!" આ બોધની અસર રોયલીસ્ટો, કોન્સ્ટીટયુશનિસ્ટો, જીરોન્ડીસ્ટો, જેકોબાઇટો, અને ઓરલ્યાનિસ્ટોના જીગર ઉપર તુર્તજ થઈ, તુર્તજ બધાએ પોતપોતાનો અંતર અદાવત ભૂલી જઈને થોડોક વાર ભલા વિચારો કીધા અને વહેલા વહેલા એકમેકને બગલગીરી કરી ચુમીઓ લેવા લાગ્યા! આ અદ્ભુત દેખાવ જોઈ ખુદ રાજાને પણ બોલાવી લાવી કહેવા લાગ્યા; "જૂઓ! આ બધા ક્રિશ્ચિયનો એકમેકને કેવા પ્યારથી ચાહે છે!" પરંતુ આ વિચાર થોડોવાર રહ્યો, કેમકે એ પ્રેમ હમેશનો, દ્રઢ અને અંત્તરનો નો'તો. થોડા વખતમાં જેવા તેમના મનમાં પાછા ભૂંડા વિચારો આવ્યા એટલે તુર્તજ દ્વેશે દેશના ભૂંડા વિચારો એટલા વારમાં કોણ જાણે કેમ આવી લાગ્યા હશે, કે છુટા પડતી વખતે એક બીજાના મ્હોં ઉંચાં, ને કપટી જોવામાં આવ્યા હતા.

તિરથ ચલા નહાંનેકો, મન મેલા ચિત ચોર;
એકો પાપ ન ઉતારા, લાયા મન દસ ઓર.

દુષ્ટ મન અને નબળા વિચાર તથા ભટકતું ચિત્ત રાખીને જાત્રા કરવા જે માણસ જાય તે માણસ કોઈ પણ કાર્ય સિધ્ધ કરી શકતા નથી. ઉલટા બીજાં દસ પાપોનાં પોટલાંજ બાંધીને આવે છે. કદી કોઇ સબળ મનુષ્ય સહેલાઇથી સમૂદ્રનું ઉલ્લંઘન કરી શકે, સઘળા પવનના પ્રવાહ સહન કરી શકે, અને મોટા પહાડોને દડાની પેઠે ઉછાળી શકે, પણ ભટકતાં મનને એકદમ અટકાવીને પોતાને સ્વાધીન તો અનુભવી મહાત્મા સિવાય કોઈ કરી શકે નહીં. કદિ ગાંડા અને મદોન્મત હાથીને તાબે કરી શકાય, વિકરાળ વાઘ અને રીસાળ રીંછાને વશ કરી તેનાં મોઢાં બાંધી શકાય, સિંહની પીઠપર ચ્હડી શકાય, ઝેરી નાગની સાથે રમત ગમ્મત કરી શકાય, ઉત્તર દક્ષિણ ધ્રુવો ખેડી શકાય, પંચ ધાતુને પીગળાવી તે ઉપર જીવી શકાય, અગ્નિપર બેસી શકાય, હમેશાં જવાન રહી શકાય, પર કાયામાં પ્રવેશ કરી શકાય પણ મનને તાબે કરવું એ થઈ શકે તેમ નથી. જો મન સ્વછંદી ઇન્દ્રિયોને તાબે થાય છે તો તે મન, વાયુ જેમ નૌકાને પાણીમાં તાણી જાય છે તેમ મનુષ્યની બુધ્ધિને ખેંચી જાય છે.

मातृवत् परदारांश्च पर द्रव्याणि लोष्टवत् ।
आत्मवत् सर्व्व भूतानियः पश्यति सपश्यति ॥

જે પર સ્ત્રીને મા સમાન, પર દ્રવ્યને માટીના ઢેપા સમાન, અને સર્વ પ્રાણીને પોતાની સમાન જુએ છે તેજ યથાર્થ જુએ છે. એક સદાચારી મનુષ્યના શુભ વિચારો જે રીતે મનુષ્યના ચારિત્ર ઉપર અસર કરે છે, તેવા હજારો પોકળ ઉપદેશો અસર કરતા નથી. શુદ્ધ ભાવનાથી ઈશ્વરને ભજશે, પ્રભુનોજ વિચાર કર્યા કરશે તો પ્રભુ પણ ત્હારી સમીપ આવી ઉભા રહેશે. અશુભ ને નબળા વિચાર કરી ભગવાનને યાદ કરે તેના કરતાં તો તેને યાદ નહીં કરે તેજ બેહતર છે. કાસમમિયાં નામનો પરવરદેગારનો એક અથાક નિમાજી હતો. તે બધા પહોર તો નિમાજ કરતો તો કરતો, પણ દર રોજ રાત્રે પોતાના ઓટલા ઉપર ગુંટણ મંડિયે પડીને ૧૦ કલાકથી ૧૨ કલાક સૂધી ચાલુ નિમાજ કર્યો જતો હતો. તેના ગામમાં એક છટકલી નામે લફંગી સ્ત્રી હતી, તેનો ધારો એવો હતો, કે રાત્રે ઘરનાં સૌ સુઈ જાય, કે બરાબર ૧૦ વાગેજ ઘર બહાર નિકળીને પર ઘેરે જાયા કરતી. પેલા નિમાજીની નિમાજનો વખત પૂરો થાય એટલે તે પણ પોતાના ઘરમાં જાય, ને છટકલી પણ તેજ વખતે તે રસ્તેથી પોતાને ઘરે પાછી ફરે. એક દહાડાને સમયે તે સ્ત્રી પેલા નિમાજીના ઓટલા આગળથી છેક અડીને ધમધમ છમછમ કરતી ચાલી ગઈ, એટલે નિમાજીનું ધ્યાન ફરી ગયું. અરધી ફરધી નિમાજ કીધી ન કીધી કે તે સજાગ્રત રહીને પેલીના પાછાં ફરવાની રાહ જોતો બેઠો. બારને ટકોરે પેલી પાછી છમછમ કરતી તે રસ્તેથી પસાર થવા લાગી, પણ રસ્તાની છેક પેલી કોરેથી ચાલવા લાગી; એટલે નિમાજી બોલી ઉઠયો; " કયું બે રંડી! જાતી બખ્ત પર લાટ માર ગઈ, ઔર પીછું ફીરતી બખ્ત કયું લાત માર જાતી નહીં ? આ જાવ ઈદર !" આટલું સાંભળતાંમાં પેલી સ્ત્રી બોલી:—" આપ કોન હો ?" કહ્યું કે; " મયેં નિવાજી હું એ બાત તેરેકુ માલુમ નહીં હય કયું ? સબી રોજ મયેં નિમાજ કરતા હઉં, ઔર તુમ અપને યારકે પાસ જા રહી હો, તો અપન દોનો એકહી તારમેં ઘૂમ રહે થે !" પેલી કહે; " મેર મૂવે! તેરેસે તો મયેંજ અચ્છી હઉં, કે મેરા દિલ મેરા એક ખાકી યારમેં લગા હય, સો એકહીકાઈજ ધ્યાન ધરતી ચલી જાતી હઉં, ઈસ લીએ રાહમેં કયા કયા મિલતે હય વ્હો મેં કુચ જાનતી નહીં હઉં. તું તેરા માલિકકી ઉપર એકતાર ન હો, લેકીન દો યકીનવાલે હો. તેરેસે મઈંજ અચ્છી હઉં! સીર કાન લો, ફીર મેં તેરા નાક કાતુંગી!"

ના સજાદ કે ખેરકે દર બર કરદ;
જામએ કાબેરા જુલે ખર કરદ.

નાલાયક માણસે ફકીરની ખીદડી શરીર ઉપર પહેરી હોય તો જાણે કે પવિત્ર કાબાની આદરને ગધેડાંની ઝુલ કીધા બરાબર દેખાય છે. દીકરા આપણા

સ્પેન્તોમદ ગાથામાં પણ ગાયું છે કે;

યેઝી અહાઈશ અષા ક્રૂજેમ વેંઘહઈતી, હાત આંસપુતા
યા દઈબિતાના ફ્રઓખ્તા અમેરેતાઈતી દએવાઈશ્ચા
મષ્યાઈશ્ચા, અત તોઇ સવાઈશ વહેમ વક્ષત અહુરા.

(સ્પેન્તોપદ ગાથા.)

જ્યારે અશો ને સદ્‍ગુણી માણસ પોતાનાં પરોપકારી ને પરમાર્થી કામોથી સત્યના હથિયાર વડે ઠગાઈ, જુઠાઈ વગેરે દરૂજંને માર મારશે, તેમજ જે ચીજો બુરી શક્તિથી તથા બુરા માણસોથી ઠગાઇ અને લુચ્ચાઈ તરીકે આછી પાતળી જણાયલી હતી તે જ્યારે તેના ખરા આકારમાં ખુલ્લી થઇ જશે, ત્યારેજ ઓ દાદગર! તેઓ ત્હારો આશરો શોધતા આવશે, અને ત્હારીજ પરશતેશથી નિપજતા લાભોનો પ્રસાર થશે. ત્યારેજ લોકો ત્હારી ભકિતની કદર કરશે. આહા! નબળા વિચાર! આ શું તારો ગૌરવ છે! ધિક પડો તને, કે જે સંસારનાં સુખ સંપદ લઈને ભકિતનો અહંકાર કરે છે. ત્હારાં સૌભાગ્યની વેળાએ પણ ત્હારૂં સુખનું ઘર સળગીને ભસ્મ થાય છે; આનંદનો બજાર પણ ભાંગી જાય છે! સ્ત્રી ભકત લંપટ માણસ એ કાંઇજ સમજતો નથી. જે મનુષ્ય પોતાની ઇંદ્રિયોનો અને પોતાના નફ્સનો ગુલામ છે તે ખરાબમાં ખરાબ ગુલામગીરી કરનારો છે. માણસનો તેની ઈંદ્રિયો અને નફ્સ કરતાં કોઈ બીજો વધારે કટ્ટો શત્રુ નથી. ફેરરાના ડયુક ઑલ્ફોન્સોની બેટી લ્યોનોરા ડી એસ્ટે ઉપર નજર બગાડીને ટેસોએ શું કીધું? કેટલાંક વર્ષ વેર દિવાનશાળામાં રહીને સબડિયા કીધો.

એક કનક અરૂ કામની, દોઉ અગનકી ઝાલ;
દેખ્યાહીં તે પરજલે, પર સ્યાહી પયમાલ.

પારકું ધન, અને પારકી સ્ત્રી એ બન્ને અગ્નીની ઝાલ જેવાં છે. તેઓ તરફ દૂરથી પણ નજર કરનારાઓને તેઓ બાળી બાળીને ખાક રાખ કરી મેલે છે. અને જેઓ તેમની સાથે સંબંધ રાખે છે તેમનો નાશ થાય છે. કોઇ એક ગામમાં એક વાઘરી રહેતો હતો. ઘરની જંજાળો અને સંસારની શૂળીના કાંટા ભોકાયા કરતા હોવાથી કાયર થઇ ગયો હતો. સંસારના દુઃખ સુખની ભાગીદાર જે સ્ત્રી તે કુપાત્ર ને નઠારી હતી. તેને બે બાળક હતાં. હમેશના ઘર કંકાસ ને કજીઆથી તે કંટાળી રહ્યો હતો. એક સંજોગ જોઇને વાઘરી સંસારથી દાઝેલો ઘરથી બહાર પરદેશ નિસરી નાઠો, અને મનમાં એમજ માન્યું કે આજે શત્રુ સંબંધથી હવે હું છુટયો, અને નિરાંત થઇ. મુસાફરી કરતાં ને ખાવાનું મેળવતાં મુશકેલી પડવા માંડી. તેણે ઝટ કહેવત યાદ કીધી, કે "વેષમાં વિશ્વ અંજાય છે." ગુણને જોનાર ઘણા લોક નથી,

પણ વેષને વંધાવી લેનારા તો લાખો લોક છે; માટે ધરવા દે સાધુનો વેષ, જેથી મન માન્યું પ્રાપ્ત થાય! આહા! વેશમાં તો બેશ મજા છે. લોકો "બાવાજી! બાવાજી!" કહી પગમાં પડે છે, ને સેવા કરે છે. પરંતુ શાસ્ત્રનું જ્ઞાન તો થોડું પણ હોવું જોઈએ, નહીં તો બાવાજીની બાવડી કોઈ દિવસે બૂડી જાય. સાધુ જાણીને સંતસંગની ઈચ્છા તો સૌ કોઈ કરે. ફીકર નહીં." "મુગા રહેવું એજ મૂર્ખની પંડિતાઈ છે." લેવા દે મુનિવ્રત. પણ છેકજ મુગા મુગા રહેવું એ પણ યોગ્ય નથી. આ કળી કાળમાં તો પ્રભુનું નામ પૂરતું છે. તેજ નામ સાર છે. માટે લેવા દે પ્રભુનું નામ—રામ રામ, રામ રામ! કોઈ આપણી સાથે વાત કરવા માગે તેને એમજ કહેવું કે; "બેટા રામ રામ ભજો!" જાપને જાપતો ને પંથને કાપતો વેષ ધારી વાઘરી એક નગરની ભાગોળની ધર્મશાળામાં આવીને ઉતર્યો. સાધુને જોઈ ધર્મશાળામાં રહેવા મુસાફરો તથા રખેવાળ માણસોએ સત્કાર કરવા માંડયા. "પધારો મહારાજજી!" તો કહે; "રામ રામ કરો!" આપ કયાંથી આવો છો? તો કહે; "રામ કહો, રામ કહો!" આપનું નામ શું? તો કહે; "બચ્ચા રામ ર.મ!" કાંઈ ભોજન બોજન લેશો?" તો કહે; "રામ રામ કરો!" આમ દરેક પ્રશ્નના ઉત્તરમાં બસ "રામ રામ" કરવા લાગ્યાથી નગરમાં વાતો ચાલી કે; "રામ રામ" સાધુ આવ્યા છે. રામ રામ કરતે છ માસ થઈ ગયા ત્યારે ભગવાને વિચાર કર્યો કે; છ માસથી તેણે મ્હારાં નામ સિવાય બીજો ઉચ્ચારજ કર્યો નથી, માટે એને ખાવા પીવાનું સુખ તો કરી આપું. પુત્રને માટે માતાની જેવી રીતિ તેવીજ ભકત પ્રત્યે ભગવાનની પ્રીતિ સમજવી. બાળક રૂવે ત્યારે હજાર કામ પડતાં મુકી માતા દોડે અને રમકડાં આપી બાળકને આનંદ આપે. એજ પ્રમાણે માણસની વૃત્તિ પ્રભુ તરફ વળે ત્યારે પ્રભુ તેને સંસારના સુખથી તૃપ્ત કરી આનંદ આપે, અને તે સંસારી સુખને નહીં ગણકારતાં પ્રભુનેજ ભજે ત્યારે તો થઈજ ચુકે. હવે એજ નગરની એક સોનારણ બાળપણથી વિધવા હતી તેને કોઈ પણ સગું વ્હાલું નો'તું. તેની પાસે દોલત તો ઘણી. પણ સદાચાર ને સદ્‌ગુણથી વ્રત પાળીને રહેતી. તેણે વિચાર કર્યો કે; મેં હજી ગુરૂ કર્યા નથી. પતિ પરમેશ્વર તો ભવ સાગરમાં ભમતી મૂકી જતા રહ્યા, પણ ગુરૂની કૃપા થાય તો ભવ સાગરનો પાર પમાય. મહોલ્લાના ચાર પાંચ સજ્જનને વિનંતિ કરી કે મહારાજને મ્હારે ઘેર લાવી રાખો. કેટલાકો મહારાજને મનાવવા ગયા, પણ સાધુ તો દરેક સવાલના જવાબમાં "રામ રામ" કહી કાંઇ ઉઠે બુઠે નહીં. આખરે જવાન્યાઓએ ખભે ઉપાડી લઇ આવી સોનારણના ચોકમાં બેસાર્યા. સોનારણે બ્રાહ્મણિયા રસોઈ વિગેરે કરાવી, રોજ રોજ સેવા ચાકરી ઉઠાવવા લાગી. બીજા છ માસ વિત્યા કેડે વાઘરીને પોતાના ઘરની માયા યાદ

આવી. હવે તો ઘર જઈએ તો ઠીક. મ્હારી સ્ત્રી મુઝાતી હશે, બાળક એકળ-વાયાં બાપને માંગતાં હશે. આટલું વિચારીને સોનારણ સેવકીને કહ્યું:—"બચ્ચા! હવે તો હું મ્હારે ઘેરે જઇશ." સોનારણે જાણ્યું કે ગુરૂએ મ્હારી સેવા ચાકરીથી પ્રસન્ન થઇ મુનિવ્રત મુકયું, તેના બદલામાં મ્હારે પણ કાંઇ કરવું. બીજે દિને સર્વ લોકોને ભેગા કરી આ વાત જાહેર કરી. સોનારણે પુછી લીધું હતું કે મુનિને છોકરાં ને બાયડી પણ છે. જેથી લાખ રૂપ્યા આપવા કીધા તે પણ ના લીધા, ને નાકસે જીભ લગાડીને માત્ર ૫૦૦ રૂપ્યા લેવા કબુલ થયા. ગામ લોક તેમને નગરને પાદરે ઘેર વળાંવવા ગયું, ને પેલી સોનારણે પણ લાખો રૂપ્યાના જે દર દાગીના હતા તે પહેરી લીધા, ને સુંદર વસ્ત્રો પહેરી લઇ ગુરૂને વળાવા ચાલી. પાદરેથી લોક તો પાછું ફર્યું, પણ પેલી ગુરૂ ઘેલી બનેલી શ્રધ્ધાળુ સોનારણ તો ગુરૂ ભેગી સાથે સાથે ચાલી. હવે વાઘરીની નજર ઘરેણાં ગાંઠાં ઉપર બગડી. "આહા! આ ઘરેણાં કાહનાની માને પહેરાવીને બેસાડી હોય! વાહવાહ પેલી ઝાડી પણ આવી, ને કુવો પણ પાસેજ છે! કર્યે કિસ્સો!" આમ વિચારી વાઘરી બોલ્યો:—"બેટા મને તરસ લાગી છે, જરા આ કુવામાંથી પાણી તો પા!" ચેલી કહે; "જેવી આજ્ઞા પ્રભુ!" ઝટ તેણીએ માથે મૂકેલી લાખોની પોટલી નીચે મૂકી દોરી લોટો લીધો. ગુરૂ કહે; બેટા આ તારા સઘળા શણગાર ઉતારી ઢગલો કર! બેટા! એ માયાની વસ્તુ આવતાં સુખ કરે છે ને જાતાં દુઃખ કરે છે. આવ્યું ખમાય પણ ગયું ના ખમાય. માટે એમાંથી એકાદી જીણસ પાણીમાં પડી જાય તો ત્હારા જીવને નાખુશી થાય." ગુરૂનાં વચન તે ખુદાએ કહ્યું માની તેણે તેમ કીધું. પાણી લેવા જેવી જાય છે, એટલે તેણીના શરીર ઉપરનાં વસ્ત્રો પર પણ નજર બગડવાથી બધાં વસ્ત્રો પણ ઉતરાવ્યાં. ગુરૂઘેલી સ્ત્રી થોડી વાર તો ખમચાઇ, પરંતુ આખરે નિશ્ચય કીધો કે; ગુરૂ તો પિતા સમાન છે. પિતા, ગુરૂ, અને વૈદની પાસે નાગાં ઉભાં રહેવામાં શાસ્ત્રે બાધ ગણ્યો નથી. ચણીઓ ચોળી બધું ઉતારીને તદન નગ્નાવસ્થામાં કુવે પાણી લેવા ચાલી. જેવો લોટો ફાંસીને પાણી કાઢવા ચેલી જાય છે તેવોજ વાઘરીએ આવીને પાછળથી હડસેલો મારીને શ્રધ્ધાળુ સેવકીને કુવામાં નાખી દીધી. તેણીએ તો કુવામાં નાંખવામાં પણ પોતાના આત્માનો ઉધ્ધારજ માની લઈ બોલતી બોલતી પડી કે; "જય ગુરૂ દેવ! તેજ વખતે તત્કાળ ત્રિલોકીના નાથ પ્રગટ થયા, અને ધુતારા વાઘરીને પકડી ને ઝાડ સાથે બાંધ્યો. તેજ પ્રભુએ ઇચ્છા કીધાથી કુવામાંના પાણી ઉભરાવા માંડયાં, ને પેલી સેવકી તરતી તરતી:ઉપર આવી લાગી બોલી; "જય જય સદ્ગુરૂ!" એટલામાં તેણીની નજરે તો શંખ, ચક્ર, ગદા, અને પદ્મ ધારી પ્રભુ ભગવાનને પોતાને જમણી કોરે દીઠા! ભગવાન કહે; જુવે છે શું? મ્હારાં

દર્શન કરી લે, પગે પડી લે, અને જો પાછળ, ત્હારા પ્રપંચી કપટી વેષધારી વાઘરા ગુરૂની શી દશા થઈ છે તે પણ જોઈ લે. સોનારણ વિચારમાં પડી, કે એક તરફ ગુરૂદેવ બંધાયા છે, ને બીજી ગમ ગોવિંદ ગુરૂ સાક્ષાત ઉભા છે, તો પ્રથમ કોને પ્રણામ કરૂં ! ખચિત, ખચિત, ભગવાનનાં દર્શન કરાવનારા ગમે તે પણ મ્હારા આ વાઘરી ગુરૂજ છે, અને એજ ગુરૂની સેવાનું ફળ મને ભગવાનનાં દર્શનમાં મળ્યું છે.

ગુરૂ ગોવિંદ દોનું ખડે, કીનકું લાગું પાય,
બલિહારી ગુરૂ આપકી, જીન્ને ગોવીંદા બતાય. (અમર ચરિત્ર.)

એટલા માટે દીકરા ! તું મિથ્યા ભાષણ કરવા કરતાં વગર માગવે બીજાંનું ગુપ્ત વિચારો રૂપી મદદથી ભલું કરજે. કામ, ક્રોધ, ને દ્વેષને વશ થઇ, તે જાતના નબળા વિચારોને ત્હારા પરોણા નોતરીશ મા. આપણી અષેમ વોહૂની જે ખુબી કહી છે તે એજ સિધ્ધાંતની પુષ્ટિમાં કહી છે. અરદીબેહસ્ત યશ્તમાં આપણે પઢયે છિયે કે; "યસ્ક જઇન્તિ મહ્રક જઇન્તિ દએવ જઇન્તિ; પઈત્યાર જઈન્તિ; અષમઓઘો અનપવ જઇન્તિ; મષ્યો-સાસ્ત જઈન્તિ." દર્દ ઘણું જોર કરે ત્યારે જો અષેમ વોહૂ પઢિયા કીધામાં આવે તો તે અષવહિસ્તના પાક શબ્દોની ધ્વનિ દર્દને મારી હઠાવે છે. તે પવિત્ર શબ્દો ક વખતનાં મોતને પણ મારી હઠાવે છે. દુષ્ટ વિચાર શકિતને કચડી નાખે છે. સામા આવતા શત્રુને એ ગુપ્ત મદદગારો મારી હઠાવે છે. નાપાક આસ્મોગને પણ દૂર રાખે છે. મરદુમ આઝારી કરનારને, નિર્દોષ માણસોને સતાવનારને પણ અષ વહિશ્તનો માત્ર એક વિચાર કે એક વચન શીકસ્ત આપે છે. માટે હે દીકરા ! Keep good thought and yours shall be of the number. ત્હારો એક વિચાર બીજા ઘણા વિચારોનો સાથી થઈ જશે. ઇસ્મેન્યાસ જેવા મહાન ગવૈયા વિષે રાજા એથ્યાસને ઘણોજ હલકો વિચાર હતો. તે ગવૈયાનું ગાનતાન સાંભળીને હેવાન પણ ઈન્શાનની માફક કાન દઈ સાંભળતાં. સર્વ કોઇ તેના રાગ ઉપર દિવાના બનતાં. પરંતુ સીથ્યનોના આ એથ્યાસ મહારાજ તો તેનું સુંદર ગાયન સાંભળીને એટલીજ પ્રશંસા કરતા કે; "ગધેડાંના ભોંકવાના અવાજ કરતાં એનો અવાજ લગાર મને ઠીક લાગે છે !" અર્થાત, જ્યાં સૂધી અંતકરણ સ્વચ્છ રહે, વિચાર શુધ્ધ રહે, ત્યાં સૂધીજ સઘળી સુલેહ સલામત છે. વિચારના પ્રવાહને એકવાર છંછેડયો તો તે બીજા ઘણાને તેડી લાવે છે.

એક વાર એક હિંદુ રાજા ઘોડેસ્વાર થઇને દોડતો શિકારે જતો હતો; એવામાં રસ્તામાં નગરશેઠની અતિ રૂપાળી સુંદર છોડી કુવેથી પાણી લઇને આવતી મળી. તેણીની ઠુમક ઠુમક ચાલ અને બેડાંમાંથી નિપરાતાં પાણીના

ટીપાંથી ઝરકતા તેણીના ગાલનો ઠસ્સો જોઈ તેણે પેલી છોડી સાથે માનસિક વ્યભિચાર કર્યો. રાજા ડાહ્યો હોવાથી પોતાનું મન માત્ર બગડયું તોએ કુદ્રષ્ટિ પોતાની પ્રજા ઉપર કીધાના પાપના પસ્તાવા થકી મહેલમાં પાછો ફર્યો, અને શાસ્ત્રી પંડિતોને ભેગા કરી પોતે પ્રાયશ્ચિત કરાવવા આજ્ઞા કરી. જેવો રાજા સત્યવાદી હતો તેવાજ તેના શાસ્ત્રીઓ પણ હોવાથી કહ્યું કે; "તમારાં શરીરે પાપ કર્યું માટે શરીરનું બળિદાન આપો." રાજાએ તુર્ત ચેહ ખડકાવી બળી મરવા સારૂ જેવો કૂદકો મારવા જાય છે, તેવોજ પંડિતોએ હાથ પકડી લીધો, ને કહ્યું:—"આપની જાત કાંઈ આ કાર્યમાં લપટાઈ નથી, માત્ર **મન** લપટાઈ ગયું હતું. હવે મન તો આ પશ્ચાતાપ રૂપી અગ્નિમાં બળીજ ચૂકયું, જેથી મનને તો પૂરેપૂરી શિક્ષા પહોંચી; તો પછી આ બાપડાં નિરઅપરાધી શરીરને આપે શા સારૂ શિક્ષા કરીને અન્યાય કરવો?" રાજાએ જીવ બચાવ્યો, અને પુન્યદાન કરી પોતાની રૈયતને આ પોતાનાં આચરણથી વ્યભિચારની માત્ર નજર પણ નહીં બગાડવાનો આ વિષે બોધ દીધો.

કવિ જયોર્જ હરબર્ટની માતા પોતાના પુત્રને વારંવાર બોધ દેતી, કે જેવી રીતે ત્હારાં શરીરને જે પદાર્થ ખાઈને પુષ્ટિ આપે છે તે રીતે ત્હારા સારા કિંવા માઠા વિચારના ઉદાહરણથી ત્હારા મનને તું પુષ્ટ કરી શકશે. જેવા તું વિચારો કરશે તેવી મંડળી ત્હારી આસપાસ ભેગી થશે. સર્વ પદાર્થો વિચાર-માંજ રહ્યા છે. વિચાર એજ સર્વ વાતોનું મૂળ છે. સર્વ કાર્ય વિચાર પ્રમાણેજ થાય છે. એથી સાઆદી સાહેબ કહે છે કે;

> ઝે કારે બસ્તે મ અંદીશો દેલ શીકસ્તે મદાર;
> કે આબે ચશમએ હેવાં દરૂન તારીકીસ્ત.

દીકરા મ્હારા! પ્રત્યેક કામની જંજાળના રોકાણથી તું ચિંતા ને કાળ-જીના વિચાર નહીં કર. તું તુટેલાં દિલનો, નિરાશી કે નાઉમેદીનો ખ્યાલ નહીં કર. યાદ રાખજે કે, આબે હયાત એટલે અમ્રતના ઝરામાં પણ અંધારૂં ઘોર નજરે પડે છે. કેટલીકવાર તો આપણા ઘરનાં વ્હાલાંઓનો કાંઈએ વાંક નહીં હોય, અને આપણીજ ભુલ થઈ હોય તે કબુલ કરવાને બદલે બીજાંઓ વિષે તું ખોટા વિચારો કરે છે, અને ક્ષમા કરતો નથી. ક્ષમા કરીને શત્રુને ઠેકાણે લાલવાનો હુન્નર તો તું જાણતોજ નથી. શુભ વિચારોથી અનેક શુભ વિચારો આપણને મળે છે; ને એ રીતે ક્ષમા કરીને આપણું વેર વાળયે છિયે. ટુંકમાં કહું છું, કે ત્હારા લાખો કરોડો વિચારરૂપી જેમ શત્રુઓ ત્હારા તેવાજ વિચારની રાહ જૂએ છે, તેમજ ત્હારા તેવા મિત્રો લાખો લાખ ગેબી વિચાર—મદદગારો ત્હારે ત્યાં આવવાની રાહ જુએ છે. નબળા વિચારો આવવા કરે ત્યારે યાદ રાખજે, કે લંગર ને લંગર એક પછી એક

નબળાજ વિચારો આવવા માંડશે, ને ભલા વિચારો કરવા માંડશે કે ભલા વિચારોનુંજ મંડળ ત્હારે ત્યાં મેજબાની ખાવા ઉતરી પડશે. મનશ્ની પેરે દાદાર અહુરમઝદ! નિચલી વાતાં કહી આ પત્ર ખતમ કરીશ બેટા.

એકવાર ઇરાનનો પાદશાહ કોબાદ શિકારે ગયો; ત્યાં જંગલમાં રસ્તો ચૂકવાથી ભૂલો પડયો. તરસ ને ભૂખ લાગી આવી, પણ હઝૂરિયા કોઇ જણાયા નહીં, પરંતુ એક ડોસી પોતાની પુત્રી સાથે એક ઝાડને ઓથે બેઠેલી જણાઈ. ત્યાં ગયો એટલે ડોસીએ તેને ઓળખ્યા વગર ખાણુંપીણું ખવાડયું પિવાડયું, ને ઘોડાને ઘાસ નાખી આપી પોતાની ખાટલી ઉપર તેને આરામ લેવા જણાવ્યું. થાકને લીધે બાદશાહ ઉંઘી ગયો. જ્યારે જાગ્યો ત્યારે સાંજ પડી ગએલી હોવાથી જંગલમાંથી જતાં ડોસીએ તેને વાર્યો, ને પોતાની ઝુપડીમાંજ રાત વાસો રહેવા કહ્યું. એટલામાં જંગલમાં ચરીને ડોસીની ગાય આવી, જેનું દુધ દોહતાં દસ હાંલ્લાં ભરાઇ ગયાં! આ નવાઈ જોઈને કોબાદની નિષ્ટા બગડી. તેણે એવો અશુભ વિચાર કર્યો, કે આ લોક આવાં એકાંત જંગલમાં વસ્યાં છે તેનું કારણ એજ જણાય છે, કે એક ગાય એટલું બધું દુધ આપે છે તે વાત રાજાથી છુપાવવી. માટે એવું ઠરાવ્યે કે દર અઠવાડિયે એક દિવસનું તમામ દુધ સરકારને કર લેખે તેણીએ આપવું, જેથી મ્હારા ભંડારમાં વધારો થાય! બીજે દિવસે શહેરમાં ગયા કેડે પોતાનો ઠરાવ બહાર પાડવાની કોબાદે ત્યાં ને ત્યાંજ ઇચ્છા કરી. બીજે દિવસે સવારે પેલી ડોસીની દીકરીએ ગાયને દો'વા માંડી, તો દુધ નહીં જેવું નિકળ્યું. બધું દુધ ખેંચાઈ ગએલું જણાયું. તેવીજ તે છોડી મા પાસે આવી બૂમો મારવા લાગી કે; "મા–મા, પ્રભુની પ્રાર્થના કરવા બેસી જા, આપણા પાદશાહે આપણી ગાય ઉપર નજર બગાડીને ખોટી દાનત કરી હશે તેથી દુધ ખંચાયું છે!" કોબાદ આ ગડબડ સાંભળી જાગી ઉઠયો, ને આ મા દીકરીની વાત સાંભળી ચકિત થઇ પૂછવા લાગ્યો કે; "હે બેટા! તેં કેમ પારખ્યું કે બાદશાહની દાનત બગડી છે?" તેણી બોલીઃ— "હંમેશ માફક આજે ગાયે દુધ આપ્યું નહીં તેથી મેં શાસ્ત્રનું વાકય યાદ કીધું કે; **પાદશાહ દાનત બગાડે તો પ્રભુ બરકત ઉપાડી લે!**" કોબાદે પશ્ચાતાપ કરીને પરમેશ્વરની માફી માગી, ને પછી છોડીને કહ્યું કે, "બેટા! હુંજ પાદશાહ કોબાદ છું. સાંજે એકજ ગાયના દુધથી ૧૦ હાંલ્લાં ભરાઈ ગએલાં દેખી મ્હારી દાનત બગડવાથી મેં કર નાખવાનો ઇરાદો કરેલો ખરો, પણ પરમેશ્વરનો આ ચમત્કાર જોઈ મેં હવે કર નહીં લેવાનો પાકો ઠરાવ કરી કડક પ્રાયશ્ચિત કર્યું છે, માફી માગી છે, માટે જા બેટા દુધ દો'વા લાગ!" છોડીએ તેમ કર્યાથી નિત્ય માફક દુધ નિકળ્યું; જેથી છોડીએ દોડતી જઇ પોતાની માતાને શુભ વધાઇ આપી કે, બાદશાહની નિયત બગડી નથી પણ તેની નિષ્ટા સારી થઈ છે.

# મ્હારા દીકરાને-ફરમાન ૧૪મું.



"The whole faculties of man must be exerted in order to call forth noble energies; and he who is not earnestly sincere, lives in but half his being, self-mutilated, self-paralysed."

COLERIDGE.

દીકરા મ્હારા!

માનવીમાં આ એક મુખ્ય દોષ છે, કે કોઈ સંકોચથી, કોઈ ચકુનમથી, કોઈ ખેજાલતથી જો તે કોઈ પણ કાર્યના આરંભમાંજ હાર પામે છે, કિંવા ભોંયે પડે છે, તો તે જાણે છે કે સર્વદા ભોંયેજ પડયો. હમેશનોજ હારી ગયો એમ માનીને ઉમરો પકડી બેસે છે. પરંતુ આવાં હિચકારાં મનુષ્ય જગતમાં પોતાનું ઈચ્છિત કાર્યક્રમ પાર પાડી શકતાં નથી. દીકરા! જે ઘોડેસ્વાર ઘોડા ઉપરથી પડી જાણતો નથી, જે કદિ પડયો નથી, તે કદિ પાકો અસ્વાર થઈ શકતો નથી. માટે પડી એ જાણવું તેમ ઉઠી એ જાણવું એ નિખાલસપણાનો ગુણ છે. બેટા! ભોંયે પડેલાં કાંઈ સદાનાં ભોંયે પડયાં રહેતાં નથી.

દીકરા! જો તું પડી પણ જાણશે ને પાછો ઉઠી પણ જાણશે તો ત્હારાં સર્વ કામોમાં ફ્તેહ ત્હારી સંગાતે ચાલશે, અને ના મુરાદી ત્હારૂં હૈડું ખીજવશે નહીં. જ્યારે તને પડવું થાય ત્યારે ત્હારે એમજ કહેવું કે; "મરદને જેટલું છાજે તેટલું બજાવવાની હું હિંમત કરૂં છું. હું તેથી વિશેષ કરવા જાઉં તો હું મર્દ નથી." દીકરા! જે હોકકો ખાય તે ધોકકો પણ ખાય. મનુષ્યે સંકોચ, ચકુનમ, કે આપત્તિના સમયમાં ગાંડો, આંધળો, બહેરો અથવા તો લંગડો બનવું. જો તેમ નહીં બને તો દુઃખી થાય છે અને વહેવારમાંથી નિકળી જાય છે. મર્દાને મર્દને છ વાતની શરમ ને ચકુનમ લાજમ છે. કેમકે જગતમાં તે છ વાતથી ખતા ખાઇ ચૂકેલા મહા પુરૂષોના દ્રષ્ટાંતો મોજુદ છે. દરેક દીકરો પોતાના કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર અને મદ આ છ શત્રુ વર્ગનો ત્યાગ કર્યા પછીજ સુખી થાય છે. દંડકય રાજા જે ઈક્ષ્વાકુ રાજાનો દીકરો હતો તે કામને લીધે મૃત્યુ વ્હેલો પામ્યો. જનમેજયનો ક્રોધથી નાશ થયો. ઐળ એટલે પુરૂરવા પણ રાજર્ષિ લોભથી નાશ પામ્યો. જર્મન લોભથી નાશ પામ્યો. વાતાપિ નામનો અસુર મોહથી નાશ પામ્યો હતો. રાવણ જેવા રાક્ષસનો અભિમાનથી નાશ થયો. અને દંભપુત્ર મદથી નાશ પામ્યો હતો. ઉપર જણાવેલા રાજાઓ કામ ક્રોધ વગેરે છ શત્રુઓથી નાશ પામ્યા હતા. અને પ્રતાપી પરશુરામે તથા મહા ભાગ્યશાળી અંબરીષ રાજાએ કામ ક્રોધ વગેરે

છ શત્રુને મારી હઠાવ્યાથી લાંબા કાળ સૂધી પૃથ્વી ઉપર રાજ્ય કર્યું હતું. દીકરા! બહુ કુમળો ને કોમળતાવાળો પણ થઇશ ના. એક રાજાએ પોતાના શત્રુ સામે પોતાના રાજકુમારને લડવા મોકલ્યો. થોડે દહાડે રાજાને ખબર મળી કે; "કુમાર તો ઘડી ઘડી શરીર ઉપરથી બખ્તર ઉતારી નાખી આરામ કરે છે, ને એકેક કુચમાં બબે રાત ગાળી નાખે છે!" આ ઉપરથી રાજાએ કુમારને લખી વાળ્યું કેઃ—"કુમાર! પરમેશ્વરે કીર્તિ પેદા કીધી તેની સાથે તો દુઃખ અને મહેનતને જોડી આપેલી છે. જેમને પરાધીન ને નામાંકિત નથી કર્યાં તેમને માટે સુખ ને આરામ સરજયાં છે. પ્રતિષ્ઠા, કીર્તિ, નામદારી, જશ એ સૌ રાજાઓને પ્રભુએ આપ્યાં છે. આ બન્ને એક ઠેકાણે રહી શકતાં નથી, માટે રાજપુત્રને તો લાયક છે, કે સુખ ને વિશ્રાંતિને તજી દેવી. જો તેમ ન કરો તો ભલે. તમારા બાપના રાજયની મોટાઇ તરફથી તમારૂં મૂખ પાછું ફેરવજો!" અતિ કોમળતા રાખવાથી કોઇ પણ સ્થાને ગણત્રી થતી નથી. અતિ વિવાદ કરવાથી સર્વત્ર અપમાન થાય છે. અત્યંત દાન કરવાથી દરિદ્રતા આવે છે. અને અતિ લોભ કરવાથી તિરસ્કાર થાય છે. દરેક વાતમાં કોમળતા, સુઘડતા, શંકા સુબેહ, ને સુગ શંકા રાખવાથી દુન્યામાં ત્હારાથી આગળ વધી શકાશે નહીં.

शंकाभिः सर्वमाक्रान्तमन्नं पानं च भूतले ।
प्रवृतिः कुत्रकर्तव्या जीवीतं तु कथं नु वा ॥

ખાવામાં, પીવામાં, જો શંકાથીજ ઘેરાયેલાં રહીએ, તો પ્રવૃતિ શી રીતે થાય, ને જીવાય પણ કેમ? સાહસ કર્મ વગર પડવે; ધન માલ વગર વેપારે; એલમ વગર તકરારે; અને રાજપાટ વગર જાળવણીએ કાયમ રહે નહીં. ઇમામ ગજાલીને લોકે પુછયું કે; "તું આટલો બધો એલમ શી રીતે મેળવીને મોટે દરજજે પહોંચ્યો?" કહ્યું કે; જે ચીજને હું નહીં જાણતો અને નહીં સમજી શકતો તે બાબે બીજાને પુછવાની શરમ નહીં પકડી, લાજ્યો નહીં, અને જયાં ચકુનમ પડી ત્યાં હસતે મૂખડે રહી, શરમને ખાતર ગુન્હા કરતો નહીં; કેમકે એ તો સૌ બકતાબાજીના ખેલ છે.

ચોમાસે ભરપૂર, જે જળથી નદી ગાજતી;
ઘટે ઉન્હાળે નૂર, વખત વખતની છાંયડી.
દિવ્ય પ્રતાપિ દેશ, આર્ય ખંડ નવ ખંડમાં;
પડયો પરાધિન વેશ, વખત વખતની છાંયડી;
જે જંગલી જમદૂત, સજતા વસ્ત્ર શરીર નહિં;
શિખ્યા હુન્નર અદભૂત, વખત વખતની છાંયડી;
નિજની સ્થિતિનો નામ, ગરવ કરે છે ગાંડીયા,
કહે ખુલાખી રામ, વખત વખતની છાંયડી.

નિષ્કપટી ભાવના શિવાય દુન્યામાં આગળ પડી શકાતું નથી. જુલ્યસ સીઝર જ્યારે આફ્રીકા જીતવા ગયો, ને આફ્રીકાની ભુમિ ઉપર જેવો પગ મુકયો, કે નઠારા શુકન થયા. તે તુર્તજ ત્યાં પડી ગયો. જેણે કોઈ કામ કરવુંજ છે તે કશી વાતે સંકોચાતો નથી. લોકોને હિંમત આપવા સારૂ જેવો પડયો તેવોજ તે બોલ્યો હતો. કે; "**ઓ આફ્રીકા! આ રીતે હું તારો કબજો લઉં છું!**" દુન્યામાં આગળ વાધવા સારૂ આવી દ્રઢતા જોઈએ. સંકોચ પામીને લજવાઈને ત્હારી દ્રઢતાને સંકોચતો ના બેટા. દ્રઢતાની નિશાની એ છે કે; એકવાર મ્હોંમાંથી વચન નિકળી ગયું તે કદાપિ અસંભવિત હોય તોય પણ સામાના મનમાં અસર ઉપજાવવાને સારૂ તે વચન બનતાં સૂધી પાછું ફેરવવું નહીં. સુલતાન મહમૂદ ગઝનવી એક દહાડો ફરતો ફરતો બાંદશાહી ઈમારતની પાછળથી જતો હતો, એવામાં એક મજૂરને ખાંધ ઉપર જબરદસ્ત પથ્થર, મહેલના સમાર કામ માટે ઉંચકી લઈ જતો દીઠો, અને તે મજુરથી એ ભાર ઉંચકી નહીં શકાવાથી કાંસી પડતો સંભળાયો; એટલે મહમૂદે કહ્યું—"હે મજુર! **એ પથ્થર રસ્તામાંજ નાંખી દે!**" મજુરે બાદશાહના ફરમાન પ્રમાણે અધ વચ્ચે, મહેલની બરાબર સામે પથરો નાંખી દીધો. રસ્તે જતા રાહદારીઓને તથા ઘોડેસ્વારોને આ પથરાની વારંવાર ઠોકર લાગતી હોવાથી હજૂરિયાઓએ બાદશાહને કહ્યું કે; "હે માલિક! આ પથરો રસ્તામાં વચ્ચોવચ્ચ પડયાથી લોકોને હરકત થાય છે, માટે પેલાજ મજુર પાસે ઉંચકાવીને મેરે કોરે નંખાવ્યે?" મહમૂદ કહે: "એકવાર મ્હારાથી બોલાઈ ગયું છે કે; **એ પથ્થર રસ્તામાંજ નાંખી દે!** અને પાછો તેજ પથ્થર ઉંચકી લે! એવો હુકમ ફરમાવ્યાથી મ્હારાં વચનની અસર કોઈને રહે નહીં, માટે મ્હારા બોલેલા બોલની દ્રઢતાને ખાતર આ પથ્થર યાવત ચંદ્ર દિવાકર પર્યંત ત્યાંજે પડયો રહેવા દો!" કંઈ પેઢી દર પેઢી સૂધી તે પથરો મહમૂદના મરણ પછી પણ ગઝનીમાં જયાં ને ત્યાં મહમૂદના વચનની યાદગીરી તરીકે, કીર્તિ સ્થંભ લેખે, રાખી મેલવામાં આવ્યો હતો. એવોજ બનાવ રાજા વિલ્યમ વિષે ઇતિહાસમાં નોંધાયલો છે. જ્યારે વિલ્યમ ધી કૅાન્કરર બુલ્વરહાઈથને કિનારે પહેલવહેલો ઉતર્યો ત્યારે તેને પણ અપશુકન થયા. ભૂમિ ઉપર ઉતરતાં સમેટ તે પણ પડી ગયો હતો. પરંતુ તેની દ્રઢ ભાવના એવી હતી, કે અપશુકનને શુકનના રૂપમાં ફેરવી નાંખી તે હિંમતથી બોલ્યો હતો કે; "**આ ભુમિનો કબજો મેં મ્હારા બન્ને હાથે લીધો છે!**" આ બધા દાખલા આપણુ સાધારણુ લોકોએ પણ પોતાના સંસાર વહેવારમાં અનુકરણુ કરવા જેવા છે બેટા. આપણુને દુન્યામાં આગળ વધતાં ઉતારી પાડનારાં ઘણાં મળે છે. આપણી પીઠ ઠોકી આપણુને પડેલાં ઉઠાડીને ટટાર કરનારાં ઝાઝાં મળતાં નથી. એવી વેળાએ ત્હારે સંકોચિત ન થવું. એલેકઝાં-

ડરની ચઢતી જ્યારે શત્રુઓ તથા હરીફોથી દેખી શકાઈજ નહીં ત્યારે તેને "મેસીડોન્યાનો મૅડ માણુસ" કરીને તેઓ તેને કહેતા હતા. તેથી શું થયું? તેણે તો ઉલટાં બધાંને ગાંડાં કીધાં. મૂર્ખ ટીકાકારોના ટીકા મૂર્ખાઈભિર્યા છે એમ તમારે માની લેવું.

હાં તા સેપર ન અફકની અઝ હોમલએ ફસીહ;
કુરા જુઝ આં મોબાલેગએ મોસ્તઆર નીસ્ત.
દીન વરઝો મઆરેફત કે સુખુનદાંને સજએ ગુઇ;
બર દર સલાહ દારદો કસ દર હેસાર નીસ્ત.

ખબરદાર! તું કોઇ એક મોઢાંની ચાપલુશીવાળાનાં તેજી બોલવાના હુમલાથી ઢાલ નાખી ના દેતો. કેમકે તેની પાસે ફોકટની ભપકી સપકી ને ચાપલુશી શિવાય બીજું કાંઈ હોતું નથી. તું દીન અને ખુદાતાલાની મારેફત અખત્યાર કર, કાંકે કવેતના બોલનારા કવિ લોકો જે છે તે જેવા પણ દરવાજા ઉપર હથિયાર રાખે છે, પણ કિલ્લામાં તો કોઈ હોતું નથી. માટે વૈભવ મેળવવાની ઈચ્છાવાળા દીકરાએ તો આ જગતમાં લોકના બોલવા ઉપર, નિદ્રા, તંદ્રા, ભય, ક્રોધ, આળસ, સંકોચ યાને ચકુનમ અને થાંથાપણું આ આઠ દોષોને તજી દેવા; નહીંતર દીકરા, એ આઠ દોષો ત્હારાં કાર્યનો જરૂર નાશ કરશે. આપણે તો બસ દુન્યામાં આગળજ વધતા રહેવું.

What is our duty here? To tend,
From good to better, thence to best.

નાગાનેજ નખરાં ઘણાં હોય, ને ઉંઘાડાનેજ બફારો ઘણો લાગે.

કૈસા પર સમર્થ હો, બિન ઉદ્યમ દુઃખ પાય;
નિકટ અસન બિન કર ચલે, કૈસે મુખમેં જાય?

દીકરા તું ચાહે એવો બળવાન હશે, મગર ખંત નહીં રાખીશ તો આ જગતમાં, આ સંસારમાં તું દુઃખી જ થઈશ. પાંચ આંગળી વગર મોઢામાં નવાળો પણ મૂકી શકાતો નથી. ખંત પકડયા વિના કોઈએ વસ્તુ કે કામ બની શકતું નથી. એક મૂર્ખ ટીકાકારે એવી ટીકા સાંભળી, કે ચાંદમાં સસલાંની છબી દેખવામાં આવી છે! જેથી તે ટાઢની મોસમની એક સુંદર ચાંદરણીનો આનંદ પ્રાપ્ત કરવાને બદલે "ચાંદમાં સસલું કયાં છે?—ચંદ્રમાં સસલું કેમ દેખાતું નથી?" એમ બોલી બોલીને થાકી ગયો. સવારમાં તેને પુછવામાં આવ્યું કે; "ગઈ રાતે ચાંદરણું પડેલું તમે દીઠું હતું?" તે કહે; "ચાંદ દીઠેલો, પણ ચાંદરણું દેખવામાં આવેલું નહીં!" ખરૂં તત્વ સત્વ પડતું મુકીને મૂર્ખો તો ચાંદમાં સસલો શોધવાજ દોડે છે. માટે દીકરા, ત્હારા જેવા જેઓ નિખાલસ છે, તેમણે મૂર્ખ ટીકાકારોથી સંકોચાવું નહીં. જે અવિવાદી, કાર્ય કરવાને શકિતમાન,

પડયા પછી પાછો ઉઠનારો, કૃતજ્ઞ, બુધ્ધિમાન અને વગર ચકુનમવાળો સરળ છે, તે તો સઘળે કીર્તિજ મેળવે છે, અને તે કોઇએ અનર્થ કામમાં પડતોજ નથી.

ઝે રાહે એરદ હીચ ગુનેહ મતાબ;
પશીમાની આરદ દેલતરા શેતાબ.
દેરંગ આવરદ રાસ્તીહા પદીદ;
ઝે રાહે હુનર સર ન બાયદ કશીદ.

દીકરા! તું કદાપિ પહેલેજ સપાટે પડી જાય તોએ તું કોઈ રીતે પાછો ફરીને ત્હારૂં ડહાપણ ગુમાવીશ નહીં. ઉતાવળે સંકોચાઈ જઈશ તો પાછળથી તને પસ્તાવો કરવો પડશે. ધીરજ રાખીશ તો ત્હારૂં સત્ય હશે તેજ પ્રકાશશે. જે હુન્નરકળાનો માર્ગ તેં અખ્ત્યાર કર્યો હોય તેમાં પહેલીજ વાર ફતેહ ન મળવાથી તું ત્હારા તે માર્ગ ઉપરથી કદિએ ત્હારૂં મસ્તક ફેરવીને શરમાઈ જતો ના. ગુરૂ નાનકના પહેલા બોધથી લોકો હસવા લાગ્યા હતા, ઠઠ્ઠા કરતા, પણ તેના મરણ પછી તેનું શબ ઉંચકી લઇને તેના હિંદુ અને મુસલમાન ચેલાઓમાં માંહો માંહે મોટો ઝગડો જાગ્યો હતો; એટલું બધું તે પહેલાં પડી ગએલા ગુરૂનું પાછળથી માન વધ્યું. હિંદુઓએ તેનાં મડદાંને બાળવાની ઈચ્છા દેખાડી અને મુસલમીનો દરઘા બનાવવા તૈયાર થયા હતા. બેઉ વચ્ચે નાનકનું શબ લેવા રસાકસી ચાલી, પણ જેવું તેનાં મડદાં ઉપરનું કપડું કાઢીને જુએ છે તો શબજ દેખાયું નહીં! ત્યાર બાદ આ બે જાતોએ તોડ પાડયો. જે કપડાંથી રૂવાનને ઢાંકયું હતું તે કપડાંના બે ટુકડા કરીને એક ટુકડાને હિંદુની ક્રિયા પ્રમાણે બાળ્યો અને બીજા ટુકડાને મુસલમીન ક્રિયા પ્રમાણે સમાધિષ્ટ કર્યો. અને જે ઠેકાણે પેલું કપડું બાળવામાં આવ્યું તે જગાએ હિંદુ મઠ ઉભું કીધું, અને સમાધિ વાળી જગો ઉપર સ્થંભ બાંધ્યો! આજે તેમાંનું જોકે એકે નથી, પરંતુ જેને પ્રથમ હિણવામાં આવ્યો તે જો સંકોચ પામી જાત તો આટલો બધો પાછળથી પુજાત નહીં. માટે હે દીકરા!

બ આઘાઝ અગર કારે ખુદ ન નેગરી;
બ ફર્જામ નાચાર કચ ફર બરી.

તું જો પ્રારંભમાંજ સંકોચ પામીને ત્હારી ફરજ ઉપરથી ખસી જશે તો છેવટે જયારે તેનો બદલો તને નાસીપાસીમાં ખમવો પડશે ત્યારે તને દુઃખ થશે.

દીન અને એમકાર્થી વંશના નબીરાઓ છાતી ઉપર એવોજ ચાંદ લટકાવીને ફરે છે કે; "બહાદુર અને વફાદારને કાંઈ પણ વસ્તુ મુશ્કેલ નથી!" બહાદુરને સંશય નડતો નથી. તેને "વાહવાહ"થી જેમ હર્ષ થતો નથી, તેમ બેજ્જાલત લાગવાથી તેને સંતાપ પણ થતો નથી. એવા સજ્જનને આ સંસારમાં તુચ્છ વૈભવની બીલકુલ તથા કે તમા હોતી નથી. એક કવિ લેખક કહે છે

કે; બહાદુર સજ્જન અને પ્રકાશિત સુર્ય એ બન્ને એક સરખા છે. બન્ને અંધકારનો નાશ કરે છે. બન્ને પડે છે ને પાછા ઉઠે છે. એટલુંજ નહીં, પરંતુ સુરજ તો જ્યારે અસ્ત પામે છે ત્યારે અંધારૂં કરે છે, મગર બહાદુર તો ૨૪ કલાક પ્રકાશ પાથરીને અંધારૂં દૂર કરે છે. જ્યાં નિખાલસપણું નથી, જ્યાં ખરો ભાવ, સરળતા અને સત્યતા હોતી નથી ત્યાં સામાવાળાંનો પણ સરળ ભાવ હોતો નથી. તમે જેવાં અંતઃકરણથી સરળ ભાવ રાખશો તેવાજ સત્યભાવથી સામેવાળો તમારી સાથે વર્તશે. એકવાર નવસારીથી એક ભાઈ મુંબઇ જવા નિકળ્યો ત્યારે પાડ પડોશના મહોલ્લાવાસીઓ પૈકી કોઈ કહે કે; "કાકા મ્હારે માટે એક તપકીરની દાબડી વસાવી લાવજો!" કોઇ કહે; "મ્હારા છોકરાને સારૂ બાબાગાડી જરૂર લાવજો!" કોઈ કહે; "ચાર રૂપૈયાનો હલવો લાવજો. જરૂર જરૂર લાવજો હં! વિસરતા ના." કોઈ કહે; "હાથીદાંતના હાથાવાળી એક સારી જેવી છત્રી મ્હારે માટે જરૂર લાવજો બા;" પેલો તો બધાંને "હા માય! હા બ્હેન! હા ભાઇ!" કરતો કરતો જેવો ઉપડવા જાય છે તેવોજ એક ડોસીએ પેલાના હાથમાં ચાર આના મુકી દઇ કહ્યું; "મ્હારાં બચ્ચાંને સારૂ રમવાનો એક ઘુંઘરો લાવજો!" મહિને માસે જ્યારે પેલા ભાઇ પાછા મુંબઈથી નવસારી આવ્યા ત્યારે જણ જણ પુછવા લાગ્યાં; "ભાઈ, મ્હારૂં અમુક તમુક મંગાવેલું લાવ્યા કે?" ત્યારે પેલો કહે; "ભુલીજ ગયો. ફ્રોમ ના રહી. દુકાને ગયો તો માલની કિંમત ઘણી જણાઇ. બાબાગાડી ખરીદવા જેટલા પાસે પૈસા ન હતા. તમારી દાબડી તો બધી દુકાને શોધી પણ કેઠે મળીજ નહીં." વગેરે, વગેરે. પરંતુ પેલી ડોસીના દીકરા સારૂ ઘુંઘરો લાવ્યો હતો તે ડોસીના હાથમાં મૂકયો. ડોસીના ઘરમાં છોકરાંને ઘુંઘરે રમતાં જોઇ પેલો ભાઈ બોલ્યો; "દોઢિયાંવાળાંનાં છોકરાં તે ઘુંઘરે રમે!" અર્થાત, જેણે રોકડા પૈસા ખરા સત્યભાવથી પરખાવી દીધેલા તેનું મંગાવેલું આવ્યું, ને બાકીનાના મનમાં તો એવું, કે પેલા ભાઈ માલ વસાવી લાવશે, ને શરમાઇને પૈસા લેશે નહીં. પરંતુ જેનો જેવો અંતઃકરણનો ભાવ હોય તેનેજ તેવું મળે. પરમેશ્વરની પ્રાર્થના પણ પૂર્ણ દ્રઢભાવથી થાય છે તો મનની મુરાદ બર આવે છે. પરંતુ તેમાં પણ વારંવાર પડયા કરવાનું થાય છે. સમયે પાછાં ને પાછાં ઉઠયા કરવું જોઇએ. આવા નિશ્ચયથી અશકય દેખાતી વાત શકય કરી શકાય છે. સર્વ સારાં કર્મોના ફળરૂપ આ મનુષ્ય દેહરૂપ વહાણ કરોડો પ્રયત્નો વડે પણ ન મળે તેવું છે. છતાં અનાયાસે ઇશ્વર કૃપાથી પ્રાપ્ત થયું છે, જેમાં સદગુરૂ રૂપી વહાણવટી છે. એ વહાણ ભકિત વડે મેળવેલી ભગવત કૃપા રૂપ વાયુથી પ્રેરાયલું છે. એ પ્રમાણે સર્વ સામગ્રી છતાં જે મનુષ્ય સંસાર રૂપ સમુદ્ર તરી જતો નથી, તે પોતે પોતાની મેળેજ પોતાનો

ઘાત કરે છે. પ્રભુ તો કોઇપણ પ્રાણી ઉપર, તેનાથી ઉંચકી ન શકાય એટલો બધો બોજો નાંખતાજ નથી. તેણે જો સારી કમાઈ કરી હશે તો તે મજાહ કરશે અને નઠારી કરી હશે તો તેનું ફળ તેને ભોગવવુંજ પડશે. કોઇ પ્રાણીથી જે બીએ નહીં, અને જેનાથી કોઈને ભય થાય નહીં તેજ માણસ પાકો જ્ઞાન-વાન કહેવાય. શરદ ઋતુના મેઘની પેઠે અમથી મોઠી ગર્જના કરવી નહીં. મોટો પુરૂષ હોય તે પારકા અર્થને કે અનર્થને પ્રકાશ ન કરે. ખંત અને ભાવનાથી દરેક કામ થાયજ થાય. લૉર્ડ ડૉનેરેઈલની દીકરી ઑનરેબલ મીસ એલીઝાબેથ લૅજરના અંતઃકરણે બસ ફ્રીમેશન સંસ્થામાં જોડાઈને ત્યાંની ગુપ્ત ક્રિયાઓ જાણવાની સજડ ભાવના હતી. સ્ત્રી જાતિને "મેશન" બનાવી શકાયજ નહીં, પણ એણીએ તે થવું હતું. અશકય વાત શકય બનાવતાં તેણી વારંવાર હાર પામવા લાગી. પોતાના પિતાના ઘરનાં દિવાનખાનામાં એકવાર ફ્રીમેશન લૉજ ભેગી મળી ત્યારે ત્યાંના મોટાં ઘડિયાળના ખાલી ખોખાંમાં તેણી સંતાઈ બેઠી; અને ફ્રીમેશનનું ચાલતું કામ બરાબર જોઈ લીધું. તેણી પોતે થઇને પકડાઈ ગઇ, અને તેણીને ફરજીયાત પહેલ વહેલી મેશન બનાવવામાં આવી. બીજી કચકાંઇ લેડીઓએ બહુએ પૈસા વેરવા માંડયા પરંતુ મેમબરોથી મરજીયાત એક પણ લેડીને ફ્રીમેશનમાં દાખલ કરી શકાઈ નહીં. એ રીતે અંતરની સરળતાથી મીસ લૅજર આખી પૃથ્વી પર એકની એક ફ્રીમેશન રહેવા પામી. આવા હેતુને ઉદ્દેશીનેજ વોહુક્ષથ્ર ગાથામાં ભણવામાં આવે છે કે;

દોઈષા મોઈ ઈસ્તોઈશ ક્ષથ્રેમ; ક્ષ્માકેમ વોહૂ
મનંઘહા વહ્માઇ દાઈદી સવંઘહો.

ઓ અહુરા પિતા! મ્હારી મુરાદ પાર પડે એવી તોફિયત તું મને બક્ષ. નેક મનશ્નીથી ત્હારી અમે કીધેલી અંતરની પ્રાર્થના અને આરાધના તરફ દ્રષ્ટિ કરીને તું ત્હારી ભકિતના અસંખ્ય લાભોની પ્રાપ્તિ મને આપ! જેણે પોતાનું ઇચ્છિત કરવુંજ છે, તે તો ગમે એ ભોગે પણ પાર પાડવા સારૂ આરંભથી પોતાનું સર્વસ્વ તે ઇચ્છેલી વસ્તુને અર્પણ કરી દે છે. આવા નિખાલસ સરળ ભાવ-વાળાં મનુષ્ય ઉપર પ્રથમ વિપત્તિઓ, વેદના, અને આફતોના બાણો છુટીને જાણે વરસાદ વરસાવે છે, પરંતુ જેને કામ કરવુંજ છે તે તો પડતીમાં પડતાં પડતાં પણ ટટાર રહે છે. ભોજરાજા જ્યારે તખ્તનશીન થયા ત્યારે તેમના ગુરૂએ તેમને દીક્ષા આપતાં શિક્ષા દીધી કેઃ—

प्रारम्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारम्य विघ्नविहिता विरमंति मध्याः ।
विघ्नैः सहस्त्रगुणितैरपि हन्यमानाः
प्रारम्य मुत्तमजना न परित्यजंति ॥

હરેક આદમીના ત્રણ પ્રકાર છે. કનિષ્ટ, મધ્યમ, અને ઉત્તમ. જે નીચાં ને નબળાં લોકો છે તેઓ કાંઈપણ કાર્ય કરતાં પહેલાં વિઘ્ન ને સંકટ આવી પડવાની બીકથી કોઈ પણ સાહસ માથે લેતાંજ પાછળ હઠી જાય છે. મધ્યમ વર્ગનાં આદમીઓ કોઈ કામ શીરપર લે છે ખરાં, પરંતુ નડતળ કે આફત આવી પડી એટલે તુર્ત તેઓ હઠી જાય છે. મગર જે ઉત્તમ પ્રકારના માનવીઓ છે તેઓ તો કોઈ પણ સાહસ કર્મ માથે લેવા પહેલાં પુખ્ત વિચાર કરીનેજ તે કામ શરૂ કરે છે, અને તે કામ શરૂ કીધા પછી તેમાં હજારો જાતનાં સંકટો કાં ન આવે, ગમે એટલીવાર પડી કાં ન જાય, ચાહે એટલી વખત હાર અને હારજ કાં ન પામે, તોપણ પોતાનું આરંભેલું, માથે ઉઠાવેલું કામ સંપૂર્ણ કર્યા શિવાય તે કામને અર્ધ વચ્ચે તજી બેસતા નથી. ડૉ૦ જોનસન જયારે લંડનમાં પહેલાવહેલા ગયા ત્યારે તેમની સોડે બધી મળીને માત્ર ત્રણ ગીની હતી! ઓળખાણ સારૂ એક બે દાખલા હતા, અને એક નાટક તૈયાર કરેલો હતો તેજ પુંજી! શિફારસ પત્રમાં એક કાગળ એક પ્રસિધ્ધ પુસ્તકવાળાને લખાએલો હતો. તેમાં ડૉ૦ જોનસનની વિદ્વતા, કવિતાઈ શકિત, અને ઉંચા ગુણો વિષે તેમાં તેની તારીફ કરેલી હતી, અને છેવટે એવો લેખ હતો કે; "એને જો તમે તરજુમા વિગેરે વિગેરે કરવાનું પણ કામ સોંપશો તો એ સારી રવેશે તે કામ પણ કરી શકશે." આ ભલામણ પત્ર પેલા પુસ્તકવાળાએ વાંચીને પછી જરાવાર તેની સામે ટગર ટગર જોઈને હસવામાં કહ્યું કે; "અલ્યા! તું જો બજારમાં ટોપલો લઈને ઉંચકવાનું કામ કરશે તો ત્હારૂં પોષણ તું આ કરતાં સારી રવેશે કરી શકીશ!" આ તેના બોલવામાં માત્ર ઠઠ્ઠોજ નો'તી, પણ બીજા પુસ્તકવાળાની મદદ વડે જે ગ્રંથકાર પોતાનું પેટ ભરતો હતો, તેની હાલત કેવી હતી, તે તેણે દરરોજ દીઠેલી હતી. ડૉ૦ જોનસને આથી હારી ખાધું નો'તું. તે છેક પાંચમે માળે એક ન્હાનીશી ઓરડીમાં રહેતો. ખાવું પીવું તો એક ભઠિયારખાનાંમાં હતું! શરીર ઉપર લુગડાં પણ ફાટેલાં તુટેલાં! ઘડી ઘડી માંગનારાના બેલીફ તો આવીને તેટલાં ઉપર પણ ટાંચ મારતા! પણ એકવાર પડેલો જોન્સન ઉઠયો ત્યારે ઈંગ્લંડને પણ દાંતમાં આંગળાં લેવાં પડયાં હતાં. જેના કામનો ઉદ્દેશ સારો હોય છે તેને ધીમે ધીમે ખુદાજ મદદ કરે છે. ઉતાવળે આંબા પાકતા નથી. તું પડે કે પાછો ઉઠજે, ને પાછો પડીને પણ ફરીને ઉઠવાને તત્પર રહેજે દીકરા.

મોરચક અઝ બેજે બોરૂન આયદો રોઝી તલબદ;
વ આદમી બચે ન દારદ ખબ્ર અઝ અકલો તમીઝ.
આંકે નાગાહ કશી ગશ્ત બ ચીઝી ન રસદ;
વીન બ તમકીનો ફઝીલત બેગુઝશ્ત અઝ હમે ચીઝ.

મરઘાંનું બચ્ચું ઈંડાંમાંથી બહાર આવતાંજ ખાવાનું શોધે છે. અને આદમીનું બચ્ચું તો જન્મે છે ત્યારે દાનાઇ અને અક્કલની કશીખબર રાખતું નથી. પેલું મરઘું જે એકાએક જન્મીને ખાવાનું શોધવા લાગે છે, તે કાંઇ કમાલ્યતને પહોંચતું નથી ને નકામુ જેવું રહે છે. અને આદમનું બચ્ચું જે ધીરજથી સર્વ શિખે છે તેથી ફજીલત અને બુઝરગીમાં સર્વ કરતાં તે સરસ નિવડે છે. માટે ઉતાવળે પ્રાપ્તિ થાય તે કરતાં ધીમે ધીમે જે પ્રાપ્તિ થાય તેજ ટકાઉ.

ભોજ રાજાએ આ શિખામણ મન ઉપર લઇને દરેક કામ ઉપાડયું, તેમાં તે પડયા પણ ખરા, પરંતુ છેવટે જય પોકરાવ્યો. કહ્યું છે કે, બ્રાહ્મણ મુર્ખપણાથી ઝંખવાય, ઉત્તમ માણસ ખોટે માર્ગે જતાં ઝંખવાય, મોટું માણસ માન ભંગ થવાથી ઝંખવાય, રાજા પોતાનું વચન ભંગ થવાથી ઝંખવાય. પંડિત બોલતાં ચુકે તો ઝંખવાય, અને સ્ત્રી છે તે ભારબોજ ઉતર્યાથી ઝંખવાય. દીકરા આપણે ઘણીવાર અનુભવ્યે છિયે, કે કોઈ મંડળમાં કે મજલેશમાં, કલબમાં કે મેળાવડામાં સ્ત્રીને તો શું પણ પુરૂષને પણ કાંઈ સજડ ખેજાલત લાગે એવા, મોટી ચકુનમ પડી જાય એવા સંકોચના બનાવો બને છે. બધામાં બેઠાં બેઠાં કોઇની પાઘડીજ ઉડી જાય છે; કોઈનું મોજુંજ નિકળી પડે છે; કોઈનો ચશ્મો તુટી પડે છે, કોઈથી સડી પડાય છે ને ભોંયે પડે છે. આવા પ્રસંગે પોતેજ પડીને ઉઠી પણ જાણવું જોઈએ, ને બીજાંઓએ આંખ આડા કાન કરવા જોઇએ, અગર વાત ભુલાવી નાખવાને કાંઈ ઉત્તેજનનું બોલવું જોઈએ. સાંભળ દીકરા. નવસારીમાં જયારે શ્રીમંત ખંડેરાવ ગાયકવાડ મહારાજની સ્વારી પધારી હતી ત્યારે દશતુરજી કૈકોબાદજીએ પોતાના પુત્ર દશતુરજી માહીયારજી સાથે, હમાલ સોડે ઉંચકાવીને ઉંચી ફ્રુટ વગેરેની ભેટ મોકલી. મહારાજ તંબુમાં બેઠા હતા, અને માહીયારજી જેવાં તંબુમાં પેસવા જાય છે તેવીજ તેમને માથેની પાઘડી તંબુના ઉપલા ભાગને લાગીને હેઠળ પડી ગઈ! માહીયારજીને આ વખતે સજડ ચકુમન લાગવી જોઈએ, એનો વિચાર કરીને ખંડેરાવ મહારાજ બોલી ઉઠયા કે; "કાંઇ નહીં દશતુર સાબ! આ તો મને અમથા નમે છે ને તમે તો મ્હારી આગળ પાઘડી ઉતારીને નમન કર્યું, માટે હું તમારો મોટો આભારી થયો છું!" એનેજ મળતું એક દ્રષ્ટાંત ઇંગ્લંડના ઈતિહાસમાં નોંધાયેલું મળી આવે છે. ઇંગ્લંડના રાજા ઍડવર્ડે એક મોટો દરબારી 'બૉલ'નો મેળાવડો કર્યો હતો. તે પ્રસંગે સુંદર લેડી કાઉન્ટેસ ઑફ. સાલીસબરી પણ હાજર હતી, જેણીના પગમાંનું ગાર્ટર ઢીલું પડીને એકાએક નિકળી પડયું. જરાકમાં તેણીને આંટી આવીને તે બાનુ પડી પણ ગઇ હોત. આ બનાવ જોઈને કેટલીક ચરકટી ચીચકલી ચેતરનોમાં ને ચીબાવલા બચુકલાઓમાં સ્મીત હાસ્ય ચાલતું રાજાએ દીઠું. રખેને ખેજાલતની મારેલી

પેલી કાઉન્ટેસ ખશિયાણી પડીને બેશુધ્ધ થઈ પડે, માટે તેણીની ચકુનમ કિંવા શરમ ભાંજવા સારૂ રાજા પોતેજ તેણીની મદદે પહોંચ્યો, અને પેલાં પડી ગયેલાં ગાર્ટરની રીબન ભોંયેથી ઉંચકી લઈને બોલ્યો:—"આ અકસ્માતને જેઓ શરમ ગણતાં હોય તેમનેજ મોટી શરમ છે! જેઓ ભુંડું વિચારશે તેમનુંજ ભુંડું થશે!" આટલું બોલીને તે ગાર્ટર પોતાના ગુંઠણને બાંધીને ફરીથી ઉંચું જોઇને બોલ્યો; "હું તમને દેખાડવા માંગું છું, કે આ ભુમિ ઉપરનો સર્વથી તુંડમાં તુંડ માણસ પણ આ રીબન પોતે પહેરવામાં માન સમજતો થશે!" પાછળથી "નાઈટ ઑફ ધી ગાર્ટર"નો મહાન ખેતાબ આપવાની ઉત્પત્તિ આ બનાવ ઉપરથી થવા પામી. કહ્યું છે કે; જેમ રાંક માણસ ધન જેરવી શકતો નથી, જેણે ઘણી લાંઘણો કરી બહુ ભુખ્યો રહ્યો હોય તેનાથી અનાજ પચવી શકાતું નથી, બાયલા, હિચકારા અને કાયરના મનમાં ધીરજ ધરેલી ધરાતી નથી, બિલાડીના પેટમાં જેમ ખીર ટકી શકતી નથી, ગરૂડની આગળ સાપ ટકી શકતો નથી, બહુચરાજીનો કુકડો જેમ છાનોમાનો બેસી શકતો નથી, સ્ત્રીના પેટમાં જેમ વાત રહી શકતી, તેમજ પડયા પછી જે પાછો ઉઠતો નથી તેને કદી જય કે જશ મળતો નથી, એ ખાસ યાદ રાખજે બેટા.

ઈ૦ સ૦ ૧૭૦૧ની ભારે લડાઈ વેળાએ સ્પેનીશ કોસ્ટા ઉપર ઍડમીરલ બૅનબાઈના બન્ને પગો આખા ને આખા કપાઈ ગયા તોએ તે એક લાકડાંના થાંભલાનો ટેકો રાખીને આખી રાત દુશમન ઉપર નજર રાખતો ટકી રહી શકયો હતો! અને જ્યાં સુધી ડયુ કેસી તેને ઉંચકી લઇ ગયો ત્યાં સુધી તે આનંદથી પોતાની લડાયક કળા ચલાવ્યો ગયો હતો! હિંદુસ્થાનના પોર્ચુગીસ ગવર્નર આલમૈદા એકવાર દુશમન લશ્કરના મારાથી એટલો તો આજેજ થઈ ગયો હતો, કે બીજો કોઇ હોત તો લડાઇ સમાપ્તજ કરી દેત. તેના પણ બન્ને પગો કપાઈ ગયા છતાં વહાણના શઢ ઉપર છેક મથાળે તે ચઢયો, ને પોતાને જરાએ દુઃખ થતું કોઈને પણ કહ્યા વિના પોતાની તરવાર તેજ શઢ ઉપરથી ફડકાવવા લાગ્યો, પોતાના સાથીઓને લડવાને ખૂબ ઉશકેરવા લાગ્યો, અને છેવટે તેનો પ્રાણ ગયો ત્યારેજ તે શઢ ઉપરથી હેઠળ પટકાઈ પડયો હતો! પડયા પછી ઉઠવામાં જેઓ શરમ માનનારા છે દીકરા, તેઓ માનના ભુખ્યા વિશેષ જણાયા છે. પોતાના પરમ મિત્રના મેલાપ તથા વિજોગ એ બેઉ સમયે રહે નહીં એવો એક નપુંસક પદાર્થ છે તે કિયો? કે જેને સૌ કોઈ ભલું કહીને વખાણે છે? એવાં તો કોઇકજ વીરલા રસીકજન તેને વખાણનારા નહીં હોય. એ શિવાયના બીજાઓ તો જનને જડ કહીને નિંદે એવા ઘણા પડેલા છે. ત્યારે એવો નપુંસક પદાર્થ કોણ? એજ, કે માન. દયારામે કહ્યું છે કે;

મિલન ન બિછરન મીતકેં, અસ નપુસક હૈં એક;
તા બિન ભલ બિરલા કહે, જડ જન કહે અનેક.

મહાન એલેકઝાંડરને તેના બાપ ફીલીપે પોતાના મસ્તાન ઘોડા બ્યુસીફેલોસ સાથે પોતાના દીકરા જોડે ટક્કર મરાવતાં, એલેકઝાંડર જે માત્ર ૧૮ વર્ષની વયનો હતો તે થાકી ગયો, પરંતુ નિશ્ચયપૂર્વક રહીને આખરે ઘોડાને એવો તો પાણી પાણી કરી નાંખ્યો, કે હર્ષથી બાપ બોલી પડયો; "Mecedon is not worthy of thee"! એટલે કે, માત્ર મેસીડોન્યાનેજ માટે તું કાંઇ લાયક નથી. અર્થાત, મેસીડોન્યાનાજ રાજા થવા ઉપરાંત તને વધુ મળવું જોઇએ, કાંકે તું પડયા પછી પાછો ઉઠી શકે છે. બાપના આશિર્વાદ પ્રમાણેજ તે લગભગ આખી દુનિયાને તાબે કરી શકયો. ફીરદુશી કહે છે કે;

ચુ કોશીશ ન બાશદ તને ઝોરમંદ;
ન યારદ સરે આરઝહા બુલંદ.

દીકરા! બળવાન શરીર હોય પણ ખંતીલી કોશેશ ના હોય તો ત્હારાં મનની ઇચ્છા કદીએ પૂરી કરી શકાશે નહીં. હમેશાં નેક કામો માટે ઇનામ રાહ જુએ છે. માટે દીકરા તમે પ્રારંભમાં પડી જાવ તોએ એમજ સમજજો કે સારાંને માટેજ છે. પડયા, તો કે' દેવને પ્રણામ કીધા, હસવું તો હારેલાનેજ આવશે. તમે પડો તોપણ ભુલથી પડજો, પાપથી ના પડશો. ખુદાનો એક બંદો દરિયાના કિનારા ઉપર ચિત્તાના પંજામાંથી દુઃખી થઇને ભોંયે પડયો હતો. વાઘના પંજાથી તેનું શરીર નરૂં ચિરાઇ ગયાથી વગર દવાદારૂએ તે વાએ જેહાંન બિમાર પડેલો હતો, પરંતુ જખમના અકાંડથી રડવાને બદલે બોલતો કે; "હે પરમેશ્વર! શુકર છે ત્હારા, કે મ્હને આ મુશીબતમાં નાંખ્યો, નહીં કે મ્હને તેં કોઇ પાપ કે ગુન્હામાં ગીરફતાર કર્યો!" એ ઉપરથી સાઆદી કહે છે કે;

ગર મરા ઝાર બ કુશતન દેહદ આં યારે અઝીજ!
તા ન ગુઇ કે દરાં દમ ગમે જાનમ બાશદ!
ગુઇઅમ અઝ બંદએ મીસકીન ચે ગુન્હે સાદેર શુદ?
કે દેલ આઝુર્દે શુદ અઝ 'મન ગમે આનમ બાશદ.

મ્હારા જેવા બળહિનને તે પ્યારો પરવરદેગાર મારવાને માટે આવે તો તે પ્રસંગે મ્હને મ્હારા પ્રાણનું દુઃખ હોય એવું તું નહીં સમજીશ. તે સમયે તો ઉલટું હું આમ બોલીશ, કે હે માલેકે પાક! મજ મીશકીન બંદાથી એવું તે શું પાપ થયું, એવો તે શો અપરાધ કે ગુન્હો થયો, કે તું મ્હારા પ્રત્યે રીસે ભરાયો? એજ વાતનું મને તો દુઃખ લાગે છે. મ્હને તો પડયાનું દુઃખ થતું નથી, પરંતુ પડયા પછી પાછા નહીં ઉઠવાનુંજ દુઃખ થાય છે.

# મ્હારા દીકરાને-ફરમાન ૧૫મું.



O Father! "There stands before you
The youth and golden top of your existence,
Another life of yours: for, think your morning
Not lost, but given, pass'd from your hand to his, (son)
The same except in place. Be then to him
As was the former tenant of your age,
When you were in the prologue of your time,
And he lay hid in you unconsciously
Under his life."—BEDDOES.

મ્હારા પ્યારા બેટા!

હવ તું બચ્ચાંનો બાપ થવાની તૈયારીમાં છે, સબબ બાપ તરીકે ત્હારી શી શી ફરજો છે તે સમજાવવાની જરૂર હોવાથી હવે હું બીજે હપતે આ પત્રો સમાપ્ત કરવા ધારૂંછું, માટે વ્હેલો વ્હેલો છેલ્લી નશિયતો તને કહી દઈશ. દીકરા! ત્હારો હવસ લાંબો વખત રહ્યા છતાં પણ જરૂરજ તે ચાલી જનારો તો છેજ, ત્યારે તે હવસ-રસ એની મેળે મંદ પડી જાય તેમાં, અને તું પોતે થઇને તેને તજી દે એમાં ફરક ઘણો છે. આમ રસ અને ચામ રસ તો વધારેલો વધે ને ઘટાડેલો ઘટે; માટે તું તે રસથી નિપરાઇ જઈને ન છુટકે તે તને છોડે તે કરતાં તુંજ તેને છોડી બેસ; કેમકે હવસો અને વિષયો જ્યારે પોતે થઇને ચાલ્યા જશે ત્યારે તો ઉલટો ત્હારા મનને પરિતાપ થશે. પોતે થઈને તજેલા હવસોજ પુરૂષોને સુખ શાંતિ આપે છે. કુચ્છના મહારાવ શ્રી દેસલજીનો આ એક બનેલો બનાવ છે, કે પોતાના માંડવીના મહેલમાં એકવાર ફરતા હતા એવામાં સામે આવેલાં એક ઘરના માળ ઉપરની બારી આગળ એક જવાન સ્ત્રી છાતી ઉપરથી ખસી ગએલી સાડીની સોડ સાથે પોતાનું માથું ઓળતી હતી. આવી સ્થિતિમાં પરસ્ત્રી ઉપર અને તે પણ વળી પોતાની રૈયતની સ્ત્રીના મલાજા ઉપર માત્ર નજર પડી ગયાથી જે બારીએથી પેલી સ્ત્રીના ઉપર નજર પડી ગઈ હતી તે બારી એમની એમ ચણાવી નાખીને બંધ કરાવી દીધી; અને જણાવ્યું કે: "મ્હારી પ્રજાની સ્ત્રી એટલે મ્હારૂંજ બચ્ચું છે; જેથી મ્હારો પિતાભાવ તો કાયમ રહ્યો, પરંતુ જો કોઇ મ્હારા ચાકર નફરની દ્રષ્ટિ આ બારીએથી બગડે તો તેનો દોષ પણ મનેજ લાગે, માટે મેં આ બારી બંધ કરાવી છે." ભક્ત તો તેનુંજ નામ, કે જે વિષયને ન ભજતાં ભગ-

વાનનેજ ભજે. આશાધર તો તેનુજ નામ, કે જે પર સ્રીની આશા ન કરતાં પોતાનીજ સ્રીથી આશા રાખે. જે પુરૂષો પંડિત હોય, મહા વિદ્વાન હોય, જગત્‌માં બહુ માન પામેલા હોય, તેઓ પણ કામિનીના માત્ર એકજ નેણુ બાણુથી ભેદાઈ જાય છે. તેણીઓ તેમને વિષયગામી કરવાને એવી તો સમર્થ છે, કે પોતાની આંખની પાપણોથી ગોઠવાયલાં લશકરને " રાઈટ એન્ડ લેફ્ત " કરે છે; એટલે કે આંખ મારે છે, ત્યારે ગમે એવા લોર્ડ ક્રોનેમારા, પાર્નેલ, કે જોધ્ધા નેપોલ્યન જેવાને પણ ઠાર મારી શકે છે.

" નયનાકી નોંકે બુરી, નિકસ જાત જસ તીર;
હેરે ઘાવ ન પાઈયે, બેધા સકલ શરીર.
બેધા સકલ શરીર, બૈદ કા કરે બૈદાઈ !
કરી હો કોટિ ઉપાય, ઘાવ નહિ દેત દેખાઈ.
કહે ગિરિધર કવિરાય, બિરહિની દેત હે ચોકે;
સમુઝિ બૂઝિકે ચલો, બુરી નયનનકી નોંકે ! "

હે બેટા ! વિષય રસ અને હવસ ચરસને નિરસ તેં જાણ્યો છતાં, જો તું બદ નજર રાખીને પર સ્રીઓ ઉપર આસકત થઈને તેમની પાછળ ભટકયા કરીશ, તો હું તને ગધેડા કરતાં પણ હલકો ગણીશ. હવસ વધાર્યાથી આખી જગત્‌ની સુંદરી ઉપર તું નજર બગાડતો થઇ પડીશ. તું તો આખો હાથી ગળવા માંગશે પણ મોં પહોળું નથીને ! ડેપ્ટફર્ડ આગળ નદી કિનારે એક જગા છે, જેને " કુકોલ્ડસ્ પોઈંટ " કહેવામાં આવે છે, તે જગા આગળ જ્યારે મુસાફરો આવે છે ત્યારે મૂછમાં હસ્યા વગર રહેતા નથી. તેનું કારણ એટલુંજ છે, કે તેજ ઠેકાણે એક સાધારણ મજુરડીએ રાજા જોનને આંખ મારીને પોતાના પ્યારમાં વશ કરી ગધેડો બનાવ્યો હતો !

હે બેટા ! તેં જેણીનો હાથ પકડયો તેણીનોજ હાથ પકડી રહેવાના ઇશ્વરિ કાયદાને માન આપજે. તું ત્હારી એકજ પ્રિયાને વળગી રહી સાચો નિવડીશ, તો તું સાચો બીજલસી કહેવાઇ માન પામશે. ત્હારાં ભવિષ્યનાં સુખ સારૂ તેં પૂરી સંભાળથી ત્હારી કાન્તા પસંદ કરેલી છે, માટે ગમે એવી સ્વરૂપવાન પર સ્રીના ફાંદામાં ફસીશ મા; ન'તો ત્હારી બેઈજતી થશે. આંજુના ફ્રોલકયુઝને પરણી ચુકેલી મીસીસ બર્ટેંડને પસરાવી પુસલાવીને ફ્રાન્સના રાજા પહેલા ફીલીપે પોતાની પરણેતર બરથેને તલાક આપ્યા પછી તેને સૌ કોઈ શૃંગાર પ્રિય, વિષયી, હવસી, અને સ્રી લંપટ કહી પોતાની મીસીસોને તેને ત્યાંના નાચમાં કે દરબારમાં લઈ જતા નો'તા. આ કાંઈ થોડી ખેજાલત હતી ?

" विरले शयनं वासं त्यजेत प्राज्ञः पर स्त्रिया ।
अयुक्त भाषणं चैव स्त्रियः शौर्य्यं न दर्शयेत ॥ "

બેટા ! ત્હારે પારકી સ્ત્રી સાથે એકાંતમાં રહેવું, સુવું, કે વસવુંજ નહીં. પર સ્ત્રીઓ સાથે અમસ્થું ભાષણ પણ ત્હારે કરવું નહીં. પરાઈ ઓરતોને ત્હારી બહાદુરી ને ચાલાકી દેખાડવાની તું કોશીશ પણ કરીશ નહીં. તેણીઓ તને વશ કરવાને સારૂ સ્રુંગાર કરવામાં, પોતાની સુંદરતા સજવામાં, આવભાવ કરી બતાવવામાં, પોતાની ખુબસુરતી વિષે લચકો મચકો કરી તને પસરાવવામાં અનેક યુક્તિઓ કરે તોપણ મોહિત થઇને મગ્ન રહી તેણી તરફ ત્હારાં પગલાં પણ ભરીશ મા. તેણીના કૃત્રિમ કિંવા કલ્પિત દેખાવની લાલચથી તને પોતાને તેણીના ફંદામાં નાહક ફસાવી દેઇશ મા. એ તો ડુંગર દૂરથીજ રળિયામણા. વાત કહું. એક જવાન વ્યભિચારી હતો. તેને મિઠાઈ ખાવાનો ઘણો ચરસ હતો. મિઠાઈની ટોપલી લઇ દર સાંજે તે વેશિયાને ઘરે જતો, અને બારીએ બેસીને પાન પટ્ટીની પિચકારી મારી લહેર ઉડાવતો. એક સાંજે તે બારીએ બેઠો છે, એવામાં તે રસ્તેથી તેના બાપને આવી લાગતાં જોઇને, અંદર ભરાઇ જવાનું નહીં ફાવ્યાથી, એક પાન લઈને તેનો પડદો પોતાનાં મોઢાં આગળ આડો કર્યો. બાપને લાગ્યું કે, હજી એ છેકજ લફંગો થઇ માથે છેડા મૂકી બેઠો નથી. હજીએ મ્હારી મર્યાદા કરીને લજ્જા ધરે છે, તો એને હું સુધારી શકીશ.

"कामातुराणां न भयं न लज्जा ।
अर्थातुराणां न च बंधु मित्रं ॥"

જે છોકરો કામાતુર, હવસી, અને સ્ત્રી લંપટી છે તેને ભય કે લજ્જા હોતીજ નથી. તે પોતાની મતલબનોજ સ્વાર્થિયો છે. તેને બંધુ, મિત્ર, કે કોઈ પોતાનું છેજ નહીં. હવે પેલો દીકરો ઘરે આવ્યો એટલે બાપ થતાએ કહ્યું:– "બેટા વેશિયાને ઘરે જવું હોય તો સાંજે કિંવા રાત્રિએ જવું ના જોઇએ, સવારે સકાળે જઈએ. પંડિતોએ કહ્યું છે, કે મિઠાઈગરને ઘરે બીજે કોઈ વખતે ન જતાં ભર બપોરી વખતે ભર તડકામાંજ જવું જોઇએ. ત્યારેજ બન્નેનો મિઠાસ અનુભવમાં આવે. બાપના કહ્યા પ્રમાણે બેટો સવારમાં જઇને પેલી વેશિયાને જૂએ છે, તો સાંજે બની ઠનીને બેઠેલી તે વેશિયાજ નહીં! ડાકણ જેવી, પિશાચણી જેવી, નર્ક જેવી વાસ મારતી, ઝીંથરી, પિંથરી, કાળી કોલસા જેવી જણાયાથી તેના દિલમાં એવી તો સુગ ભરાઇ ગઈ, કે બહારની ટીપટાપ ઉપર ફરીથી ભુલેચુકે પણ નહીં ભોળવાતાં, તેણે "કોઇપણ પર સ્ત્રીના સામા દેખવુંએ નહીં ને દાઝવુંએ નહીં," એવા સોગંદ લીધા!વળી તેજ બપોરે મિઠાઇગરની દુકાને જઈ જૂએ છે, તો તે ગંદીલાં શરીરનો મેલાં ઘેલાં વસ્ત્રથી વાસ મારતો મિઠાઇ બનાવતો જતો, કઢામાં તાપને લીધે તેના પરસેવાના ટીપાં ટપકટપક થયાંજ જતાં દેખીને, તેને મિઠાઇ ખાવામાં પણ એવી સુગ ભરાઇ ગઇ, કે તેણે ત્યાં ને ત્યાંજ પ્રતિજ્ઞા લીધી કે; "આજ પછી ઘરનીજ બનાવેલી મિઠાઈ શિવાય બહારની મિઠાઇ

પણ ખાવી નહીં; ને ઘરની સ્ત્રી શિવાય પારકી સ્ત્રી પાસે મરતાંએ જવું નહીં! પ્રભુ શિવાય હું હવે પ્રમદાનો પ્રેમ કરીશ નહીં!"

"હરી હરી હી હરી હી, હરી હીરા હી હાર,
રહે રાહ હરિ હર રહે, હરે હરે હૂં હાર." (દયો.)

હે જીવ! હરી એટલે સોનું, અને વળી હરી એટલે કામદેવ, વિષય, એ બન્નેથી **હી** એટલે કે હ્હારૂં હૃદય, તેને હરીને એટલે હરી લઈને, કાઢી લઈને, **હી** કહેતાં દ્રઢપણે નિશ્ચયથી શ્રી હરિ રૂપી હીરાનેજ ત્યારાં જીગરનો હાર બનાવ. જેમ હર યાને **શિવજી** રહે છે તેમ, હરે હરે યાનેકે હળવે હળવે હુંપદ તથા હુંકાર એટલે અહંકાર અભિમાનને હરી લઈને, તેમને જીતી લઈને, તેમનો સદંતર નાશ કર.

**અર્દેશીર બાબકાને** પોતાના શાહજાદાને ભપકા ભરેલો પોશાક પહેરેલો જોઈને ટીકા કીધા કે; "બાપના જાન! શાહજાદાઓએ તો એવો ચકચકિત પોશાક પહેરવો જોઈએ, કે કોઇના પણ રાજ ભંડારમાં તેવો પોશાક હોય નહીં. ત્હારો પોશાક તો એવો છે, કે તેવો તો ઘણાએ પહેરી શકે!" દીકરે પુછ્યું:—"તે તે કેવોક પોશાક છે પિતાજી?" બાબક કહે:—તે પોશાકની વણતનો તાણો "સારો સ્વભાવ" અને "સદ્ કર્મ"થી વણેલો હોવો જોઇએ, અને તેનો વાણો સભ્યતા તથા સત્કારથી બનેલો હોવો જોઈએ!

ગ્રહસ્થે પોતાની સ્ત્રીમાં પણ મર્યાદામાં રહેવું જોઇએ. એશ્રેસની મોકાણમાં જવાંન્યાઓ મેડ થઈ જઈ વ્હેલા મરણને શરણ થાય છે. તેઓ હવસ ચરસના ગુલામ થઈ આખી જીંદગી બરબાદ કરે છે. જેઓ પોતાની સ્ત્રી સાથે પણ મર્યાદામાં રહેતા નથી, અને વિષયનુંજ રાતે કે દિવસે સેવન કર્યા કરે છે. તેઓ હિચકારા, ભયભિત, શોકાતુર, અને ચિંતાતુર રહે છે. તેઓ પોતાની તંદોરસ્તીનું સુખ જોઈ શકતાજ નથી. દારૂની બદીથી પણ તેઓ હવસી વધુ બને છે. દીકરા! પરણવા ઈચ્છતા જવાનને જે ઓરતમાં સારાં સલુક જણાય, તેણીના અંતઃકરણમાં સાવધગીરી હોય, તેણીના શરીરની સુંદરતા સાથે જો તેણીના હૃદયની સુંદરતા માલમ પડે, ત્યારેજ તેણે તેણીનું પાણિગ્રહણ કરવું સજાવાર છે. કાંકે તેવી સ્ત્રી તો ગુલામડી કે બજારૂ વસ્તુ નથી, પણ હીરા માણેકની ખાણ છે. તેવી અશો સ્ત્રીનીજ ખાણમાંથી નિર્દોષ રાજા, રામરાજા, નોશીરવાન પાદશાહ, જરથોસ્ત પેગંબર, વિક્રમ, ભોજ, કરણ, યુધિષ્ઠિર, જનકવિદેહી, તુકારામ, તુલસીદાસ, વ્યાસ, વશિષ્ટ જેવાં રત્નો પેદા થયાં છે.

"નારી નરક ન જાનીએ, સબ સંતનકી ખાન;
જામેં હરિજન નિપજે, સોહી રત્નકી ખાન."

બધીજ સ્ત્રીઓ કાંઇ નરકની ખાણુ ના સમજીશ. મહા રૂષિ મૂનિઓને જન્મ આપનારી સ્ત્રીઓજ હતી. એવી અમુલ્ય ખાણમાંથી તો ભલા ભલા ખુદાના લાલ જન્મ્યા છે, અને એવા હીરા પેદા કરનારી ખાણુ તે સ્ત્રીજ છે. માટે આકાશ ઉપરથી ત્હારે માટે ઉતરેલા આશિર્વાદ સમાન તેણીને ત્હારે લેખવી જોઇએ. ગુલાબ કે મોગરાનું અત્તર કાઢી લેવાંથી જેમ તેમનો છુંછો તુચ્છ થઈ પડે છે, શેલડીમાંથી રસ કાઢી લેતાં જેમ કૂચા રહી જાય છે, દહીંને વળોવીને માખણુ કાઢી લીધાથી જેમ છાસનું પાણી રહી જાય છે, તેમ સ્ત્રીમાં નિપરાઇ ગએલા મનુષ્યો કૂચા છુંછા જેવા તુચ્છ થઈ જાય છે. માટે ઘરની સ્ત્રીને પણુ પૂજવા યોગ્ય, પવિત્ર, તથા ઘર શોભાવનારી સ્ત્રી લેખે, લક્ષ્મી જેવી ભાગ્યશાળી ગણીને તેણી સાથે પણુ મર્યાદા મૂકીને ખેલવતમાં લપટાઇશ નહીં બેટા! આ ત્હારી જીંદગી અને આ ત્હારો દેહ પણુ હજારો ને લાખો દુઃખો તથા મુશીબતો વેઠીને પ્રાપ્ત કરેલ છે; કેમકે તે મેળવવા પહેલાં તેં અનેક પાપોમાં ડુબકીઓ મારેલી હતી. હવે તો આ જીવનમાં તું સ્ત્રી લંપટનાં શ્રાપિત પાપોથી અળગો રહેજે બેટા! Intercourse with good women is the element of good manners. કવિ એરેટાઈન જોકે બેહદ ઉંચી કવિત્વ શકિત ધરાવતો હતો, જોકે તેની કવિતાઓ સાંભળીને પહેલો ફ્રાન્કોઇ રાજા તેની ઉપર દિવાનો બની ગયો હતો, તોપણ નઠારી પરાઈ સ્ત્રીઓમાં જ્યારથી તે હવસી થઈને લંપટ બની ગયો, ત્યારથી દરબારે તો તેને તુચ્છકારી કાઢયો, પણુ લોકોએ વટીક તેની સોડ નહીં સાધતાં હડકાટી કાઢયો હતો. ભલા ભલા કવિઓ અને રાજવંશીઓ સ્ત્રીની લહેરમાં લપટાવાથી ગધેડા બન્યા છે બેટા. કાલિદાસ કવિની કુછંદ વીશેની, અનેક વાતો ભોજ સુબોધ રત્નમાળામાં વાંચીને કબીરજીની શિખામણુ યાદ આવે છે કે:

"કામી અમૃત ન ભાવહિ; ભિખ્યા લીની શોધ;
જનમ ગમાયા ખાધમેં, ભાવે ત્યું પર મોધ."

વિષય લંપટ માણુસને જે શુદ્ધ અમૃત હોય તેના ઉપરજ અભાવ થઇ અજીઠી પત્રાળિ ચાટવા ભાવે છે. તેનો જીવ તો ઝેર સમાન દુષ્ટ તકલીફી ઇંદ્રિય જાળમાંજ વખવખ થયા કરે છે. તેને તે વિચાર વમાસણમાં તે પોતાનો કંચન જેવો દેહ ગુમાવી દે છે. ધારા નગરીમાં વિલાસવતી નામે વેશ્યા રહેતી હતી. તેણીના ફાંસામાં કવિ કાલિદાસ જેવો મહા પંડિત ફસાયો હતો. વળી તેણીની લંપટમાં ભોજ જેવો શાણો રાજા પણુ લપટાયો હતો. તે ચતુરા એ બંનેને કદીપણુ એકઠા થવા દેતી નો'તી. ભોજ રાજા તેણીને ત્યાંજ કાલિદાસને પકડીને બોધ દેવા ધારતો હોવાથી, એક દિવસ તે દુષ્ટાને કહ્યું કે; "જ્યારે આવતી કાલે કાલિદાસ ત્હારે ત્યાં આવે ત્યારે તેને કહેજો, કે દાઢી મૂછ સાં

ઓડાવીને જો હવે પછીનો નહીં આવીશ, તો હું ત્હારી સાથે બીલકુલ બોલીશ પણ નહીં." આમ શિખવીને પેલીને ભોજે ઘણું દ્રવ્ય આપ્યું. પેલીએ તે પ્રમાણે કાલિદાસ આવ્યો એટલે કહ્યું. કાલિદાસે તુર્તજ દાઢી મૂછ મુંડાવી નાંખી! જૂઓ, સ્ત્રી લંપટી પુરૂષ કેવાં કેવાં કૌતક કરે છે! કવિ પાકો પૂરો પહોંચેલ હોવાથી સમજી ગયો, કે આ કારસ્થાન ભોજનુંજ છે; જેથી પેલી વિલાસવતીને લાંચ આપી તૃપ્ત કરીને મધરાતે તેને ત્યાંથી નિકળી જતાં કહ્યું કે; "હવે ભોજને આવવાનો વખત થયો છે, માટે તું તેને કહેજે, કે ગધેડાની માફક ચાર પગે ચાલતા આવશો અને ઘોંચી-ઘોંચી ભૂંકતા આવશો તોજ ઘરમાં ઘાલીશ; નહીં તો નહીં!" જૂઓ; હવસી પુરૂષો એક નીચ જાતીના પણ કેવા ગુલામ બને છે! ભોજ જેવો ચતુર રાજા ગધેડો બનવામાં પણ શરમાયો નહીં, અને ભૂમિ ઉપર બેઉ હાથો ને બેઉ પગો વડે ફસડિયાં મારતો, ને "ઘોંચી-ઘોંચી" ભૂંકતો ભૂંકતો પણ દુષ્ટાના પાસમાં ફસાયો! છેવટ આવ્યું. સવારે દરબાર ભરાઈ છે, ભોજ રાજ્યાસને બેઠો છે, પંડિત વિદ્વાનો બિરાજ્યા છે, એવામાં જેવો પંડિત કાલિદાસ કવિ રાજ સભામાં મૂછ દાઢી બોડાવીને સુતકી થઈને દાખલ થયો, કે ભોજે ટકોરમાં તેને પ્રશ્ન કર્યો કે;

"कालीदास कविश्रेष्ट किंते पर्वणि मुंडनम ?"

હે કાલિદાસ! સર્વ કવિઓમાં શ્રેષ્ટ શિરોમણિ! આજે તો અમાવાસ્યાનો દિવસ છે છતાં આજે એવું શું મુહૂર્ત મંગલ ધારીને સુતક ઠરાવી મૂછ દાઢી બોડાવી નાંખી છે? ત્યારે કાલિદાસે તુર્તજ હાજર જવાબ દીધો કે;

"राजा गर्दभ गायंते, तत्र पर्वाणि मुंडनम ॥"

હે રાજાજી! આજે રાજાએ ગધેડા માફક ઘોંચી ઘોંચી ગાયન કર્યું, એ મોટું પર્વ જાણીને મ્હારા સરખા બ્રાહ્મણને ક્ષૌર કરાવી સુતક પાળવાની જરૂર પડી છે મહારાજ! આ ભાષણ સાંભળીને ભોજ શરમાઈ ગયો; કેમકે તેની ખાત્રી થઈ, કે જે કોઈ પુરૂષ નઠારી દુષ્ટાની ઇલતમાં કુદ્રષ્ટિ કરે તેને તો વગર મોતનું મોત થઈ જાય છે. જે કોઈ પર સ્ત્રી ઉપર બહુ વહેમ રાખીને તેનો પાર લેવા બેસે તે ગધેડા જેવો મૂર્ખ ઠરે. બેટા! આ ઉપરથી તું ટુંકમાં સમજી લેજો, કે પર સ્ત્રીના રૂપથી જે મોહિત થાય તેના દેવ રૂઠયાજ જાણજો. કીર્તિ પણ છુપી ન રહે, ને અપકીર્તિ પણ છુપી ના રહે. મર્દ કે નામર્દ છુપો રહે નહીં. રાજા ભિક્ષુક કે કવિ છાનો રહેજ નહીં. આવું હવસી હડકાયું પાપ છાનું ના રહે. લુગડાંમાં બાંધેલું પાણી છાનું શી રીતે રહે? વર્ષાદ વરસે તે છાનોમાનો ન વર્ષે. ભણેલી વિદ્યા, નવાઈ જેવો બનાવ, સારી કે નઠારી વાત, અને પેટમાં પડેલો પારો છાનો છુપ્યો રહેજ નહીં; તે તો ફુટીજ નિકળે દીકરા. દુઃખી કિંવા સુખી શરીર છુપ્યું રહેજ નહીં. સારો

સુવાસ અને નઠારી ગંધ બહાર પ્રકટ થયા વિના નહીંજ રહેશે. માટે જેમ કાકા, કેળું, અને કણુક એ ત્રણ કચડવાંજ કામના; તેમ હવસ, પરસ્ત્રી, અને લંપટ તો ભચડયાંજ કામનાં. જેમ વ્હાણુ, વેહવા ને વરસાદ એ ત્રણુ તો આવેલાજ કામના; તેમ વીર્ય, લજ્જા, અને મર્યાદા તો આવેલાંજ સારાં. જેમ તાવ, તળાટી, ને તામસ એ ત્રણુ તો બહાર કાઢયાજ કામના; તેમ કામ, ક્રોધ, ને કપટ તો બહાર ફેંકી દીધેલાજ ગુણુ કરે. જેમ દર, દરિયો, ને દરબાર એ ત્રણુ વિના પૈસો નથી; તેમ બંધ કાછડો, બંધ મોઢું, અને બંધ ભેદ વિના ઉંઘ હોતી નથી. જેમ વા, ઘા, ને ઘસરકો, એ ત્રણુ વિના વાજું નથી; તેમ ધન, ધાતુ, અને સ્ત્રી સાચવ્યા વિના સંસાર નથી. જર, જોરૂ, અને જમીન એ ત્રણુ વિના જેમ કંકાસ કલેશ નથી; તેમ મન, કાયા ને કંચન વિના જીવન નથી.

" विरक्तः पर दारेषु निस्पृहः पर वस्तु सु ।
दम्भ मात्सर्य्य ही नोयस्तेन लोकत्रयं जितम् ॥

જે પુરૂષ પારકી સ્ત્રીથી દૂર અને વિરકત રહે છે, જે માણુસ પારકા ધનથી નિસ્પૃહિ રહે છે, જે દાંભિક કે અદેખો નથી, તેણે ત્રણે જગત્ જીત્યાં એમ સમજી લેવું. યુવાવસ્થામાં મનને જીતીને જૂસરીનો બોજો શીર પર લઇને ચાલવું, એ દરેક જવાન્યાના કલ્યાણુનીજ વાત છે. રામપોરના નાજી નવાબને એ રસથી જ્યારે સંખીવાના ઘા છેવટે નહીંજ ખમાયા, ત્યારે એક યુરોપિયન ડોકટરને છ મહિના સુધી રૂ. ૧૫૦૦૦૦ આપીને પોતાના મહેલમાં રાખ્યો. ડોકટરે તેની કાંઇ જીવ જેવી દવાદારૂ અજમાવી નહીં, પણુ રાત ને દહાડો તેની પાસેનો પાસે સુઇ રહ્યા હતા. છેવટે નવાબ સાજો થયો ત્યારે દોઢ લાખ રૂપૈયા લીધા, છતાં દર્દ તો આપો આપ મટી ગયું જાણીને નવાબે સવાલ કર્યો કે; "ડોકટર! એમાં તમે શું તોપ ફોડી? તમે તો કાંઇ રામબાણુ ઇલાજ નો'તા લીધા. રોગ તો કુદ્રતી સમી ગયો!" ત્યારે ડોકટર હસીને બોલ્યા; "રોગનું મૂળ જે સ્ત્રી હતી, તેની જગાએ હું તમારી બેગમ થઇને રહ્યાથીજ વ્યાધિનો અટકાવ થયો. મ્હારો એજ રામબાણુ ઉપાય હતો!" આપણા આજના જુવાનો પૈકી કોઇને પણુ પીઠ પહોળી, સીનો ફરાખ, હાથની બાજુ ભરાવદાર, ચક્રચક્તિ કપાળ, અને ઉંચા કદના સેન્ડો જેવા પહેલવાન શાથી જોઈ શકતા નથી? આપણી યુવતિઓને કદાવર અંગ સાથની ભરાવદાર તારાબાઇ જેવી કેમ દેખી શકતા નથી? ભીમસેન તુલ્ય રામમૂર્તિના જેવું બળ હોવાને બદલે રોગિષ્ટ, કમ તાકાત, અનેક વ્યાધિથી પીડાતા આપણા જવાનોને જોતાંજ તમે કહી શકશો બેટા, કે તમે આજ કાલના યુવાનો વીર્યનો અનાદર કરો છો. તેર વરસની ઉમ્મરથીજ આજના જવાનો વીર્ય સાથે ચેડાં કાઢે છે.

પચીસ વર્ષ વેર બ્રહ્મચર્ય પાળવું જોઇએ તેને બદલે એ ઉમ્મરમાં તો આજ કાલના જવાનો ઘરડા થઇ જાય છે. આનું મૂખ્ય કારણ નઠારી સોબત, વૈભવ કરનારી પાપી કલબો, અને ઍશ્કબાજી ઉશકેરનારાં સ્થાનો અવશ્ય છે. બુધ્ધિવાળા યુવકોને તે એક ઠપકાનોજ ઘા બસ છે, પરંતુ દુષ્ટ સંગત કરનારાં મૂર્ખાંના શરીરે હજાર ઘા નહીં પડે, તોએ તેઓ અજીઠું ચાટવામાંજ મિઠાસ સમજી, હવસી જાનવરો કરતાં પણ વધારે હવસી બનીને પાયમાલ થાય છે.

યાકુબ લેસ જ્યારે ભર જુવાનીના જોબનમાં આવ્યો ત્યારે પરણવા સારૂ વડીલે તેને કોઇ ઉંચા કુળની કન્યા પસંદ કરવા કહેતાં તે બોલ્યો હતો કે; "જે કન્યાને પસંદ કરીને તેની સાથે લગ્ન કરવાનો હું વિચાર રાખું છું, તે કન્યાને તો મેં બહૂ દહાડાથી ઘરમાં આણીને રાખી છે!" આમ બોલી તે લાગલોજ ઘરમાં ગયો, ને ઉત્તમ ધારવાળી તલવાર બહાર લાવી પોતાના મુરબ્બીને દેખાડીને બોલ્યો:—"આ રહી તે કન્યા! પૂર્વ અને પશ્ચિમ દેશો રૂપી કન્યાઓની માંગણી હું આ કન્યા મારફતેજ કરીશ મુરબ્બી! મ્હારાં લગ્ન તો આજ કન્યા સાથે થયાં છે!" શાયર કહે છે કે;

> "ન ખુરદ શેર નીમ ખુર્દએ સગ;
> વર બ સખ્તી બેમીરદ અંદર ગાર.
> તન બ બિચારગી બો ગુરસંગી;
> બેનેહ બો દસ્ત પીશે સેફ્લે મદાર.
> ગર ફરીદુન શવદ બ ન્યામતો માલ;
> બી હુનરરા બ હીચ કશ મ શુમાર.
> પરન્યાંનો નસીજ બર નાએહેલ;
> લાજવરદો તેલાસત બર દીવાર."

કુતરાંનું અડધું ખાધેલું વાઘ તો કદિએ ખાતો નથી. કદાપિ તે ભુખમરાની હેરાનગતિથી ગુફામાં સબડી સબડીને મરી કાં ન જાય, તોએ તે આ અજીઠું ખાવાનો નહીં. ગરીબી અને ભુખમરો ખેંચીને હજી કષ્ટિ ભોગવજે બેટા, પરંતુ દુષ્ટ ને નીચ જાતની આગળ હાજતમંદ થઈને ના જતો. જેનામાં કાંઇ માલ મળે નહીં એવું માણુસ હોય, અને તેની પાસે ફરેદુન પાદશાહના જેટલી ન્યામતો ને દ્રવ્ય હોય તોયે તેને વિસાદ વગરનું સમજવું. (લક્ષાપતિ તો વેશ્યા પણ હોય; પરંતુ મુફલેશ આબુદાર કરતાં કાંઇ તે ચઢી ગઈ કે શું?) મૂર્ખાના શરીર ઉપર અતલશ અને જર્બફ્તના પોશાક હોય તેને, હે બેટા! તું આમજ સમજી લેજે, કે એ તો દિવાલમાં રાજાવરખ અને સોના ચણી લીધેલાં છે. એસ્પેસ્યા ગમે એવી ગ્રીક લોકોમાં સુંદર ગણાતી હતી, શ્રીમંત ગણાતી હતી, પરી કહેવાતી હતી, પરંતુ હતી ત્યારે તો એક પાતર, એક

ફીસબાનુ, એક ગુણીકા. તેણીની ખુબસુરતીની એટલી બધી હદે સ્તુતિ થતી હતી, કે પેરીકલીસ જેવા મહાન પુરૂષે તેણીનુંજ પાણિ ગ્રહણ કરવામાં મોટું માન સમજ્યું હતું! આટલી બધી વ્હેવાયલી, વખણાયલી અને રૂપાળી અપ્છરા લેખે જગ પ્રસિદ્ધ થયેલી સુંદરીએ, પોતાના રાજવંશી પતિના મરણ કેડે લીસીકલીસ જેવા એક ભરવાડના પ્યારમાં પડી, તેની સાથે લગ્ન કીધાં હતાં! તેણી તો રામજણી હતી, વારાંગના હતી, ત્યારેજ તેની દુર્મતિ થઈને? શાસ્ત્રકારે કહ્યું છે કે;

"काम एष क्रोध एष रजोगुण समुद्भवः।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥"

પાપમાં પ્રવૃત્તિ થવાનું કારણજ કામદેવ અને હવસ છે. કામમાંથીજ ક્રોધ ઉત્પન્ન થાય છે. જો કોઈ તેના કામદેવને અટકાવે છે, તો તે કામી પુરૂષને તુર્તજ ક્રોધ ચઢે છે. એ ક્રોધ રજોગુણથી ઉત્પન્ન થએલો હોવાથી કોઈ દિવસે પણ પૂર્ણ થતો નથી, એવો એ ઉગ્ર છે. જુવાની એજ કામ ને ક્રોધનું ઘર છે. યૌવન અવસ્થાજ સેંકડો નરકમાં ને હજારો દોજખમાં નાંખીને પીડાકારી ભોગવાવે છે. મોહની ઉત્પત્તિનું કારણજ જુવાની છે. જુવાની જ્ઞાનને ઢાંકી દેનારી છે. કામદેવની મુખ્ય સહિભીત્તિ જુવાનીજ છે. એનાથીજ ન્હાના મોટા દોષ પ્રગટ થાય છે. સંસારની શાળામાં જુવાની જેવી અનર્થોને સુઝાડનારી દિવાની મૂર્તિ બીજી કોઈ નથી. જુવાની નારી જાતિ હોઈ સ્રી પણ નારી જાતિ હોવાથી બન્ને એક સંપ થઈ પુરૂષનો કચડઘાણ કાઢે છે. કબીરજી કહેતા કે;

"નારી તો હમહી કરી, જાના નાહીં બિચાર;
જબ જાની તબ પર હરી, નારી બડો બિકાર."

ભાઈઓ! હું કબીર પણ બાયડી સાથે સંબંધમાં તો આવ્યો હતો. તેણીની સોબતમાં કાંઈ વિચાર તો સુઝયો નો'તો; પરંતુ જ્યારે મેં વિચાર પૂર્વક અનુભવ લઈને જોયું, ત્યારે જણાયું કે નારી એ પણ પરાયું ધન છે, આપણું પોતાનું નથી. નારીની સોબતથી બહુ બહુ વિકારો પુરૂષને ભોગવવા પડે છે, એમ હવે હું ખાત્રીથી કહું છું. બેટા! ત્હારી ધણિયાણી એજ ત્હારાં ઘરની શેઠાણી છે, માટે તું જો તેણીનેજ વળગીને ચાલશે, તો સૌ કોઈ તેને પણ માન આપીને ચાલશે. માટે સબબ વગર તેણી ઉપર ક્રોધ કરીશ મા. ત્હારી દળદેસરીમાં તેજ ત્હારો શરીક થશે, બીજું કોઈ નહીં. માટે ત્હારા વૈભવ વખતે પરાઈને વશ નહીં રહેતાં, ત્હારા વૈભવની ભાગિયેણ પણ તેણીનેજ કરજે. ત્હારો છાનો ભેદ પણ તેણીજ સાચવી સકશે. તેણીની સલાહ મસલતમાં તને દગો મળશે નહીં. તેણીના દુઃખ વખ્તે તેને ત્હારોજ દિલાસો જોઈશે. ત્હારી દયા માયાનો માત્ર એકજ ચમકારો તેણીને સજીવન રાખશે. ત્હારી એકજ સારવારથી તેણીનું દર્દ મટી જશે, વૈદે કરેલા બીજા હજાર ઉપાય કારગત નહીં લાગશે.

પારકી સ્ત્રી સાથનો ત્હારો સંબંધ તેણીને મોતના ડાચાંમાં અડધી રાખી મેલશે. અને તે પારકી સ્ત્રી જ્યારે ત્હારો પ્રાણ લેવા ઉભી થશે, ત્યારે ત્હારો બચાવ કરવા પણ તેણીજ સિંહણ થઈ જશે. કોઈ પણ પર નારી તને ખડાખાસ્તાજ કરશે.

"પર નારી પ્રત્યક્ષ છુરી, બીરલા ચીને કોઇ;
નાહિંન પેટસુ મારિયે, જો સોનેકી હોઇ!"

પરાઈ ઓરત તો એક ઝેરી છુરી જેવીજ છે. જે કોઈ વીર પુરૂષ હોય તેજ ઝટ તેના ભેદ સમજી જાય છે. એ પારકી છુરી ભલે સોનાની પણ કાં ન હોય, તોએ તે કાંઇ પેટમાં મરાઇ વારૂં? દીકરા એટલું યાદ રાખજે, કે ૧૬ વર્ષની ઉમ્મર સૂધી જે સ્ત્રીએ બ્રહ્મચર્ય નહીં પાળ્યું, અને ૨૫ વર્ષનું વય થતાં સૂધી જે પુરૂષે તે વ્રત નહીં સાચવ્યું, તે બન્નેના ગર્ભ અધુરે જાય છે, અને નસંતાના રહેવાય છે. વીર્ય નકામુ બરબાદ કરનારને વહેલો ખહી રોગ થાય છે, હાથ પગ ગળી જાય છે, અને છાતીમાં દુઃખાવો થયા કરે છે. મનુસ્મૃતિમાં કહેલું છે કે; કોઇ સ્ત્રી વાંઝણી ભલેને રહી હોય, તોપણ જો તેણીએ શીળ સાચવ્યું હોય છે, જો વિધવાપણામાં બ્રહ્મચર્ય પાળ્યું હોય છે, તો તેણીનો ધણી અને તે બન્ને સ્વર્ગે જાય છે. સનક અને વાલખીલ્રી બન્ને એજ કારણે સ્વર્ગે સિધાર્યાં હતાં. બેટા! ઘણું થયું. થોડે લખે ઘણું કરી જાણજે. હવે તો તું પિતાનું પદ પામવાની તૈયારીમાં હોવાની મ્હને ખુશ વધાઈ મળી છે, માટે હવે હું એક બે પત્ર લખી બંધ કરીશ; અને જો ખુદાની ઇચ્છા હશે, ને ત્હારો બાપ જીવતો રહ્યો, તો તને ત્યાર પછી બાપ લેખેની ત્હારી શી શી ફરજો છે, તે વિષે થોડાંક પત્ર લખીશ. જેટલું કહ્યું છે એટલુંજ પચવીશ તો સંસારની શાળામાં તું સુખી થઈશ.

## મ્હારા દીકરાને-ફરમાન ૧૬મું.

"And thou, my young master,
Remamber there's a kind of God in him; (father)
And, after heaven, the next of thy religion.
Thy second fears of God, thy first of man,
Are his, who was creation's delegate,
And made this world for thee, in making thee."

BEDDOES,

મ્હારા વ્હાલા બેટા!

ત્હારૂં ભવિષ્ય ખિલવવું હોય તો તું ત્હારાં સ્થાનનો બહુ વિચાર કરજે. માણસ જેવાં સ્થાનને પસંદ કરે છે તેવાં લક્ષણોનો તે થાય છે. જેમ નાગર

વેલના પાન અને ફળ, રાજહંસ અને ઘોડો, સિંહ તથા હાથી, અને સત્ પુરૂષ અને હુન્નરમંદ એટલાં પરદેશ જાય છે તોજ તેમની કિંમત ચાર ગણી આવે છે તેમજ હરકોઈ મનુષ્ય ઘર છોડીને બહાર વિદેશમાં જાય નહીં ત્યાં સૂધી તેની કિંમતમાં વધારો થતો નથી. આળસાઈ, રોગીપણું, થોડાંથી સંતોષ માનીને હાથ જોડી નરોજ્યા બેસી રહેવું, જન્મભૂમિને અને ઘર કે દુકાનને ચોંટી રહેવું, અને બાયલા હિચકારા બનીને એક ને એક સ્થાનને બાઝી રહેવું એ જવાનિયાઓના ઉદયમાં ભંગાણુ પાડે છે. શાયર કહે છે કે,

'તા બ દૂકાનો ખાંને દર ગેરવી,
હરગીઝએ ખામે આદમી ન શવી.
બેરવ ! અંદર જેહાં તફરરૂઝ કુન;
પીશ અઝાં કુઝ કઝ જેહાં બેરવી.'

હે કાચા છોકરા! જ્યાં સૂધી તું દુકાનને અને ઘરને વ્હાલું કરીને બેસી રહીશ ત્યાં સૂધી કદીએ તું મનુષ્ય નહીં થઇશ. તું આ પૃથ્વિમાંથી ઉઠાંગરી કરીને ચાલ્યો જાય તે આગમચ તું પૃથ્વિ પ્રદક્ષિણા કરીને સર્વ પ્રકારના સારા માઠા તમાસા જોઈ લે. પુરૂષ તો ઘડીકમાં બાળક થઈને ઘડીકમાં વિષયમાં રસિયો જુવાન થાય છે; ક્ષણવારમાં નિર્ધન ને ક્ષણેકમાં પુષ્કળ ધનવાળો થાય છે, એ સૌ સંસ્કારના બળને લીધે છે. જેવો જેવો વસંતનો બ્હાર તેવો જુવાનીનો જુસ્સો છે. માણસને પાકો થવા માટે એજ જુવાનીની મોસમ મૂખ્ય છે. એ રૂતુમાં જે ધણી જેવો ઉદ્યોગ, મહેનત, ખંત ને રંજ ખેંચે છે તેવો પાક તે ઉતરતી રૂતુમાં ઉતારે છે. હઝરત મુર્તઝાઅલી જ્યારે પોતે ખલીફા હતા ત્યારે તેઓ બહુ ભારે મહેનત લેતા અને ખંતથી કામ કરતા હતા એટલા ઉપરથી લોકોએ તેમને કહ્યું કે; "તમે દિવસે વિશ્રાંતિ કેમ લેતા નથી ! રાત્રે પણ આપ આરામ કેમ નથી લેતા ?" ત્યારે તેમણે ફરમાવ્યું કે; "જો હું દિવસે સુખ ભોગવું તો મ્હારી પ્રજા દુઃખી થાય, અને જો રાત્રે આરામ લઉં તો કયામતને દહાડે પરમેશ્વર પુછશે ત્યારે મે કીધેલાં કામ પાણીમાં જાય. એટલાજ માટે દિવસે પ્રજાનાં કામ કરૂં છું, અને રાત્રે પરમેશ્વરની સેવા એટલે ભકિત કરૂં છું. હું કોશીશ બધી કરૂં છું, ને પરિણામ તો ઈશ્વર ઉપર છોડું છું."

યત્ન કર્યો પણ જો કદિ, સિદ્ધ કામ નવ થાય;
તોપણ તેવા જન તણો, કશો ન દોષ ગણાય.

તેણેજ પોતાનું જીવન વ્યર્થ ગાળ્યું, જેણે જુવાનીની મોસમ આળસમાં ગુમાવી દીધી. એકવાર એ મોસમ જતી રહી તો ફરીથી ગમે તે ઉપાયે પણ હાથ આવતી નથી. જે કોઇ હુન્નરમંદ કમભાગ્યનો હોય તેણે પોતાનું સ્થાન છોડીને બીજી જગોએ જઇ પોતાનો હુન્નર અજમાવવો જોઈએ; કે જે ઠેકાણે

તેનું નામ કે તેની નિશાન કોઈ કાંઇ જાણતુંજ ન હોય. અર્થાત્ તેને કોઈ જ્યાં ઓળખે નહીં પારખે નહીં એવે સ્થાને જઇને હુન્નર અજમાવવો જોઇએ.

"હુનરવર કે બ બખ્તશ ન બાશદ બ કામ;
બ જાઈ રવદ કેશ ન દાનન્દ નામ."

આગલા વખતમાં નાગર વસે ત્યાં પાટીદાર નો'તા વસતા. જ્યાં પારસી વસે ત્યાં મુસલમાન વસતા નો'તા. દીકરા મુંબઇનો દાખલો લે. આગળ ધોબી તળાવ, ચંદનવાડી, કોટ, બહારકોટ આદિ જે જે ઠેકાણે પારસી લત્તા હતા ત્યાં એક જથ્થે પારસીઓજ વસાયત કરી રહેતા હતા. ભિંડીબજાર વગેરે બીજા લત્તાએ છુટાં છુટાં પારસી કુટુંબો વસતાં ન હોવાથી કોઈ બાઈ કે ભાયડો વાંકી ખશનુમનમાં સપડાતાં નો'તાં. જરા જેટલી અનીતિ થાય તો મહોલ્લામાં હો હા થઇ રહેતી. જેથી પોતાની કોમના લોકના ધાકને લીધે માથે છેડો મૂકીને સ્ત્રીઓથી ફરી નો'તું શકાતું. લત્તાના જથ્થાનો તે વખ્તે અંકુશ હતો. આજે સ્થાન રહેઠાણ અને ન્યાતિને જથ્થે રહેવાનું નિકળી ગયાથી અનાચાર વધ્યો છે. જે તે સ્થાનના મુકર સંસ્કાર હોય છે. જેવાં સ્થાને, જેવા દેશમાં, અને જેવા લત્તા જથ્થામાં માણુસ વસાયત કરે છે તેવા સંસ્કારનોજ તે થાય છે. માટે તું જ્યારે બાયડી સાથે કદાપિ જૂદો રહે ત્યારે સારો કોમી આંકોશવાળો લત્તો પસંદ કરજે, કે જેથી તું બહારગામ નોકરી ધંધે જાય તોએ ત્હારાં બાયડી છોકરાંઓ ઉપર હમજાતિઓનો અંકુશ રહે.

એકવાર અકબરે બીરબલને પ્રશ્ન કર્યો હતો કે; "ચારે દિશાએ જુદા જુદા દિશા વાર દેશો છે, તેમાં કઈ દિશાના લોકો અમર્યાદ, નિર્લાજરા, અને બેશરમ છે?" બીરબલ બોલ્યા કે; "પૂર્વ દેશના લોકો નિર્લાજરા હોય છે, કેમકે ત્યાંનો સહવાસ ને સંસ્કારજ બેશરમીનો પડેલો છે. હું થોડુંકમાં આપ નામદારની ખાતર જમા કરીશ." એક મુબારક પ્રસંગે ઉત્તર, દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમની ગાનારીઓના તાએફા બીરબલે દિલ્લીમાં ભેગા કર્યા. જુદી જુદી નાયકાઓ કેટલોક વખત ત્યાં રહી અને એક રાત્રિએ તેમનો જલસો પાદશાહ આગળ કરાવવામાં આવ્યો. આખી રાત ગાન તાન ચાલ્યું, અને પાછલી રાત થવા આવી એટલે ભર મીજલશમાં અકબરે પશ્ચિમ દેશની એટલે કાઠિયાવાડ તરફની નાયકાઓને પ્રશ્ન કર્યો કે; "હવે રાત કેટલી બાકી રહી હશે?" પેલીઓએ મર્યાદા પૂર્વક અદબ આદાબથી ઉત્તર વાળ્યો કે; "બંદે નવાજ! હવે બહુ થોડી રાત બાકી છે." બાદશાહે પુછ્યું;—"તમે શા ઉપરથી કહો છો?" ત્યારે તેણીઓ બોલી ઉઠી; "અમારી નથણીનાં મોતી ઠંડાં પડવા લાગ્યાં છે તેથી અમે પારખ્યું; કેમકે પરોઢિયું પડતાં મોતી હમેશ ઠંડાં પડવા માંડે છે." બાદશાહે ખુશ થઇ હવે ઉત્તર દેશની ગાનારી-

ઓને ઉપલોજ પ્રશ્ન પાછો પૂછયો, ત્યારે તે દેશની નાયકણીઓએ જવાબ દીધો; "થોડીકજ રાત હવે બાકી રહી હશે; કેમકે દીવા બત્તિનું તેજ હવે ઝાંખું લાગવા માંડયું છે." બાદશાહે પ્રસન્ન થઇ હવે દક્ષિણ દેશના તાએફાને ઉપલોજ સવાલ નાખ્યો ત્યારે તેણીઓ કહે; "હવે રાત જુજ બાકી રહી છે, કેમકે હવે મોઢામાં પાન ફિકકાં લાગવા માંડયાં છે." છેવટે પૂર્વ દેશની ગાનારીઓને પેલોજ પ્રશ્ન પૂછતાં તેણીઓ બોલીઃ—"ગરીબ પરવર! હવે તો રાત જરાજ બાકી રહી છે, કેમકે અમ લોકને ઝાડે ફરવા જવાની, જંગલે જવાની હાજત થઈ છે!" આવું બેમર્યાદ ને નિર્લજ્જ બોલવું સાંભળી બાદશાહની ખાત્રી થઇ, કે જેવાં સ્થાને જે માણસો વસવાટ કરે તેવા સંસ્કારની છાપ તેનામાં પડે એ નકકી છે. સંસ્કારેજ માણસની પ્રકૃતિ પડે છે. બધાં બંધનો સંસ્કારનાજ હોય છે. જેવા ત્હારા બચપણના સંસ્કાર હશે તેવાંજ લક્ષણ ત્હારામાં આજે આવ્યાં હશે દીકરા. સજ્જન કે દુર્જનની સોબતના જેમ સંસ્કાર આડે આવે છે તેમ સારાં માઠાં સ્થાનના સંસ્કાર પણ માણસની પ્રકૃતિની આડા આવે છે. દીકરા નોશાકરા એંટાલ કાંય? સુરતીઓ લહેરી કાં? અમદાવાદીઓ કંજુશ શાથી? એ જે તે સ્થળના સંસ્કારોથીજ. માટે દુર્જન કે ગ્રહસ્થી સ્થાનની સંગત પણ માણસને સજ્જન કે દુરિજન બનાવ્યા વગર રહે નહિ.

સર્પ ડસૈં સો કછું નહીં તાલક, બિછું લગે સો ભલા કરી માનો;
સિંહ હુ ખાય તો નાંહિ કછુ ડર, જો ગજ મારત તો નહિ હાનો!
આગી જરો જલ ડુબી મરો, ગિરી જાય ગિરૈં કછું ભે મત આનો;
સુંદર ઔર ભલે સબહિં, પુનિ દુર્જન સંગ ભલો નહિ જાનો.

દીકરા! હવે ત્હારી ધણિયાણીને હમેલ છે, અને જે વખત જાય છે તેમાં મ્હને બપાવા થવાનો લાભ મળશે, પરંતુ હમેલદાર ઓરતને જે જે પ્રકારના સંસ્કાર હાલ મન, વાણી, અને કર્મથી જેવી જેવી રીતના સંસ્કાર ગર્ભને નડશે તેવુંજ તે બાળક સંસ્કારી થશે.

રૂશિયાના મરનાર ઝારના જેવાજ આબેહુબ ચહેરાના ઈંગ્લંડના રાજા જ્યોર્જ પંચમ એટલાજ માટે એક ચહેરાના બનેલા હતા, કે હમેલવાળી હાલતમાં એકજ મુખડાની છાપ તેમની રાણી માતાઓની મનછાંયામાં પડી હતી. જેના બાપને સાંપે ડંખ્યો હોય તેનાં છોકરાં દોરડી જોઇને પણ બિહે છે, એ પણ મનછાંયાની અસર ગર્ભરૂપી કેમેરામાં પડવાથીજ હોય છે. માટે હે દીકરા! જે વેળાએ ત્હારી સ્ત્રી ગર્ભ ધારણ કરે છે, બુંદ ગ્રહણ કરે છે તે વેળાએ ત્હારામાં દરેક રીતની શુભ ભાવના રહેવી જોઇએ. મોબેદનાં બચ્ચાં કે બ્રાહ્મણના દીકરા કહેશે કે અમને આશીર્વાદ ને ભિક્ષા લેવામાં જન્મથીજ સુગ લાગતી નથી. કેમકે બ્રાહ્મણ કે મોબેદના સંસ્કાર

તેમનાં બચ્ચાંમાં ગર્ભ વખ્તેજ પડી જાય છે. અલ્લાતાલાનાંજ મુસલીમ બંધુઓ બચ્ચાં છે, અને ખુદાતાલાનાંજ પારસી પણ બચ્ચાં છે, છતાં બાપેદાદે વિરોધભાવ ઉતરતો આવ્યો, એ પણ બુંદની અને ગર્ભવાળી હાલતમાં મનછાપ પડયાનાં કારણો છે. મહાન ફીલસુફ કેટો જ્યારથી રાજ્ય કારોબારના કંટાળાથી થાક ઉતારવાને મદિરાપાન કરવા લાગ્યો ત્યારથી તેની આલ ઓલાદ છાકટ નિવડવા માંડી હતી. જે કોમમાં દસ્તાનવાળી ઓરતના સમાગમની છીંટ હોતી નથી, તે કોમમાં બાળકોમાં મૂઢપણું, ઠાંઠાંપણું, અને આળસ ગર્ભના કેમેરા ઉપર પોતાના અવગુણોની છાપ મારે છે.

रजसाभिप्लुतां नारी नरस्य ह्युप गच्छतः ॥
प्रज्ञा तेजो बलं चक्षु रायुश्चैव प्रहीयते ॥

જે પુરૂષ રજસ્વળા નારી સાથે સંગમ કરે છે, તેની બુધ્ધિ, તેજ, બળ, ચક્ષુ અને આયુષ ક્ષીણ થાય છે, માટે માનસિક સંસ્કારો પણ શારીરિક સંસ્કારોની માફક દરેક બાળકમાં તેના માબાપથીજ ઉતરે છે. યુરોપ દેશના ને અમેરિકાના લોકો વ્યાપાર ઉદ્યોગમાં બાપીકા સંસ્કારથીજ આગળ વધ્યા, ને હિંદીવાનો કેટલાક નઠારા રિવાજી સંસ્કારોને લઈનેજ પાછળ પડયા છે. માટે હે બેટા ! તું ગમે એટલી વિદ્યા ભણશે મગર ત્હારા ઉદ્યોગમાં આગળ વધવાની જો પ્રવૃત્તિ નહીં રાખીશ તો ગર્ભ ઉપર તેવાજ સંસ્કારની છાયા પડશે.

ન મોહક્કક બુઅદ ન દાનેશમંદ;
ચાર પાઈ બરૂ કેતાબી ચંદ.
આં તીહી મગ્ઝરા ચે એલ્મો ખબર;
કે બરૂ હીજમસ્ત યા દફ્તર ?

એલમ વિદ્યા ગમે એટલો તું વધારે શીખે પણ જ્યાં સુધી તું તે વિદ્યા એલમ પ્રમાણે અમલ નહીં કરે ત્યાં સુધી તું નાદાન છે. નથી તું પ્રવિણ થયો કે નથી તું ડહાપણવાળો થયો. તું તો એક ચોપગું જનાવર જેવો જનાવર રહી ગયો, ને ત્હારા ઉપર તો કેટલી બધી કેતાબોનો બોજો લાધેલો છે; પણ ખાલી મગજવાળાં જાનવરને તેની શી બુજ કે કદર, કે તેના ઉપર લાકડાં લાધેલાં છે કે કેતાબો લાધેલી છે ? શાસ્ત્રકારે કહ્યું છે કે;

ઘરડો હોય પરંતુ તેનામાં બુધ્ધિ ના હોય તો તે પાણી વગરનાં તળાવ બરાબરનો છે.

જવાન હોય અને તેનામાં નીતિ વિવેક કે મર્યાદા ના હોય તો તે પુલ વિનાના બાગ જેવો છે.

ત્યાગી હોય પણ તેનામાં ઇશ્વરની પિછાન ને આત્મજ્ઞાન ના હોય તો તે પ્રકાશ વગરની આંખ સમાન છે.

વિદ્વાન હોય અને તેનામાં શમ દમ વગેરે ક્ષમા કે સહનશીલતાના ગુણો ના હોય તો તે લગામ વિનાના ઘોડા તુલ્ય છે.

શ્રીમંત ધનવાન હોય, મગર તેનામાં ખેરાત ને ઉદારતા ન હોય તો તે ફળ વિનાના ઝાડ જેવો છે.

રાજા હોય ને તેનામાં ઇનશાફ કે ન્યાય ન હોય તો તે વરસાદ વગરનાં વાદળાં જેવો છે.

શૂરામાં જો દેશ જીતવાની શૂરતા ન હોય તો તે થાપણ વિનાના વેપારી જેવો છે.

પંડિત હોય પણ વખતસર વાદવિવાદ કે વાકચાતૂરિ નહીં બતાવે તો વગર તરવારના મ્યાન બરાબર છે. માટે યાદ રાખજો બેટા,

"તમારાં સંતાનો સુખદાયક કરવાને માટે તમારે તમારો ધર્મ સારી રીતે બજાવવો જોઇએ; કારણકે તમારી ગફલતથી, તમારી ગેર વર્ત્તણુકથી, તથા તમારાં ખોટાં દ્રષ્ટાંતથી તેઓ કદાચ તમને સુખ દેવાને બદલે ઉલટાં દુઃખદાયક નિવડે; ખુશાલીને બદલે તેઓ તમને કદાચ ખેદમાં નાખે; તમારાં અંતઃકરણને દિલગીરીમાં નાખે; અને તમારાં ઘડપણમાં તમારી "લાકડી" થવાને બદલે તેઓ કદાચ તમારાં ધોળામાં ધૂળ નંખાવે."

૧૮૫૭માં લન્ડન ખાતે જુલ્યા પેસ્ટ્રાના નામની સ્ત્રીને બતાવવામાં આવી હતી, જેણી ૧૮૬૨માં મોસ્કો ખાતે મરણ પામી હતી, જેનું મડદું પ્રોફેસર સકાલોફે સુગંધીથી ભરીને રાખ્યું હતું, અને પીકાડીલીના લત્તામાં અંગ્રેજ લોકને તેણીના પૂરી ફરીથી દર્શન કરાવવામાં આવ્યાં હતાં. એણી મેક્ષીકોના હબસીઓમાંથી મળી આવી હતી, જેણીના આખા શરીરે જયાં જોઇએ ત્યાં વામ વામ બાલો ઉગેલા હતા. પરંતુ તેણીને જોઇને સૌ તમાશબીનો પુજ્યભાવથી નમતા હતા, તેણીનાં મડદાંને પણ લોકો ભક્તિભાવથી શેઝદો કરતાં હતાં. આમ થવાનું કારણ એટલુંજ હતું, કે જટાવાળા એક બુઢા આરબ ફકીરની તેણીનો બાપ દરરોજ શ્રદ્ધાપૂર્વક સેવા બજાવતો હતો, જેની છાપ તેની બેટીમાં ઉતરી હતી. માટે જે વેળાએ ત્હારો સત્સંગ હશે તે વેળાએ ત્હારી સ્ત્રીએ ધારણ કરેલો ગર્ભ પણ ઉત્તમ નિવડશે. એટલા સારૂજ તું સર્વદા સત્સંગ કરજે.

સુર દુર્લભ તન પાઇકે, કરહી સદા સત્સંગ;<br>
રૂષિ પ્રભાકર તાહિકોં ચઢેં જ્ઞાનકો રંગ.

દેવતા ફીરેસ્તાઓને મળવો મુશકેલ એવો મનુષ્ય દેહ પ્રાપ્ત થયા પછી જે સદા સર્વદા સત્સંગ કરે છે, તેમનેજ, રૂષિ પ્રભાકર કહે છે કે, જ્ઞાનનો રંગ ચઢે છે. મેં એક ચોપાન્યામાં નીચલું દ્રષ્ટાંત વાંચ્યું છે કે;

"**બોસ્ટન** શહેરમાં એક ધણીએ ઘણી તપાસ કરીને એક અતિ સુંદર બાળકનું ચિત્ર શોધી કાઢયું, અને તે ચિત્ર પોતાની સ્ત્રીની દૃષ્ટિમાં વારંવાર આવે એવે સ્થળે ભીંત ઉપર ટાંગ્યું. ગર્ભાવસ્થામાં આ સ્ત્રીએ પેલાં સુંદર બાળકના ચિત્ર ઉપર ચિત્ત લગાડયું, અને એ ચિત્ર સંબંધીજ કલ્પના કર્યા કરી, તથા પોતાને એવુંજ સુંદર બાળક થાય એવી પ્રબળ ઇચ્છા કરી, જેથી ખરેખરજ તેણીને પેટે આબેહુબ એવુંજ સુંદર બાળક થયું હતું."

માટે હાલ ત્હારે તેમજ ત્હારી ધણિયાણીએ કામ–ક્રોધ–લોભ–મોહ–મદ અને મત્સરના વિચાર આચાર ને વચન નહીં રાખતાં આરોગ્યતા, અશોઈ, પવિત્રાઈ, શૌર્ય, અને સુખનાજ બધા વહેવાર રાખવા બેટા. ગર્ભ એક કેમેરા રૂપ છે. જીવાત્માનો ગર્ભમાં પ્રવેશ થતાં સુધી, જે રીતે ફોટોગ્રાફ્નો કેમેરા જેટલો વખત ઉઘાડો રહે એટલા વખતમાં જેવી વાંકી સીધી છાપ તેમાં પડી જાય છે, અને તેવું ચિત્ર કે છબી સારી માઠી ઉતરે છે, તેવીજ રીતે ખુલ્લ રહેલા ગર્ભરૂપી કેમેરામાં મન–વાણી–અને કર્મના વાંકા સીધા ફોટોગ્રાફ (ચીત્ર) આબાદ ઉતરી જાય છે. માટે આ સંસ્કારની સાચવણી કરવાની અવશ્ય જરૂર સમજજે બેટા. મેં બાપ થતાએ જે રીતે ત્હારા શીર ઉપર, નીતિ ધર્મથી ભરપૂર એવું સંસાર સુખનું તાજ શુદ્ધ ભાવે મૂકયું છે, તેજ રીતે હમણાથીજ ત્હારે પેટે પેદા થનારાં બાળક ઉપર સુખશાંતિનું તાજ ત્હારે મેલવું જોઇશે.

"પેસ્રરરા બેનેહ તાજ અકનૂન બસર;
ચુનાન ચુન નેહાદત બસર બર પેદર."

જે શુભ સ્થાને જઈ શકાય છે, તે શુભ સ્થાને પહોંચવા સારૂ ત્હારાં બાળકના જીવને સત્ય આત્મા જોડે જોડેલી રાખવાને સારૂ ત્હારેજ પ્રથમ સત્ય માર્ગે ચાલવું. જેમ ત્હારો આત્મા જોશે તેમ ગર્ભમાંનો જીવ જોશે. ત્હારૂં મન જેવું વિચારશે તેવા વિચારની છાપ ગર્ભને પડશે. તું ઇંદ્રિયોની મોજમઝામાં લપટાઈ રહેશે તો ત્હારે પેટના કાદત્ર ઉપર તેવીજ અસર ઉત્પન્ન થશે. તું ક્રોધી કે દીલગીર હશે અને ત્હારી ગર્ભવતી સ્ત્રી જો તને ચિડિયેલ, ક્રોધી, કે શોકાતુર દેખશે તો તેના પેલા કેમેરામાં પણ તેવોજ ફોટો ઉતરી જશે.

દીકરા મ્હારા! ક્રોધ એ માણસનો પૂર્વાપારનો શત્રૂ છે. લોભના જેવો મસ મોટો વ્યાધિ એકપણ નથી. જે કોઇ સર્વ જીવાતનું હિત ચ્હાનાર છે તેજ સાધુ છે. તું જો નિર્દય હોય તો તું સાધુ ના થઇ શકીશ. તું ત્હારી સ્ત્રી ઉપર જુલમ ગુજારી નિર્દય થઇશ તો લોકોની લ્યાનતમાં આવી પડીશ. જે જાલીમો કરે જગમાં જુલ્મ નાર પર; લ્યાનત લાખો પડે બસ તે સીતમગાર પર. દીકરા! પત્નિ સાથે કે પુત્રો સાથે, માતા કે પિતા જોડે, ભાઇઓ

કિંવા ભાભીઓ જોડે, કન્યા કે નોકર ચાકર સાથે ત્હારે કદિએ વાદવિવાદમાં ઉતરવુંજ નહીં.

"ઝે નીકી મ પરહીઝ હરગીઝ બ રંજ;
મકુન શાદમાન દેલ બ બીદાદો ગંજ."

ગમે એવું સંકટ કે સુતક આવી પડે તોએ ભલાઇથી વેગળો નહીં જઈશ. જુલમ જાસ્તી કરીને દ્રવ્ય ભેગું કરવા સારૂ ત્હારો જીવ પ્રસન્ન રહે એવી ચાલ ચલાવતો ના. જેમ મોટામાં ખપવાનો હાંફળો નહીં રાખવો તેમ બાયલો હિચકારો થઇને ખોસાઇ ખોસાઈને બૈરાં જેવો પણ ના બનતો. **રોમ**નો પહેલો રાજા **જુલ્યસ સિઝર** જે ઇ. સ. પૂ થોડાંક વર્ષ ઉપર જન્મ્યો હતો; તે કહેતો કે, "**રોમ**માં હું બીજે નંબરનો પુરૂષ કહેવાઉં તેના કરતાં એક ન્હાનાં ગામડાં ગામમાં પહેલા નંબરમાં ખપું તે ઉત્તમ છે!" આ તેની કાંક્ષાને લઈને તે બૈરાં જેવો બાયલો બનીને આનંદ વૈભવ ને મોજ મજામાં દરરોજ જીઆફતો ઉડાવી આફતોનો અધિકારી થઈ પડયો હતો. બધી **રોમન** બાયડીઓનો તે માટી હતો, અને સઘળા **રોમન** માટીડાઓની તે બાયડી થઈ પડયો હતો! એથી ઉલટું **સાઇલિયાસ**ના સંબંધે બન્યું હતું. તેનું વય સાત વર્ષનું થયું ત્યાં સૂધી, જોકે તે પોતાની માતાની ફાંટમાં ભરાઈનેજ રહ્યો હતો, તોપણ તે માતા તેને દરરોજ એકજ આજ્ઞા કરતી હતી કે; "**વ્હાલા દીકરા! ત્હારી ઢાલની સાથે, નહીં તો ઢાલની ઉપરજ તું પાછો ફરજે!**" આ વચન દર સવારે તે માતા તેની પાસે ગોખાવતી હોવાથી મોટપણે પણ તેને એજ વચનો યાદ રહી ગયાં, અને લડાઈમાં એવી બહાદુરીથી લડતો, કે તે જીત મેળવીનેજ આવતો હતો. દીકરા, એ સંસ્કારનો છાપ હતો. સંસ્કાર જેવા હોય તેવું માણુસ થાય. સર્વ બંધનો સંસ્કારને લીધેજ હોય છે. સર્વ સ્વતંત્રતા સંસ્કારથીજ છે. બાળપણમાં જેવા સંસ્કારમાં માણુસ ઉધરેલો ઉછરેલો હોય તેવાજ તેનામાં ગુણ અવગુણ આવે છે. જેવા જેના બચપણના સંસ્કાર તેવુંજ તે આદમી મોટપણે પરાક્રમ કરે છે. નોશાકરા એંટાલ ને દિલ્લીવાનો ઠગ, અમદાવાદી કસરિયો ને મુંબઇગરો શોખીન, બ્રાહ્મણ ભિખારી ને વાણિયો વહેવારી, કાબુલી ઝાંઝી ને ગુજરાતી ગરવો, એ સૌ જે તે દેશના સંસ્કારનુંજ પરિણામ છે બેટા! બાકુ ભણી કાસ્પીઅનના કોસ્તા ઉપર જે "ક્રિસ્ટલ હિલ્સ" નામની ટેકડીઓ છે ત્યાં લાખો લાખ હીરા ઝલકે છે, પરંતુ તે હીરાને માત્ર સ્ફાટીક અથવા બિલ્લોરી કાચ ગણીને માણુસે "છો પડયા રહ્યા"; એમ માનવાનો સંસ્કાર પાડયાથી, તેમની હીરામાં ગણત્રી થઇ નહીં તે આજ સૂધી; બાકી ખરા હીરા પણ પથરાજ છે, ને આ હીરા પણ પથ્થરોજ છે. ઝળકાટ ને તેજ સૌ તો એક સરખાંજ છે, પરંતુ જેની અછત નથી તેની

કીંમત પણ નથી. જેની અછતના સંસ્કાર બંધાયા તેની કીંમત પણ મોટી અને મોંઘી ગણાઇ. એરબ્બીમાં કહ્યું છે કે;

"અકલલે જબાલેલ અરજે તુર વ એને હૂ;
વે આજમ એનદેલાહો કદ્ર નવ મંનજેલંન."

તુર નામનો પર્વત છે, તેનો દરજ્જો ને મરતબો મુસલમીનોમાં બીજા પહાડો કરતાં આલા ને મોટો છે, કેમકે મુસા પેગંબર એ પહાડ ઉપરથીજ આકાશ ઉપર ગયા હતા, એવી માન્યતાને લીધે મુસાના સંસ્કાર તુર ઉપર પડયા. તુરનો દરજ્જો આ પૃથ્વી ઉપર તુચ્છ કાં ન હોય, પરંતુ મુસાના સંસ્કારને લીધે દાદારની દરઘામાં તો તેનો દરજ્જો ઉંચ છે. દીકરા વ્હાલા! તું પણ જો ત્હારી હીરા તુલ્ય કીંમત કરાવવા ઈચ્છા રાખતો હોય, તો સર્વ વહેવારમાં તું ત્હારી કીંમત પોતેજ કરતાં શિખજે. દોસ્ત આશનાવોની મુલાકાતે જવામાં કાંઇ એબ નથી; પરંતુ એટલા બધા મુલાકાતે જાયા નહીં કરવું, કે સામો ધણી કંટાળીને તને પાછો આવવાની ના કહે. અગર જો તું પોતે પોતાનુંજ ફોડી લેશે તો બીજા કોઈથી તને નબળો શબ્દ સાંભળવો નહીં પડે. મહમદ પેગંબર સાહેબનો જીવજાન દોસ્ત અબુહોરેરા કરીને હતો. તે હરહમેશ પેગમબરની સેવા ચાકરી ઉઠાવવા દરરોજ તેમને ત્યાં મળવા જતો હતો. વારંવાર આવતો જોઈ તેને મહમદે કહ્યું; "વ્હાલા! તું દરરોજેજ મળવા નહીં આવે તો સારૂં, કે મ્હારો ત્હારા પ્રત્યે પ્રેમ વધતોજ રહે, જેવી રીતે કે સૂર્ય દરરોજ દેખાયા કરતો હોવાથી, ઘણે દહાડે દેખાતા ચાંદની પેઠેમ ઇન્તેજારી કરાવતો નથી!"

બ દીદારે મરદુમ શુદન અએબ નીસ્ત;
વલેકીન ન ચંદાં કે ગુઇયન્દ "બસ!"
અગર ખીશતનરા મલામત કુની;
મલામત ન આયદ શનીદન ઝે કસ.

કરોડો રૂપીયાવાળા શ્રીમંત કરતાં મજાને તો દાતાજ પ્રિય છે. સમુદ્રમાં કાંઈ પ્રાધો પ્રાબ ટન પાણી છે, છતાં તે પાણી કરતાં વરસાદના થોડાં પાણીનીજ લોકોને તો ઈંતેજારી રહે છે.

દીકરા! તું બેવકુફનો ભાગિદાર ના થતો. નાદાન સાથે વાદવિવાદ ના કરતો. ચુગલીખોરની સાથે કાચા કાનના રાજાની દરબારમાં જઇશ મા. લ્યાનતી ને બેઈજ્ઝત થએલા ધણી સાથે સગપણનું નાતું ના રાખતો. કીનાખોર વેરસી સાથે સલુક રાખજે, લડતો ના. લોભ્યાથી અળગો રહેજે. મિત્રો જેથી પ્રસન્ન રહે તે કરજે, ને શત્રુ જોડે હિચકારૂં વર્તન ના રાખીશ. જેને લોભ હોય તેને ત્હારો મુરબ્બી ના બનાવતો. ભૂપ, ભૂજંગ, ને નર્તક એ મુખે દોહે-

લાં હોય છે તેથી આગળથી કરડે છે; પણ વેરી, વાણિયો, ને વિંછી તો પૂંઠેથી ડંશ મારે છે. ત્હારા મ્હોં ઉપર સ્તુતિ કરનારા મિઠાં બોલુ મધ્યા-વચ-ની કરતાં, **મોઢા** ઉપર કટુ કડવાં વચનો કહી અંતરમાં ત્હારૂં હિત ઈચ્છનારને ત્હારો પોતાનો લેખજે. **સાઆદીની** આજ્ઞા છે કે;

"તા દેલે દોસ્તાં બ દસ્ત આરી; બોસ્તાંને પેદર ફરૂખ્તે બેહ.
પૂખ્તને દીગ નીક ખાહાંરા; હરચે રખ્તે સરાસ્ત શુખ્તે બેહ.
બા બદ અંદીશ હુમ નીકુઈ કુન; દેહાંને શગ બ લુકમે દુખ્તે બેહ."

દોસ્તોનું દિલ મેળવી લેવા થકી ત્હારા બાપના બાગનો ભોગ આપવો પડે તો તે પણ આપજે. પોતાના શુભેચ્છક ને શુભચિંતકો થકી દેગ ટાટવવા સારૂ ત્હારા ઘરનો અશબાબ કે ફરનીચર પણ બળતણ લેખે તું વાપરે તે ભલું છે. તું ત્હારા શત્રુઓ સાથે આખરની ભુંડાઈ ના કરતો. કુતરાંનું મોઢું ટુકડા રોટીથી સિવી લીધેલું ભલું. ભોંસતાં કુતરાંને ખાવાને સારૂ કોળિયો નાખીને મૂગું રાખેલું ભલું. જરમનીના કૈયસરે પોતાના ક્રાઉન પ્રિન્સની તરવાર ઉપર આ રીતનો લેખ કોતરાવેલો હતો કે; "**ત્હારૂં બળ તે ત્હારા પ્યારા દેશને માટેજ રહેવા દેજે**, મ્હારા પ્રિય પુત્ર બિલ્યમ—ક્રિસ્ટમસ ૧૮૯૭." વળી એ શમશેરની પાછલી ગમ લેખ કરાવ્યો કે; "પ્રભુ ઉપર શ્રધ્ધા રાખજે બેટા ! હિંમતથી જીવન ગાળ, કે ત્હારાં કીર્તિવંત કામનો પ્રકાશ પડે ! જે મનુષ્ય પરમેશ્વરને અંતઃકરણથી પ્રસન્ન કરે તે જંગ કે યુધ્ધમાં કદિ પણ બેઈજ્જત થઈને નિરાશ ન થાય !"

यत्ने कृते यदि न सिद्धयति कोऽत्र दोषः ।

યત્ન કરવા છતાં કામ પાર ન પડે તો કાર્ય કરનારને માથે દોષ રહેતો નથી. હે બાપની ચશમ ! હે નૂરે ચશ્મ ! આજે જે તક મળશે તે આવતી કાલે મળનાર નથી, એટલા વાસ્તે તું ડાહ્યો દીકરો હોય તો વ્હેલો ચેતજે. આજે મળેલી તકનો લાભ આજેજ લઇ લે, કાલે નહીં; કાંકે આજની અને આવતી કાલની વચ્ચમાં તો **મૃત્યુ** ઉભેલુંજ હોય છે.

"કબીર ! જો દિન આજ હય, સો દિન નાહીં કાલ;
ચેત શકે તો ચેત લે ! મીચ પડી હય ખાલ."

પૃથ્વિ ઉપર લિંબડાનાં ઝાડો તો ઘણાંએ જણાય છે, પરંતુ ચંદનનાં ઝાડો તો જવલે કોઈકજ ઠેકાણે નજરે પડે છે. ચો તરફથી આ જગત્ પથ્થરા પહાણકાથી ભરપૂર જણાય છે, મગર મણિ માણક ને હીરા તો મળવે મોંઘા ને મુશકેલ હોય છે. જ્યાં ત્યાં નિરંતર કાગડાના કા-કા અવાજો તો સંભળા-યાજ કરે, પરંતુ કોયલના મધુર સુસ્વરો તો ચૈત્ર માસમાંજ સાંભળવાનો લ્હાવો મળે છે. દીકરા ! આ ઉપરથી મ્હારો તો એજ મત છે, કે આ જગત્માં દુરિ-

જનો તો ઘણા મળી આવશે, પરન્ચ સજ્જનો તો જવળેજ દીઠામાં આવશે. તું ત્હારા બાપના રાજમાં લાડકવાયો ફરી જઈને, વગર ચિમટો તોડેલો નિષ્ઠુર થઈશ તો તું પોતે પણ હાડમાર થશે, ને બીજાને પણ હાડમાર કરશે. એક શાળામાં બીજા છોકરાઓ ભેગો બાદશાહનો છોકરો પણ ભણતો હતો. કલાસના છોકરાઓનો વાંક પડયાથી મહેતાજીએ બધા પોરિયાઓને નેતરે માર્યા, પરંતુ બાદશાહના બેટાને તો બધા કરતાં બે ફટકાના સપાટા અડકાજ માર્યા! બાદશાહ બાપ પાસે જઇને બાદશાહજાદાએ ફરિયાદ કીધી કે; "લોકના છોકરાઓને માર્યા તેના કરતાં મને અધિક માર્યો!" આમ કહી પોતાનું શરીર ઉઘાડી શરીર ઉપરના નેતરના સૅર બતાવ્યા. બાદશાહને ક્રોધ ચઢવાથી તુર્ત મહેતાજીને બોલાવી ખુલાસો માગતાં, મહેતાજી નમી ઝુકીને બોલ્યા: "બંદે નવાઝ! વાત તો ખરી છે ગરીબ પરવર! રૈયતનાં છોકરાં કરતાં બાદશાહનાં છોકરાંએ તો ઘણાંજ સારાં ફએલ રાખવાં જોઈએ; તેથી જયારે તેજ બાદશાહજાદાં રાજકર્તા થાય ત્યારે પ્રજાને પીડવાને બદલે વાત્સલ્ય ભાવ ને દયાથી વર્તે.

"અગર સદ ના પસંદ આયદ ઝે દરવીશ;
રફીકાંનશ યકી અઝ સદ ન દાંનન્દ.
વગર યક ના પસંદ આયદ ઝે સોલતાન;
કે એકલીમી બ એકલીમી રશાંનન્દ."

અગર જો દુરવેશ થકી એક સો કામ નાલાયક થાય તો તેના દોસ્તો તે એકસો કામમાંથી એકને પણ ખાતરમાં નહીં લાવે; મગર બાદશાહથી માત્ર એકજ કાર્ય અઘટિત થઇ જાય તો તે વાતને એક દેશથી બીજે દેશ સૂધી પહોંચી જતાં વાર નહીં લાગે. એટલા માટે રૈયતનાં બચ્ચાં કરતાં પાદશાહી બચ્ચાંને તરબિયતનો તથા ચાનકનો ચમટો તો બશબરજ તોડવો જોઇએ, કે જે ચાનક ભવિષ્યમાં તેને અને પ્રજાને લાભકારક થઈ પડે. મ્હારા વ્હાલા દીકરા! પરમાત્માના જેવો તું સૌને ઘણોજ લાભ કરનારો નિવડજે! બાદશાહ ફરેદુનની પેઠેમ ઝોહાક જેવા જુલ્મીનો દ્હાર તોડનારો પણ થજે! જામાસ્પ હકીમ જેવો તું હિંમતવાને થજે, તેમ રૈયતની સારી પેઠે પાશબાની કરનારા જમશેદ પાદશાહ જેવો બુલંદ ઓરેહ ધરાવનારો પણ થજે! કાઉસ બાદશાહ જેવો તું સંપૂર્ણ ઝળકાટવાળોએ થજે, અને એજ પાદશાહના સલાહકાર અઓસ્નતર જેવો સંપૂર્ણ ચાલાકીવાળો નિવડજે! દિકરા, ત્હારા ઉપર કાંઈ તોહમત આવે, ત્હારી બદગોઇ નિંદા થયા કરે, નિંદાખોરો દબાઈ નજ જાય, અને ખોટાં આળ ત્હારાથી તામુશ નજ થાય ત્યારે તું આપણા હોમ ઇજદને ત્હારો મવક્કલ ફરેસ્તો કરી રાખીને તેનીજ મદદ તેવે પ્રસંગે માગજે કે;

આઅત મે અહે દુશ સંગહહે પરાચ્ વએપય મનો!
આઅતં અહે ની મનો મનો, યો મે દુશ-સંઘેહ્ હિસ્તઇતે !

હે હોમ! મ્હારી ખોટી બદગોઇ અને જુઠી નિંદાના કરનારાની નિંદા ઉભી કરવાની કલ્પના શક્તિનો તું નાશ કરજે! જે શખ્સ મ્હારી નિંદા ને બદગોઇ કરનાર લેખે હરદમ ખડોજ ઉભો રહીને સર્વદા મ્હારી ચાલુ નિંદા કર્યાજ કરતો હોય, તેની વિચાર શકિતનેજ, હે હોમ! તું ખડાખાસ્તા કરીને નીચે દબાવી દે! દીકરા! સત્ય માર્ગે જે ધનનો લાભ થાય તેજ ખરે-ખરો દ્રવ્ય લાભ થયો એમ સમજજે. બેટા! અધર્મ અને અપ્રમાણિક પણાના પૈસાનો ધિક્કાર કરજે. ધર્મ અને પ્રમાણિક નિષ્ટા એજ નિત્ય ટકનારૂં ધન છે, માટે ધનના લોભે ધર્મનો નાશ નહીં કરતો. સ્પીત-માન જરથોસ્તના જેવો તું પ્રમાણિક, નિર્લોભી, રાસ્ત, અશો, અને સભ્યતાને વળગી રહેનારો, તથા ઠગાઈને હણનારો નિવડજો. તેહમુરસ્પ! દેવ-બંદના જેવો તું શસ્ત્રોથી સજાયેલોજ રહેજો! ઝોહાક પાદશાહ જુલ્મગાર અને દુષ્ટ માર્ગી હતો, તોપણ હજારો યુકિત પ્રયુકિતવાળો હોવા છતાં તે આજેઝ થઇ હેઠળ પડયો, તેવો તું ના થતો; પણ મેહેર ઈજદ જેવો હજારો ભલી યુકિતઓ ધરાવનારો થજો! તલમાંથી તેલ, ગાયમાંથી દુધ, ને લાકડાંમાંથી અગ્નિ કાઢવાની માનવીએ જેમ સેંકડો યુકિત શોધી કાઢી છે, તેમજ તું ડાહ્યા દીકરાએ પોતાનાં ગુજરાન સારૂ સેંકડો સારી યુકિત ને સાચા ઉપાયો શોધી કાઢવા જોઈશે. કવિ કાઉપરનું શિક્ષણ બરાબર ગોખી રાખજે બેટા.

"Society, friendship and love,
Divinely bestowed upon men,
Oh! had I the wings of a dove,
How soon would I meet you again."

મણિ, મોતી, પ્રવાલાં, ધાતુ, વસ્ત્ર, કપૂર વગેરે જવાહિરો અને સુગંધી-દાર વસ્તુઓ ગમે એવી અમુલ્ય હશે પણ તેની પરિક્ષા તો કોઈ કાંઈ કિંમત કહે, ને કોઈ કાંઈ કહે; વધઘટ થયાંજ કરે, પરંતુ ધર્મ અને સતની કિંમત-માં વધઘટ હોયજ નહીં પુત્ર! એટલા માટે તું ઉર્વાક્ષના જેવો ડાહ્યો ડહાપણ વાળો તથા મહાન પુરૂષોની મીજલશમાં બેસનારો થજે. કયે શીયાવક્ષના જેવો તું સદગુણી, સોહામણો, રૂપાળો અને મજબુત શારીરવાળો તેમ તેના જેવોજ નિર્દોષ અને તેના જેવોજ બેગુન્હા અને પવિત્ર રહેજે! ત્હારી સોડે હાથ પકડીને કોઈ ધર્મ કરાવી શકવાનું નથી, પણ બાપના ઉપદેશથીજ તું ત્હારી મેળે ધર્મમાં લીન થઈ શકશે દીકરા. તું કાંઈજ નહીં તો હાથે કલમનો હુન્નર શિખશે, ને પ્રમાણિક ઉદ્યોગ કરીશ તો તને ધન નહીં તો ધાન્ય તો મળશેજ મળશે. લૉર્ડ બાયરનને પૈસાની તંગી પડી ત્યારે તેણે

"ચાઈલ્ડ હેરોલ્ડ" નામની કવિતા લખીને રૂા. ૪૫૦૦ પીસ્તાલીસસો મેળાવ્યા, પણ તે જ્યારે ખરચાઈ ગયા ત્યારે વળી "ડૉન જુઆન" કેતાબ લખીને ૩૫૦૦ રૂપૈયા પાછા પેદા કર્યા હતા. પણ જમાનાની ગીરદીશથી બધી દોલત જ્યારે પાછી ઘસડાઇ ગઈ ત્યારે ન્હાની ન્હાની બીજી કવેતો રચીને પોતાનું ગુજરાન ચલાવ્યું હતું. સંસારની આવી અટપટીમાંથી સુરક્ષિત બચી જવાને તું ભાગ્યશાળિ થા બેટા. ત્રિત્ર્-નવાજની માફક પાર કરવાને અઘરી ને દૂર દરાજ પડેલી એવી રંઘ નદિને પાર કરનારો તું થજે! મનુષ્ય માત્રના સરદારોની માફક ઇઝદ અમશાસ્પંદોનો તું પ્યારો ને વ્હાલો થઇ પડજે! આથવ્યાનનાં ઘરાણાની પેઠેમ તું ગાય ઢોરથી ભરપૂર થજે! પોઉરૂસસ્પના જેવો તું ઘોડાઓથી ભરપૂર થજે; તોપણ થોડી પુંજી ને થોડી કાળજીવાળો તું થાય એ પણ બેહતર છે. રાવણની દરબારમાં હનુમાનજીને બેસવાને માટે કાંઇજ આસન નહીં આપવામાં આવ્યું ત્યારે તે પોતાની પૂછડીની ખુરસી બનાવીને બેઠા હતા. માટે ઈશ્વર ઉપર શ્રધ્ધા રાખીશ તો એવા એણને વખતે તને તાત્કાળિક જ્ઞાન થશે. શ્રદ્ધાવાન લભતે જ્ઞાનં શ્રદ્ધાવાનને જ્ઞાનનો લાભ ન ધારેલો એકાએક મળી આવે છે, અને રસ્તો સુઝે છે.

## છેવટના સખુનો.

મ્હારા પ્રિય પુત્ર, અશો જરાથુસ્ત્રના પવિત્ર વોહુક્ષથ્ર ગાથાનું કિર્તન કરી મ્હારાં આ શિક્ષણો હું ખતમ કરૂં છું, તોપણ "**સલુકનો બાપ**" તું કેમ થઈ શકશે તેના શિક્ષણો હું જીવતો રહીશ તો તને આયંદે કહી સમજાવીશ દીકરા!

"નેમો વે ગાથાઓ અષઓનીશ! વોહૂ ક્ષથ્રેમ વઈરીમ બાગેમ અઇબી-બે-
રિશ્તેમ, વિદીષેમ્નાઈશ ઈજાચીત અષા અન્તરે—ચરૈતી વ્યઓથનાઈશ,
મઝદા વહિશ્તેમ તતને નૂચીત વરેષાને!"

સારી હકુમત જે પસંદ કરવા યોગ્ય છે, અને ઘણીજ સહાય થનારી ખરેખરી દોલત પણ તેજ છે; તે દૌલત મ્હારાં સત્યને લીધે, તથા મ્હારાં પવિત્ર કામોને લઇને, જગતના લોકોમાં તે દૌલતથી આબાદી અને સુખ સંપત્તિ તથા રોગરાઈની દુરસ્તી સઘળે પાથરે! દીકરા! સારી સત્યવાદી સન્તાને જો નેકીનાં કામોમાં વાવર્યે તો જગતનું ભલું થવા ઉપરાંત તમામ લોકોની આબાદી તથા સુખમાં દિન પર દિન વધારોજ થતો જાય. હે મહાન પિતા! અમારે માટે જે કાંઇ સર્વોત્તમ છે તેજ તું મને અને મ્હારા દીકરાને કરવા દેજે!



# “ બેટી તું સાસરે કેમ સમાશે ? ”

“ હિંદી-આફ્રીક ”નો અભિપ્રાય. (અકટોબર ૧૯૧૯.)



**મી૦ સો. મ. દેશાઈની** કાબેલ કલમથી આ માસિકમાં હપ્તારૂપે વખાણથી વંચાયલા આ કિંમતી લેખ હાલમાં પુસ્તકરૂપે પ્રગટ થયા છે, જેની એક નકલ અભિપ્રાય અર્થે અમને મળી છે. આ શિક્ષણો “ હિંદી આફ્રીક ”ના વાંચક વર્ગમાં કેટલાં હદબહાર વખણાયાં છે તે વાંચકો સારી રવેશે સમજે છે. આ વિષયોને પુસ્તકરૂપે પ્રગટ કરવા બીલીમોરાના જાણીતા શહેરી શેઠ બરજોરજી નસરવાનજી મેગુસીએ ખાહેશ જણાવી ભવિષ્યમાં કોમને સારી આશા આપનારા એમના સપુત ભાઈ દીનશાના ભર જવાન વયમાં બહેસ્તનશીન થવાના દુઃખભર્યા બનાવની યાદમાં આ પુસ્તકને છપાવાનો સઘળો ખર્ચ એવણે ઉપાડીયો છે, અને તેનો બહોળો ફેલાવો કરવાની શુભ નેમથી ફક્ત ૮) આનાની તમામ નજીવી કિમત ઠરાવવામાં આવી છે. ખેશી-મિત્રોમાં ઉધરતી બાળાઓને ભેટ આપવા અને જાહેર કન્યાશાળાઓમાં આ પુસ્તક ઇનામ તરીકે ભેટ આપવામાં ઘણુંજ ઉપયોગી થઈ પડે એવું છે. મી૦ બરજોરજી મેગુસીએ મી૦ સો. મ. દેશાઈ જેવા એક ખરા લેખકની નામીચી કલમને ઈનસાફ આપી તેની કદર અને કિમત બુજી છે, અને પોતાના વહાલા બેટાના નામ સાથે સાહિત્ય સેવા બજાવવા જેવો ઉત્તમ ધર્મ પાર ઉતારી વાંચકવર્ગની પણ કિમતી સેવા બજાવી છે; જે ભલા ખ્યાલ માટે આ શેઠને ખચીત ધન્યવાદ ઘટે છે.



# મા—બાપની સેવા.

“ મા-બાપની સેવા ” તે શું છે, અને એ સેવાનું ફળ કેવું છે, તથા એ સેવા નહીં કરવાથી શું પરિણામો નિપજે છે, એ સર્વ વાતો ઉત્તમ રીતે તમારાં દીકરાં દીકરીના હૈડાંમાં ઠસાવીને સંસારને સુખી બનાવવો હોય તો મ્હારી ખાસ ભલામણ છે, કે સેંકડો દાખલા દલીલથી ગમત સાથે જ્ઞાન મળે, અને વાંચવા ગમે એવું આ પુસ્તક જરૂર મા બાપો પણ વાંચો ને તમારાં દીકરાં દીકરીને જરૂર એનો અભ્યાસ કરાવો. ૧૩૫ પાનાનું આ પુસ્તક સુંદર છપાઇ ને સુંદર બાંઈડીંગ સાથનું રૂ૦ ૧-૦-૦ની કિંમતનું છતાં ઘર બેઠાં ૧૨ આનામાં ( વી૦ પી૦ સાથે ) પહોંચાડવામાં આવશે. વાંચ્યા વગર તેની કદર કરી શકાવાની નથી. ઘર સંસાર થયો ત્યાં આ પુસ્તક બચ્ચાંના બચ્ચાં વાંપરે એવી દરેક ઘરનાં વડીલોએ જરૂર ઇચ્છા રાખવી.